ભારતી-પ્રકાશન : ૧૭

# જગતનો તાત

લેખક

રામનારાયણ ના. પાઠક



અંજલિ ગ્રંથમાળા

ભારતી સાહિત્ય સંઘ

પો. બો. નં. ૭૩ : અમદાવાદ

વર્ષ પાંચમું ] [ પુસ્તક ત્રીજું

ઉત્ક્રાન્તિના વિચારો ફેલાવતું બારસો પાનાંનું સાહિત્ય
ચાર પુસ્તકોમાં નીચેના લવાજમે ઘેર બેઠાં મળશે :

| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશમાં |
|---|---|---|
| કાચું પૂઠું ૩–૦–૦ | ૩–૮–૦ | ૪–૦–૦ શિ. છ. |
| પાકું પૂઠું ૪–૦–૦ | | ૫–૮–૦ શિ. આઠ |



મૂલ્ય : ઘેરબેઠાં

| ગ્રાહકને | છૂટક |
|---|---|
| ૧–૨–૦ | ૨–૦–૦ |

પ્રકાશક
લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી
ભારતી સાહિત્ય સંઘ
પો. બો. ૭૩ : અમદાવાદ

મુદ્રક
શાહ મણિલાલ છગનલાલ
નવપ્રભાત પ્રિં. પ્રેસ
ઘીકાંટા રોડ : અમદાવાદ

# નિવેદન

'જાગતા રે'જો' (પૂર્વાર્ધ) પ્રગટ કર્યા પછી અમે અમારાં પ્રકાશનોમાં નિયમિત નથી રહી શકયા તેનું દુઃખ થાય છે, પરંતુ બદલાયેલા સંયોગોમાં એમ કર્યા વિના છૂટકો જ નહોતો. આજે પણ 'જાગતા રે'જો' ને બદલે 'જગતનો તાત' પ્રગટ થયેલું જોઈને ગ્રાહકને સહેજ નારાજી થશે, પરંતુ 'જાગતા રે'જો' ના ઉત્તરાર્ધ માટે એમણે હવે વધુ થોભવું પડશે નહિ. એ પુસ્તક તો ફેબ્રુઆરીની પહેલી તારીખે અવશ્ય પ્રગટ થઈ જશે.

જે ગ્રાહકોને પુસ્તકો ટપાલ દ્વારા મોકલવામાં આવે છે તે સૌને એ પુસ્તક વી. પી. થી મોકલવામાં આવશે. દરેક વર્ષનું છેલ્લું પુસ્તક નવા વર્ષના લવાજમ માટે વી. પી. થી મોકલવુ એવો અમારો નિયમ છે. એ રીતે 'જાગતા રે'જો' ઉત્તરાર્ધનું ફેબ્રુઆરીના પહેલા અઠવાડિયામાં વી. પી. થશે. કાચા પૂઠાના ગ્રાહક માટે રૂા. ૩–૪–૦ વી. પી. થશે અને તેના તેમણે રૂા. ૩–૬–૦ ભરવા પડશે. પાકા પૂઠાના ગ્રાહકને રૂા. ૪–૪–૦ નું વી. પી. થશે અને તેના તેમણે રૂા. ૪–૬–૦ ભરવા પડશે.

સારું તો એ છે કે ગ્રાહકો આ પુસ્તક મળ્યા પછી પોતાનું લવાજમ મનીઑર્ડરથી જાન્યુઆરીની આખર તારીખ પહેલાં અમને મોકલાવી આપે. જેઓ ગ્રાહક રહેવા ન ઇચ્છતા હોય તેઓ પોતાની અનિચ્છા એક પોસ્ટકાર્ડ દ્વારા જણાવી દે. જેમના તરફથી એ રીતે ના નહિ આવે કે લવાજમ નહિ આવે તેમને છેલ્લું પુસ્તક વી. પી. થશે જ. આ વી. પી. જો તેઓ નહિ છોડાવે તો એ પુસ્તક ઉપર તેમનો અધિકાર રહેશે નહિ.

એટલે આમારા ગ્રાહકોને અમે વિનતિ કરીએ છીએ કે કાં તો જાન્યુઆરીની આખર પહેલાં ના જણાવે અથવા તો લવાજમ મોકલી આપે. જો એમ ન કરી શકે તો જે વી. પી. આવે તે સ્વીકારી લેવાની કૃપા કરે.

આવતા વર્ષની સંપૂર્ણ યોજનાની એક પત્રિકા આ સાથે જ મોકલાવી છે તે ગ્રાહકો ધ્યાનપૂર્વક વાંચે અને ગુજરાતની બીજી કોઈ પણ ગ્રંથમાળા જે સગવડો નથી આપી શકતી તે આ ગ્રંથમાળા આપે છે તે ધ્યાનમાં લે એવી વિનતિ છે. કાગળના અને બાઈન્ડિંગના વધેલા ભાવોને પહોંચી વળવા આવતા વર્ષે ચારસે ચારસો પાનાંનાં ત્રણ પુસ્તકો આપવાની યોજના કરી છે. આમ કરવામાં ગ્રાહકને પૂરું વાંચન મળી રહેશે અને અમને વધુ ખર્ચ લાગશે નહિ. આશા છે કે ગ્રાહકો આ મુશ્કેલીના સમયમાં અમારી પડખે જ ઊભા રહેશે.

## છઠ્ઠા વર્ષની યોજનામાં નવા નિયમો

૧. જે પુસ્તક જે મહિનામાં પ્રગટ કરવાનું જાહેર કર્યું છે તે મહિનામાં તે પ્રગટ ન થાય તો ગ્રાહક પોતાનું નામ રદ કરાવી બાકી રહેલા પૈસા પાછા લઈ શકશે. એ જ રીતે જાહેર કરેલા પુસ્તકને બદલે બીજું પુસ્તક અપાય તોપણ તે તેમ કરી શકશે. આ પૈસા અમારા ખર્ચે જ પાછા મોકલવામાં આવશે.

જાહેર કરેલા મહિનાની તા. ૧૫મી સુધીમાં પુસ્તક ન મળે તો અમને ખબર આપવી.

૨. અમારા માસિક કે ગ્રંથમાળાના કોઈ પણ ગ્રાહકને લવાજમી વર્ષની વચ્ચે પોતાનું નામ બીજી પ્રવૃત્તિમાં ફેરવવાની ઇચ્છા થાય તો લવાજમની બાકી રહેતી રકમના પ્રમાણમાં તેઓ તેમ કરી શકશે, પરંતુ આવો ફેરફાર વર્ષમાં એક કરતાં વધુ વખત થઈ શકશે નહિ.

૩. 'અંજલિ ગ્રંથમાળા' 'વિશ્વસાહિત્યમાળા' અને 'ચિંતન ગ્રંથાવલિ'ના ગ્રાહકને એ માળા માટે નિયત થયેલાં પુસ્તકોમાંથી અમુક પુસ્તક લેવાની ઇચ્છા ન હોય તો તેને બદલે તે 'અરુણ પુસ્તકમાળા' અને 'આરોગ્ય ગ્રંથાવલિ' સિવાયનાં પુસ્તકોમાંથી કોઈ પણ પુસ્તક પાંચ વર્ષનાં પ્રકાશનોમાંથી કે ચાલુ વર્ષનાં પ્રકાશનોમાંથી પસંદ કરી શકશે. આવી પસંદગી એમણે પુસ્તક પ્રગટ થયા અગાઉ એક મહિને જણાવવી પડશે. દા. ત. 'અંજલિ'નું બીજું પુસ્તક 'જીવનનું ઝેર' જેને ન જોઈતું હોય તેણે પોતાને જોઈતું હોય તે પુસ્તકનું નામ જુલાઈની પહેલી તારીખ સુધીમાં અમને મોકલી આપવું જોઈએ.

આવી પુસ્તક–બદલી છાપેલી કિંમત, જે અહીં જણાવી છે તે, પ્રમાણે થઈ શકશે. બદલીનું પુસ્તક વધુ કિંમતનું હોય તો ગ્રાહકે એ કિંમત મોકલવાની રહેશે અને ઓછી કિંમતનું હશે તો તેટલી કિંમતનું બાલસાહિત્યનું કોઈ પણ પુસ્તક અમે અમારી ઇચ્છાથી મોકલી આપશું.

**મોહનલાલ મહેતા**
મુખ્ય સંચાલક
**ભારતી સાહિત્ય સંઘ**

**અમદાવાદ**
૩૦ : ૧૧ : '૩૯

# છઠ્ઠા વર્ષનાં ત્રણ પુસ્તકો

**પાનાં : ૧૨૦૦**

૧. **પથેર પાંચાલી :** લે. શ્રી. વિભૂતિભૂષણ બંદોપાધ્યાય. અનુ: શ્રી. ઊર્મિલા મહેતા. પ્રવેશક : શ્રી. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશન : એપ્રિલમાં. પાનાં લગભગ ચારસો. જગતથી ત્યજાયેલાં બાળકોની એક કરુણતમ નવલકથા છે. શરદ્‌બાબુ કરતાં આ લેખકની શૈલી અનોખી અને વિશિષ્ટ છે.

**(એપ્રિલમાં પ્રગટ થશે.)**

૨. **જીવનનું ઝેર :** લે. શ્રી. હરજીવન સોમૈયા. પ્રવેશક : ચુનીલાલ વર્ધમાન શાહ. પ્રકાશન : ઑગસ્ટમાં. પાનાં : લગભગ ચારસો.

રોમના ઇતિહાસના બાદશાહ નીરોના યુગના એક ભવ્ય પ્રસંગ ઉપરથી આ મૌલિક નવલકથાનું આલેખન થયું છે.

**(ઑગસ્ટમાં પ્રગટ થશે.)**

૩. **પુણ્ય પ્રવાસ :** લે. સોપાન. પ્રવેશક : કાકા કાલેલકર. પ્રકાશન : જાન્યુઆરીમાં. પાનાં : લગભગ ચારસો.

જનતા જ જેનું પાત્ર છે એવી, હિંદના રાજકીય જીવનનો પ્રચંડ પ્રવાહ આલેખતી, આ નવલકથા છે.

**(જાન્યુઆરીમાં પ્રગટ થશે.**

# બે બોલ

'જગતનો તાત' એવું માનભર્યું બિરુદ મેળવનાર ખેડૂત નિર્ભય, સંતોષી, પરગજુ અને પુરુષાર્થી મટીને બીકણ, વલખાં મારતો, સ્વાર્થી અને એદી શાથી બની ગયો છે એનાં મુખ્ય કારણોને વાર્તારૂપે રજૂ કરવાના ઇરાદાથી આ પુસ્તક લખવાનું શરૂ કર્યું હતું.

મહીકાંઠાના સ્વાભિમાની બારૈયા-ખેડૂતની કથા લખતાં વાર્તાને પાછળથી ધાર્યા કરતાં જુદું રૂપ મળી ગયું છે.

છેલ્લા બાર માસથી મહીકાંઠાના કોતરડાના એક ગામમાં રહેવાનો પ્રસંગ મળતાં બારૈયા-ખેડૂતનું જીવન નજરે જોવા મળ્યું. બે અઢી માસ તેમની વચ્ચે માંડવામાં રહ્યો તે દરમિયાન નજરે જોયેલા તથા સાંભળેલા બનાવોને નામઠામ અને સ્થળકાળના ફેરફાર સાથે, થોડા કાલ્પનિક પ્રસંગો ઉમેરી, અહીં વાર્તારૂપે રજૂ કર્યા છે.

મહીકાંઠાના રસાળ મુલકમાં રહેવા છતાં બારૈયા-ખેડૂતો

કરુણ હાલત ભોગવી રહ્યા છે તેનો તાદૃશ ચિતાર તો જેને હૈયે ઘા પડયો હોય તે જ આપી શકે, મારે માટે એ અશકય છે.

સંભાષણમાં બારૈયાની ભાષા વાપરવાનો પ્રયત્ન કર્યો છે. તળપદી ભાષા સાથે ગાઢ સંસર્ગ નહિ હોવાથી એમાં મને ધારી સફળતા મળી નથી. એ બદલ વાચક દરગુજર કરશે એવી આશા છે.

પોતાનો કીમતી સમય કાઢી, આખી વાર્તા સાંભળી જઈ, ઉપયોગી હકીકતો અને પોતાનો લેખિત અભિપ્રાય આ પુસ્તક સાથે જોડવા બદલ પૂ૦ રવિશંકર વ્યાસનો હું આભાર માનું છું.

બબલભાઈ મહેતાએ અઢી વર્ષના, બારૈયા-ખેડૂતોના પોતાના અનુભવો સંભળાવી, આ વાર્તામાં પૂર્તિ કરી છે, અને અહીંના બે મિત્રો શ્રી. ચુનીલાલ પંડયા તથા શ્રી. દેસાઈભાઈ પટેલે ઉપયોગી માહિતી પૂરી પાડવા ઉપરાંત સંભાષણની ભાષા તૈયાર કરવામાં સહાય કરી છે તેઓનો આભારી છું.

આમ આ વાર્તા એ સ્વતંત્ર નવલકથા નથી પણ અનેક મિત્રોની સહાયથી મેળવેલી હકીકતોની કાલ્પનિક વાર્તારૂપે રજૂઆત માત્ર છે.

નૂતન ગ્રામવિદ્યાલય
ગંભીરા

તા. ૧૪-૮-૩૮ ર૦

# અભિપ્રાય

'જગતનો તાત' એ નામની નવલકથા તેના લેખકે મને વંચાવી. તે મને ખૂબ ગમી. એટલે તેમણે મારો લેખી અભિપ્રાય માગ્યો. લખવાની મને મુદ્દલ ટેવ નહિ તેમ જ આવડત પણ નહિ, એટલે મેં તો ના પાડી; પણ તે છોડે તેમ ન હતા એટલે મેં મારો અભિપ્રાય ભાંગીતૂટી ભાષામાં લખી આપ્યો છે.

આ નવલકથામાં જણાવેલાં પાત્રો અને સ્થળ તો કાલ્પનિક છે. છતાં હાલમાં આપણે ત્યાં જે બનાવો બની રહ્યા છે તેનું આબેહૂબ વર્ણન લેખકે સમાજ આગળ રજૂ કર્યું છે.

આમાં મુખ્ય પાત્ર જોહલો જમાદાર છે. તે એક મોટો બહારવટિયો (વટ બહાર ગયેલો) છે. તેણે એક મોટી ટોળી એકઠી કરીને અનેક લૂંટો કરી, ઘણાને હેરાન કર્યાં, એક પોલીસ-અમલદારનું ખૂન કર્યું અને છેવટે પોલીસના હાથમાંથી છટકેલો ફરી હાથ આવ્યો. આ બધું વાંચતાં સમાજ તેના ઉપર શાપ વરસાવે અને તિરસ્કારની દૃષ્ટિથી જુએ એ સ્વાભાવિક છે.

પરંતુ એક વખત જેહલો હતો તે જેહલો જમાદાર કેવી રીતે થયો, કોણે કર્યો, અને તેને આ સ્થિતિમાં લાવવા સમાજના કેવા કેવા માણસોએ ભાગ લીધો તેનું વર્ણન વાંચતાં, અને તેના ઉપર વિચાર કરતાં, આપણને જેહલા જમાદાર ઉપર જે તિરસ્કારની લાગણી ઉત્પન્ન થયેલી તેની જગ્યાએ દયા જ છૂટશે અને સમાજમાં ચાલતાં અનિષ્ટો તરફ આપણું લક્ષ જશે એમ મારું માનવું છે.

જેહલો જમાદાર એક ખાનદાન બારૈયા—ખેડૂતકુટુંબમાં જન્મેલો હતો. તેને ઘેર સરકારી અમલદારોને મિષ્ટાન્ન, ઊંધિયાપાર્ટી, અને મોસમમાં સારી પાકી કેરીઓ મળે; નિશાળના માસ્તરને જ્યારે જોઈએ ત્યારે પ્રેમપૂર્વક દૂધશાક વગેરે મળે; બ્રાહ્મણોને લાડુ મળે; માગણ લોકોને પ્રસંગોપાત્ દાન મળે; આવતા જતા વટેમાર્ગુને વિસામો મળે; ગરીબ વાણિયો ગામમાં આવ્યો તો તેને ધંધે વળગાડવા પૈસાની મદદ મળે; તલાટીને ઘેર કેરીઓનો રસ ચાખવા આવનાર મહેમાનોને માટે ગાડું જોઈએ તે ઉજાગરો વેઠીને પણ આપે—આ બધું હોવા છતાં પણ સુધરેલા સમાજના ગૃહસ્થો તરફથી બદલામાં જેહલો જેહલો મટી 'જેહલો જમાદાર' થાય; તેના પિતાનું અકાળ મૃત્યુ નીપજે; માતા અને પત્નીને ખેડૂતજીવન છોડી કોઈ વખત નહિ કરેલું એવું મજૂરજીવન જીવવું પડે; અને છેવટે જેહલાને જેલના આજીવન સભ્ય બનવું પડે—એ આજના જમાનાના ચોખલિયા સાધુસમાજના વર્તનને આભારી છે.

જેહલાનો બાપ ગુલાબસિંગ, જમીનદાર અને સદ્‌ગૃહસ્થના વર્તનને શોભે એવા વર્તનવાળો હોવાથી તેને ઘેર ગમે તે પોષાય. ત્યાં એક વાણિયો મારવાડ તરફથી રખડતો પૈસા ખોળતો અહીં આવી ચડ્યો. ગુલાબસિંગે પોતાના સ્વભાવને વશ થઈ તેને આશરો આપ્યો એટલે તે ગામમાં રહી શક્યો. ગુલાબસિંગને ગૃહસ્થાઈ ગમે, વાણિયાને પૈસો ગમે. વાણિયાએ ગુલાબસિંગની બધી જમીન—કે જેને લઈને એ ગૃહસ્થધર્મ બજાવતો હતો તે—ધીમે ધીમે લઈ લીધી.

છેવટે થોડી રહી ગયેલી તે પણ લઈ લેવા કોર્ટમાં દાવો કર્યો અને લૈ લીધી જ. જેમ પુણ્યશ્લોક નળની પાછળ કળીયુગ પડ્યો અને રાજપાટ ખોવરાવ્યું, છેવટે પવિત્ર દમયંતિના વસ્ત્ર તરફ નજર નાંખી અને તે પણ અર્ધું ફડાવ્યું અને નળદમયંતિને વિખૂટાં પડાવ્યાં–એવો બનાવ આમાં પણ બન્યો. ગુલાબસિંગ ઉમરલાયક અને ઠરેલ હોવાથી, એણે સંસારના અનેક તડકાછાંયડા જોયેલા હોવાથી તેનું લોહી તો ના ઊકળે, પણ જેહલો તો વ્યવહારકુશળ નહિ પણ જુવાન, મજબૂત, સાહસિક અને તાજેતરમાં જ પરણેલો હતો. તેને તો હજુ ઘણી ઘણી ઇચ્છાઓ તૃપ્ત કરવાની હતી. પોતાની માનીતી સ્ત્રીને દિવાળી પર સોનાનું કડું કરાવી આપવા એણે વચન આપ્યું હતું. તેવામાં વાણિયાએ જમીનનો છેલ્લો ટુકડો લઈ લેવા દાવો કર્યો. અને એમાં વળી બળતામાં ઘી હોમાયું કે તેનો બરોબરિયો–તેને લૂંટીને પાયમાલ કરનાર વેપારીનો છોકરો–એણે ગાળ દીધી. તે સહન ના થવાથી તેના ઉપર ધારિયાનો ઘા થઈ ગયો એટલે તેને ભાગવું પડ્યું.

વાણિયાએ દાવો કર્યો ત્યારે ગુલાબસિંગને હિંમત હતી કે મામલતદાર, મુનસફ, ફોજદાર વગેરે આપણે ત્યાં ઘણી વખત ઊંધિયા-પાર્ટીમાં આવી ગયા છે, ઘણી વાર તેમને ઘેર સારી કેરીઓ મોકલાવી છે–એટલે વાણિયાની તાકાત નથી કે એ આપણી જમીન ગમે તેમ કરી પડાવી શકે! એ વિશ્વાસે જેહલાને મોકલ્યો. વળી નથુશેઠ જેવો એક મોટો પૈસાદાર વાણિયો ઘણી વખતે એને ત્યાં જઈ મિષ્ટાન્ન જમી જતો, વળી નવી-નવેલી ચીજ વગર માગ્યે પોતાની ગણી લઈ જતો અને દરેક વખતે પોતાને ઘેર ‘જેહાને લઈને આવો આવો’ એવો આગ્રહ કરતો. આને લઈને ગુલાબ-સિંગે જેહલાને મોકલતી વખતે કહ્યું કે, ‘નથુશેઠને ત્યાં જ રાત રહેજે અને આપણા કામની ભાળવણી તેમને કરજે એટલે આપણું કામ પતી જશે.’

જેહલો જતો હતો ત્યારે રસ્તામાં વરસાદ પડવાથી ભિંજાયલે કપડે ને શરીરે નથુશેઠને ત્યાં ગયો, અને તેને ત્યાં એવો અનુભવ થયો કે ગૃહસ્થોને જોઈને તેને જે ભાવ ઉત્પન્ન થતો તેની જગ્યાએ આજે તેને બીજા જ વિચારો આવવા લાગ્યા. તે વકીલોને ઘેર ગયો, ઓળખીતા અમલદારોને ઘેર ગયો, બધેથી તેને જુદી જ જાતનો અનુભવ થયો, અને મનમાં થયું કે 'આ બધા લોકો અમારા જેવા અજ્ઞાની ખેડૂતો પાસેથી ઝૂંટવી લીધેલું સુખ ભોગવે છે, તો શા માટે હું પણ મારા ભાઈઓને અમારું લૂંટાઈ ગયેલું સુખ પાછું ના મેળવી આપું ? શું મારી પાસે એટલી તાકાત નથી ? ' આ વિચાર શું તેને હાલના સમાજવાદીઓએ આપ્યો હશે ? ના. એ એના દુઃખી દિલમાંથી ઉત્પન્ન થયેલો હતો.

તરત જ સુખ મેળવી આપવામાં મદદરૂપ બંદૂક ખરીદી અને જેહલાએ લૂંટફાટ શરૂ કરી. એ વખતે તેણે કુલધર્મ છોડયો. છોડતાં તેને લગારે દુઃખ ના થયું પણ એને જ તેણે ધર્મ માન્યો : અને તેનો અમલ કરવા માંડયો.

સમાજમાં એની બૂમ પડી એટલે રક્ષણ કરવા ફોજદાર આવ્યો. જેહલાને પકડવા માટે તેણે તેના નિર્દોષ પિતાને ઊંધે માથે લટકાવી નગ્ન કરી સોટીઓના સપાટા લગાવ્યા. તેની માતા અને પત્નીને ચોરામાં બોલાવી નિર્લજ્જ મનુષ્ય સિવાય બીજો ના બોલે તેવી ગાળો દીધી, જેહલાની સ્ત્રીને ચોરાની ઓરડીમાં બોલાવી નગ્ન કરવાની તૈયારીમાં હતો ત્યાં ગામના એક ગૃહસ્થે આવી પોતાની પ્રતિષ્ઠાના બળથી છોડાવી.

આ વાત જયારે જેહલો જમાદાર જાણે છે ત્યારે તે પોતાના પિતાને અને પત્નીને હેરાન કરનાર ફોજદારનું ખૂન કરવાની મનમાં પ્રતિજ્ઞા કરે છે અને તેને શોધી કાઢી હિંમતપૂર્વક તેનું ખૂન કરે છે. આને ખુન કહેવાય ?

પણ હવે જેહલો સરકાર અને જગતની દષ્ટિએ ખૂની ઠર્યો. જેહલો ખૂની, લૂંટારુ, રખડેલ હોવા છતાં તેને ગરીબો ઉપર પ્રેમ હતો. તે લૂંટનો માલ લૂંટાયેલાંને વહેંચી આપતો. એની ઇચ્છા તો રશિયાના લેનીન જેવી હતી, પણ આવડત અને સંઘશક્તિના અભાવે જ અધૂરી રહી.

વળી જેહલાનો કુટુંબપ્રેમ પણ મુદ્દલ ઓછો થયો નહોતો. વખતોવખત છૂપી રીતે પોતાનાં માતા, પિતા, પત્નીને મળી લેતો અને મળતી વખતે તે બધાં દુઃખો વીસરી જતો. અને સ્વર્ગ તુલ્ય ક્ષણિક સુખનો અનુભવ કરતો. તેનાં માતા, પિતા અને પત્નીને જેહલો કરે છે તે સારું કરતો નથી એમ ખરા અંતઃકરણથી લાગતું. છતાં પણ જેહલાને જોતાં અગમ્ય પ્રેમથી બધું ભૂલી જતાં એ તો વાંચનારને પણ આવા પ્રેમનો અનુભવ થયો હશે.

જેહલો લોકદષ્ટિએ ક્રૂર કર્મ કરતો છતાં પણ એનું દિલ ક્રૂર નહોતું થયું. ઘણી વખત એને એવા વિચારો આવતા કે મેં જે રસ્તો મારા લૂંટાયલા ભાઈઓ માટે લીધો છે તે ઠીક નથી. આ રસ્તે તેમને હું સુખી નહિ કરી શકું, પણ ઊલટા વધુ દુઃખી કરીશ. એમ લાગવા છતાં પણ હવે તેનાથી છૂટી શકાય તેમ ન હતું, કારણ સરકારના જડ કાયદા તેને છોડે તેમ ન હતા એટલે તે નાસતો ફરતો હતો.

છતાં, છેવટે તેનાં માતા અને પત્ની નર્મદાના પુલ ઉપર મજૂરી કરતાં હતાં તેમની સાથે મજૂરી કરવા ભળ્યો. પણ કર્મસંજોગે પોલીસની નજરે ચડ્યો. પોલીસ પકડવા દોડી પણ તેમના હાથમાંથી છટકી નદી તરી સામે પાર ગયો. પાછળ પોલીસ આવે છે એવું જાણવા છતાં પણ, રસ્તામાં એક જણ સાપ કરડવાથી પડેલો અને તેની સ્ત્રી તેની પાસે વલોપાત કરતી બેઠેલી હતી તે જોવાથી, તેને દયા ઉત્પન્ન થઈ અને તેનું ઝેર ચૂસ્યું. પેલાને સાજો કર્યો. પણ

તરત પાછળથી પોલીસોએ દોડતા આવી ખૂની અને ધાડપાડુ જેહલાને મુશ્કેટાટ બાંધી કોરટમાં રજૂ કર્યો.

ખેડા જિલ્લામાં આવા ઘણા બહારવટિયા અને નાની મોટી લૂંટ કરનારાઓને સજા કરવાની ચિંતામાં પડેલી સરકારને જોઈને તો દયા જ છૂટે છે. શું આ લોકો લૂંટફાટ અને બહારવટું કરવા જ જન્મ્યા હશે ? ના. તેમને સંજોગો બનાવે છે.

સરકાર અને સભ્ય સમાજ આનો વિચાર કરી, આ રોગની ઉત્પત્તિના મૂળનો નાશ કરે તો આવા કિસ્સાઓનો નાશ થાય.

કૉંગ્રેસ–થાણું
રાસ
તા. ૫–૮–૩૮

રવિશંકર વ્યાસ

# જગતનો તાત



બારૈયા–પાટણવાડિયાની સેવામાં

સર્વસ્વ હોમનાર

ગુજરાતના અજોડ ગ્રામસેવક

પૂજ્ય રવિશંકર મહારાજને

અર્પણ

રા. ના. પાઠક

**રામપરાથી** દોઢેક માઇલ દૂર, મહીસાગરને જમણે કિનારે સહેજ ઊંચાણવાળી જગ્યાએ નાનકડી કુંજ જેવું ગોકળિયું હતું. આંબા, વડ, લીમડા, કોઠી, મહુડા, આંબલી, બોરડી અને પીપરોની વનરાઈ જામી હતી. ચાર કોસના મોટા જબ્બર કૂવામાં પાતાળ પાણી ફૂટી નીકળ્યાં હતાં. વરસાદ અને ચાર કોસિયાની મદદથી, ઘઉં, બાજરી, કોદરા, બાવટો, જુવાર, ચણા, મગ, મઠ, તુવેર, ઝાલર, કપાસ, તમાકુ, દીવેલા, તલ–એમ દરેક જાતનો પાક ઊતરતો હતો. પાસેની તલાવડી ઉપરની કયારીમાં ચોમાસાનાં પાણી ભરાઈ રહેતાં, તેમાં થોડી ઘણી ડાંગર પણ પાકતી હતી.

શાકભાજી પણ ભરપૂર થતાં હતાં. લીંબુ, દાડમ, જામફળ, પપૈયાં, કેળ જેવાં થોડાં ફળઝાડ પણ નાંખ્યાં હતાં. સીતાફળીઓ તો વાડે વાડે હતી. ધોરિયાને કાંઠે, હરિયાળી ટેકરીઓ ઉપર ને કયારાઓમાં થતા લીલવણી ઘાસચારાથી ગાયો, ભેંસો અને બળદ હૃષ્ટપુષ્ટ થઈને ફરતાં હતાં.

આવી કાચું સોનું પકવતી પચીસ વીઘાં જમીનનો ખેડૂત બારૈયો ગુલાબસિંગ હતો. એક વખત આ પચીસ વીઘાં જ નહિ પણ કુલ સિત્તેર વીઘાંનો એ માલિક હતો. એનો બાપ કુબેર બારૈયો મહીકાંઠાનો મીર મનાતો. એની સાહ્યબી નાનકડા રજવાડા જેવી હતી. દોસ્ત-મિત્રોથી ગોકળિયું ઊભરાઈ જતું હતું. ભાદરણ–બોરસદના જ નહિ,

છેક સુરત–અમદાવાદના વેપારીઓ તમાકુ વગેરે ખરીદવા એના મહેમાન થતા હતા. અમલદારો તો એને ત્યાં પડ્યા પાથર્યા રહેતા.

આઠ માસ ખેતરોમાં રહી ચોમાસું આવ્યે સૌ ખેડૂતો ગામમાં આવી જતા, પણ કુબેરસિંગે તો પોતાના ગોકળિયામાં જ ઘર બાંધ્યાં હતાં. ત્રણ ભાઈઓ અને બે દીકરા – દરેકને માટે છુટ્ટાં છુટ્ટાં સાત આઠ ઘર બાંધી આપ્યાં હતાં.

એણે જંગલમાં મંગલ કર્યું હતું. કુબેરસિંગ બારૈયાનો વારસો ગુલાબસિંગે સાચવી રાખ્યો હતો.

પણ જુવાની પછી ઘડપણ આવે, રાત પછી દિવસ આવે, બપોર પછી સાંજ નમે એમ ગુલાબસિંગની ઊતરતી કળા થઈ. છેલ્લા દશકામાં તો જેમ મોટું અગાશીબંધ મકાન પાયા ખળભળતાં એકાએક તૂટી પડે તેમ ગુલાબસિંગ તૂટી પડ્યો. ચઢતીના વખતમાં ઊભે ગળે ખાનાર દોસ્તો ધીમે ધીમે અદૃશ્ય થવા લાગ્યા. સ્વાર્થસાધુઓ સંગ તજી ચાલ્યા ગયા. ગુલાબસિંગને માથે કરજનો ભાર દિવસે દિવસે વધવા લાગ્યો. વેપારીઓએ લેણાના તગાદા ચલાવ્યા. કરજ ભરવું ભારે થઈ પડ્યું. આબરૂદાર બારૈયાએ આબરૂ સાચવવા લેણદારોને ઘરને ખૂણે જમીનનાં લખત કરી આપવા માંડ્યાં. પાંચ પાંચ વીઘાં કરતાં જમીન છૂટતી ગઈ. ફક્ત દસ બાર વીઘાં જમીન હાથમાં રહી. બાજી એટલી દીપચંદ શેઠની દ્રાણે ખેડવા રાખીને મોટા કુટુંબનો જેમ તેમ નિભાવ કરવા લાગ્યો.

પચાસ પૂરાં કરીને ગુલાબસિંગ હજી હમણાં જ વનમાં પેઠો હતો. ત્યાં તો એના વાળ બધા સફેદ થઈ ગયા, એની પડછંદ કાયા ભાંગી ગઈ, આંખનું તેજ ઝાંખું પડ્યું, ચહેરાનું નૂર ઊડી ગયું, માંસ-મેદ વગરનો જાણે હાડકાંનો ભયાનક માળખો !

ગોકળિયું એનું એ, પાક એનો એ, જમીન એની એ–પણ ગુલાબસિંગ પલટાઈ ગયો હતો. એનો ઘઉંવર્ણો વાન કાળો પડી ગયો હતો. એના મજબૂત હાથ ઢીલા પડી ગયા હતા. એની ચમકતી ચામડી ઉપર કરચલી પડી ગઈ હતી. એના પગમાં જોર ન હતું. હૈયામાં હિંમત ન હતી.

આ ફેરફારનું કારણ એ પોતે પૂરું જાણતો ન હતો. માત્ર ગોર-દાદાએ કહેલું એને ખરું લાગ્યું હતું: 'લોઢાને પાયે પનોતી બેઠી છે તેથી દશા ફરી છે. સાત વર્ષે પાછો પલટો ખાશે. શનિવાર કરવાથી દુઃખ ઓછું દેશે.'

સાત વરસ પૂરાં થવાની ગુલાબસિંગ રાહ જોતો હતો.

મહા મહિનાની એક સવારે ગુલાબસિંગ જરા મોડો ઊઠ્યો. સૂરજનારાયણ પણ હજી ટાઢની ચમકારીથી ડરીને ટેકરી પાછળ લપાઈ રહેતા હતા. ગુલાબસિંગે બેઠા થઈને આળસ મરડતાં મરડતાં બૂમ મારી, 'જેહલા, ઊઠો હવે. કાશી, દુલિયા, ઊઠો.'

મોટો જેસો ઊભો થયો. કાશી ને દુલો વધારે સંકોડાઈને માથે ઓઢી ગયાં. ઘરમાંથી હરખાબાઈનો અવાજ આવ્યો:

'જેહા, તું જાઉં કે?'

'જાઉં' જેસો મોં પણ ધોયા વિના બળદને ઘાસ નીરીને અંદર વલોણું ફેરવવા ગયો.

ગુલાબે હોકો લીધો. ચૂલા આગળ જઈને ભર્યો. ત્યાં ને ત્યાં તાપતો તાપતો ગડગડાવવા લાગ્યો. એમ ને એમ અર્ધોક કલાક અર્ધ-મીંચેલી આંખે, શૂન્યમને ટેસથી હોકો ગગડાવીને પછી ઊઠ્યો. બહાર નીકળીને બળદ આગળ ઘાસ સરખું કર્યું અને બૂમ મારી: 'મથુરિયા, રાંમલા, કોઈ હેંડજો! ઊઠ કાશલી, દુલિયા.' ઉપરથી

ગોદડું ખેંચીને છોકરાંને ઉઠાડ્યાં. કોસે જતાં જતાં જેસાને કહેતો ગયો, 'જેહલા, તું પાણી વાળવા આવછ કે ?'

'હોવે' કહીને જેસાએ જોસથી નેતરાં ઘુમાવ્યાં. પાંચ મિનિટમાં છાશ તૈયાર થઈ ગઈ. જેસાએ દાતણ ઘસ્યું ન ઘસ્યું ને બે ચીરીઓ કરી બે બાજુ ફેંકી, મોં ધોઈ ઘરમાં આવ્યો. હરખાબાઈએ તાજો રોટલો ને છાલિયું ભરી છાશ આગળ મૂક્યાં. ગુલાબસિંગ સામે જોઈને બોલ્યા 'હેંડો, તમે ય થોડુંક ખાતા જાવ.'

'ના, મને અતારમાં ભૂખ નથી.' કહીને ગુલાબસિંગ ચાલ્યો.

કૂવા પર આવ્યો ત્યાં ભાઈ મથુરશંગે બળદ જોડી દીધા હતા. બાજુમાં બીજો કોસ રામશંગે ચાલુ કરી દીધો હતો. ગુલાબસિંગ થેપાડાના છેડા કેડમાં ખોસી થાળામાં કોસ ખેંચવા ઊભો. મથુરસિંગ બળદ હાંકવા લાગ્યો. પહેલો કોસ નીકળ્યો ને ગુલાબે ભજન શરૂ કર્યું. મન મસ્તીમાં આવી જાય એવા ઘૂંટણપૂર લીલા ઘઉં, પવનમાં લહેરું લઈ રહ્યા હતા—જાણે જમીનથી એક હાથ ઊંચી મખમલિયા ચાદર ફરફરી રહી છે! જાણે કોઈ સરોવરમાં બિલોરી કાચ જેવું નીર હિલોળા લઈ રહ્યું છે! ગુલાબે મોજમાં આવી જઈને ભજન લલકાર્યું:

'એ.........રામ ભજ તું પરાણિયા......તારા ભવની ભાવઠ ભાંગશે, તારી દેયનું સારથક થશે......આઓ રા......મ' કહી વાંકો વળીને અર્ધો કોસ ઉપાડી લીધો—પગ આડો રાખીને ઠલવી નાંખ્યો.

ગુલાબને અવસ્થા જણાતી હતી, છતાં જુવાનિયા જેટલી કામની ઝડપ હતી. બે ત્રણ અને ચાર કોસ કાઢતાં ઠંડી ઊડી ગઈ. વધારે આનંદમાં આવી જઈ વધારે ઊંચે સાદે ફરી પાછું એણે ભજન શરૂ કર્યું.

એમાં ગુલાબસિંગના રંગમાં ભંગ પડ્યો. સામે નજર કરી તો દીપચંદનો ભૈયો આવતો જણાયો.

બેઠી દડીનો બાંધો: પચીસેક વરસની અવસ્થા: ભીનો વાન: વાંકડી મૂછ: મારકણી આંખો: કપાળમાં કંકુનો સાથિયો લીટો: કાનમાં પીળી કરેણનું ફૂલ: કચ્છો મારેલ થેપાડું: થેપાડા પર ઢંકાય એવી મોટી કફની: પીંડી સુધી લાંબું લટકતું છોગું: ખભે છ ફૂટ લાંબી લાઠી: લાઠીને છેડે લોખંડી કુંડલી—ભૈયાજી કરતાં લાઠી એકાદ વેંત લાંબી હતી.

ફરતા બાર બાર ગાઉમાં દીપાશેઠનો વેપાર ચાલતો હતો. પંદર વીશ હજાર રૂપિયા પાથર્યા હતા. ઉઘરાણી માટે ખાસ ભૈયો રોક્યો હતો.

દીપચંદ શેઠ રામપરા આવ્યા ત્યારે ફક્ત લોટી ને જૂની ગોદડી લઈને આવ્યા હતા. હજી હમણાં સુધી બારૈયાવગાને છેડે નાનકડા ઝૂપડી ઘરમાં, બાર મહિનાના ત્રણ રૂપિયા ભાડું આપીને રહેતા હતા. ફાટલીતૂટલી બે ચાર ધાગડીઓ ને કાથીથી ભરેલા બે જૂના ખાટલા; બાપદાદાના વખતનાં ચાર પાંચ જૂનાં વાસણ, અનાજ ભરવાના કટાઈ ગયેલા બે પાંચ પતરાના ડબ્બા, એક ઘંટી ને લાકડાની દીવી—એટલી એમની ઘરવખરી હતી. શેઠ એરંડિયાનો દીવો બાળતા અને શેઠાણી જાડાં જાયલ થીગડાં મારીને પહેરતાં.

અને દીપાશેઠની જૂની દુકાન ઢાળ ઉપર ગામમાં પેસતાં જ મોખરે હતી. ઘોલકી જેવી ભૂંડીભૂખ હાટડી: આગળ ચીંથરાં ને કાગળના ડૂચા, વીડીઓનાં પાન અને ઘાસ–છાણ પડેલાં. ગામનાં છોકરાં સામી પછીતે ઝાડે ફરવા બેસતાં. દુકાનમાં માલ જુઓ તો ચણા, મમરા, હળદર, મીઠું, મરચું, ચોખા, કોદરા, બાવટો, બાજરી,

ડુંગળી ને લસણ, તેલ ને આસતેલ, ખાંડ ને ચા; દસ પંદર ડબલાં તૂટલા લાકડાના પાટિયા પર ગોઠવ્યાં હતાં. ચોપડાનાં પાનાં કિત્તાની અણીથી ચિતરાઈ ગયાં હતાં, અને પૂઠાં તેલના ડાઘથી કાળાં પડી ગયાં હતાં.

આવી હાટડીમાં બેઠા બેઠા દીપચંદ અને એના દીકરા લખમીચંદે રામપરા અને આસપાસનાં પચીસ ત્રીસ ગામનો વેપાર કબજે કર્યો હતો. અને પંદર વીશ વરસમાં ઘરાકને પ્રતાપે (દીપચંદ શેઠ માનતા કે મહાવીરસ્વામીને પ્રતાપે) એ હાટડી ને એ ઘર હવામાં ઊડી ગયાં, અને વીશ વરસ પહેલાં જે દોરી લોટો લઈને હાથે પગે આવેલા, જેમને પહેરવા પૂરતાં કપડાં ન હતાં, ગામમાં ઘર કે સીમમાં ખેતર ન હતું— અરે જેની પાસે માલ લાવવા ફૂટી બદામ ન હતી, એ દીપાશેઠે પંદર વીશ વરસમાં રામપરાની શોભારૂપ મનાતી વિલાયતી નળિયાંની હવેલી ઊભી કરી હતી. આગળ નાનકડી સફેદ અગાશી, અગાશી નીચે રંગીન ઝરૂખો હતો.

હવેલી સિવાય બીજાં બે મકાન ને વંડો હતાં. પચાસ વીઘાં જમીન ઘેર કરી હતી. આઠ દશ હજાર રૂપિયા રોકડા અને વીશેક હજારની ઉઘરાણી પાથરી હતી.

બારૈયો ગુલાબસિંગ દીપચંદ શેઠનો ખાસ જૂનો મિત્ર હતો. એક બીજાને એક બીજા વિના ન ચાલે એવી હેતપ્રીત હતી. ગુલાબસિંગની સિત્તેર વીઘાંમાંથી પચીસ વીઘાં મિત્રાચારીના બદલામાં દીપાશેઠને મળેલી હતી. અને જે બાર વીઘાં ગુલાબસિંગ ગ્રાણે ખેડતો હતો તે પણ શેઠ દીપચંદ તારાચંદની માલિકીની હતી.

માના કારજના, પહેલા હપ્તાના સરકારને ભરવાના અને પરચૂરણ મળીને પાંચસો સાતસો રૂપિયા ગુલાબસિંગ પાસે દીપાશેઠનું લેણું નીક-

ળતું હતું. પાક તૈયાર થતો જોઈને દીપાશેઠે ભૈયાને ખાસ તગાદો કરવા મોકલી આપ્યો હતો.

ભૈયો લેણદાર સાથે ગાળથી જ વાત કરતો. તીનપાંચ કરનારને લાઠીનો પરચો બતાવતો. ભૈયાનો ત્રાસ અસહ્ય હતો. ભૈયાને જોતાં જ ગુલાબસિંગ બબડ્યો, ' અતારમાં આ ચ્યાંથી આવ્યો ? '

નજીક આવતાં આવકાર આપ્યો, ' આવો મહારાજ ! '

' હાં, ઠાકુર કૈસે હો ? '

' સારું. કાંઈ અતારમાં નેહરી આયા ? '

' હાં. શેઠને ખાસ ભેજા હૈ. ચાલો અમારી સાથ. પૈસા દે જાઓ. '

' પણ મારે કોહ ચાલે છે ને ચ્યમ અવાય ? '

' આના પડેગા. નહિતર પીછે શેઠ દાવા કરનેકી વાત કરતા થા. '

દાવાનું નામ સાંભળીને ગુલાબે કોસ પડયો મૂક્યો. થેપાડું સરખું કરીને થાળામાંથી નીચે ઊતર્યો, ' હેંડો કોઠી નીચે. '

બન્ને કોઠી નીચે ગયા. સહેજસાજ તડકી આવવા લાગી હતી. ગુલાબસિંગે ધીરે રહીને પૂછ્યું, ' બોલો ભૈયાજી, વાત કરો, હેંડો. '

' પૈસા દે દો, ઔર કુછ નહિ. '

' મહારાજ, એવો તગાદો મારા ઉપર ના હોય. તમે નથી જાણતા શેઠ સાથે કેવી ઓરખાણ છે આપણે ? '

' વો હમ કુછ નહિ જાનતા. પૈસા દેતે હો યા નહિ ? ' ભૈયાએ ડોળા કાઢ્યા.

' જુઓ ભૈયા, ' ચુંગી સળગાવતાં ગુલાબ બોલ્યો, ' હાલ તો મારી પાસે કશું નહિ. '

'તો ફિર શેઠ ક્યારી મેં જાયગા ' ભૈયાનો અવાજ ગાજ્યો. 'દાવા કરેગા, બાપકા માલ નહિ ' ભૈયાએ પોતાની ડાંગ પર હાથ મૂક્યો.

'શું કહ્યું ? બાપ સુધી જાઉં. જા નહિ આલવાના. માંડજે દાવો ને થાય એ કરી લેજે. તું ને તારો શેઠ બે ય મારી સાસના જેમ આવે તેમ બોલે છે ?'

ભૈયાએ ફરી ડાંગ ઉપાડી, 'પૈસા દેતા હૈ યા નહિ ?'

ઘૂંટણપૂર ઘઉંમાં પાણી વાળતો જેસો આ બાજુ જોઈ રહ્યો છે. ઉતાવળા બોલ સાંભળતાં એનો જીવ ચિંતામાં પડ્યો 'કંઈક વધારે પડતું બોલતો લાગે છે.' અને ત્યાં તો ભૈયાએ ડાંગ તોળી.

જેસો પાવડો ખભે મૂકીને દોડ્યો. ભરાવદાર છાતી, મજબૂત બાંધો, સ્ફૂર્તિવાળું શરીર – એક ઝપાટે જેસો કોડી નીચે આવ્યો અને પાછળથી ભૈયાની ડાંગ પકડી લીધી.

ભૈયો પાછું વાળીને જુએ તો જેસો.

'ક્યા, દંગા મચાના હૈ ?' ભૈયાનો અવાજ ફાટી ગયો. જોર કરીને લાઠી જેસાના હાથમાંથી ખૂંચવી લીધી. ફરી ગર્જ્યો 'પૈસા દેના નહિ ઔર દાદાગીરી કરના, સાલા સબ હરામખોર......' ભૈયાનું વાક્ય પૂરું થાય તે પહેલાં જેસાએ એના લાઠીવાળા કાંડા પર પાવડાનો ઘા કર્યો. અચાનક ઘાથી ભૈયાના હાથમાંથી લાઠી નમી ગઈ, પણ એનો ક્રોધ ઊછળી આવ્યો. એણે બીજે હાથે જેસાનો હાથ પકડી લીધો. ગુલાબસિંગ વચ્ચે પડ્યો. બન્નેને છૂટા પાડ્યા, 'જેહલા, તું ક્યમ આયો ? જા. ભૈયાજી, સીધી વાત કરો. હું આલી દઈશ પૈસા.' પણ ભૈયાનું કાંડું ચમચમતું હતું. એની આંખમાં ક્રોધ હતો. જેસા સામે એકી ટશે એ તાકી રહ્યો હતો. જેસો પણ સામે ઘૂરકી રહ્યો હતો. ત્યાં તો કોસ મૂકીને મથુરસંગ ને રામસંગ 'શું છે શું ?' કરતા દોડવા આવ્યા.

ભૈયો વખત વરતી ગયો. ' સાલા, અભી દેખ, કોરટ મેં ઘસડુંગા ' લાંબું છોગું ફગફગાવતો પાછું વાળીને જોતો રીસભર્યો એ ચાલ્યો ગયો.

ગુલાબસિંગ ભૈયાની પાછળ જોઈ રહ્યો. એની નજર સામે પંદર વર્ષ પહેલાંનો એક પ્રસંગ તરી આવ્યો. ગરીબડો દીપોશેઠ, દુકાનમાં માલ લાવવા હાથઉછીના વીશ રૂપિયા લેવા આવેલો, ત્યારે આ જ કોઠી નીચે, આવા જ સવારને પહોરે કોસ મૂકીને પોતે વાત કરવા આવેલો અને રોકડા નહોતા છતાં બોરસદના નથુશેઠ ઉપર વીશ રૂપિયાની વગર વ્યાજે ચિઠ્ઠી કરી આપેલી. આ જ એ પ્રસંગ ગુલાબ-સિંગની નજર સામે આવીને ખડો થયો.

' શું માણહનો પણ દા'ડો હોય છે ને ! કેવો કંગાળ દીપલો હતો ! ભગવાને એવો એનો દન ફેરવી નાંખ્યો ? માણહનાં તકદીર આડે પાંદડું કે' છે એ ખોટું નઈ. ગઈ શાલ ગોરદાદાએ શુદામાની વાત કરેલી એવું જ. રાયના રંક ને રંકના રાય કરવાવાળો રણછોડરાય જ છે. ' થોડી વાર રહીને પાછો બબડયો, ' અને પૈસો અભેમાન કરાવે છે એ ય ખોટું નઈ. પણ મારા બેટાને ખબર નહિ કે રાજા રાવણનું ય અભેમાન રયું ન'તું. ' વિચાર કરતો કૂવે આવ્યો. જેસો વૂધવાતો પાણી વાળવા ગયો.

' ચ્યમ આયો'તો ભૈયો એ ? ' રામશંગે જતાં જતાં પૂછ્યું.

' ઉઘરાણી સારુ. '

' પછી ? '

' મેં કીધું, ' આ શાલ નઈ મળે ' એમાં એને રીસ ચડી ગઈ. મારી સાસનો કે' છે કે દાવો કરશે. તો ભલા ને કરનો ! '

' ઘરમેળે પતાવી દો ને કાકા. '

' એમ ઘરમેળે પતાવવામાં તો આ બધી ભોંય ગમાઈ. હવે ભૈયો એ છે ને હું છું. જે થાય તે ખરી. ' ગુલાબસિંગ કોસ ખેંચવા લાગ્યો.

ઉપરથી બેદરકારી બતાવવા છતાં એને મનમાં ચિંતા પેઠી હતી. કોર્ટમાં ગુનેગાર તરીકે ઊભું રહેવું એને મરવા બરાબર હતું. આટલી જમીન ઘરમેળે દેવાં પતાવવામાં આપી દીધી એ માત્ર કોર્ટે જઈને બેઆબરૂ ન થવા ખાતર જ. અને છતાં આજે એ દિવસ આવ્યો.

થોડી વારે રામશંગને કહ્યું, 'રામશંગ!'

'ચ્યમ કાકા?'

'તું આજ બપોરિયામાં જરા ઘાકને જઈ આવીશ ભઈ!'

'હોવે.'

'ઘાને કે'જે કે દીપાશેઠનો ભયો દાવો માંડવા સુધીનું બોલી જ્યો છે. એના પૈસા રાખવા નથી, પણ હાથમાં આવ્યે આલી દઈશ.'

'સારું.'

ગુલાબસિંગે કેટલીવાર સુધી ખિન્ન મને કોસ ખેંચ્યા કર્યાં, પછી મથુરશંગને કહ્યું, 'મથુર!'

'ચ્યમ?'

'આજ મારાં અંગ કળે છે.'

'તો કોહ બંધ રાખીએ, કાલ પઈશું.'

'ના, બપોરિયામાં પઈશું. અતારે તું બળદને પડતરમાં ચરવા મૂક, દુલિયો ખબર રાખશે ને તું આ કોહ સંધાવતો આવ. દહ શેર કોદરા લેતો જજે ને પરેમલા ચામડિયાને આલતો આવજે.'

'સારું.'

ગુલાબસિંગ કોસેથી છૂટીને ઘેર આવ્યો. હરખાબાઈ છાણવાસીદું કરીને બપોરના રોટલા ઘડતાં હતાં. ગુલાબ હોકો લઈને અંગારા ભરવા ઘરમાં આવ્યો.

'વ્યમ, કોહે નથી જ્યા ?'

'જ્યો'તો, પણ આજ જરા સારું નહિ તે આવતો રયો.'

'ભૈયો વ્યમ આયો'તો ?'

'ઉઘરાણીએ.'

'એને બઉ ઉતાવર આઈ છે? હજુ ઘઉં, તુવેરો કશું હાથમાં આયું નહિ તાં શું લેવા ધક્કા ખાય છે.'

'હશે, લેણદાર છે તે આવે.'

'પણ કાંઈક વચાર રાખવો જોઈ ને. આપણે એનાં વ્યાં રાખવાં છે.'

'અરે એ તો કે' છે બોરશદ જઈશ, દાવો માંડેશ ને જમીન હરરાજ કરાવશ.'

'હેં ?'

'એમાં ચંત્યા કરવા જેવું નહિ. બોરશદમાં આપણી બહુએ શપારશ છે. જમાદાર, ફોજદાર, રાવશા'બ, મેજિટણ, નથુશેઠ સૌ આપણા જ છે ને!'

'છે તો ખરા.' હરખાબાઈનો જીવ જરા હેઠો બેઠો.

'બસ તારે. એમ હવે ક્યારીથી બી જઈને આટલી ચપટી ભોંય રઈ છે તે આલી દેવી નથી.' હોકો લઈને ગુલાબસિંગ બહાર ગયો.

ખાટલો ઢાળીને સૂતો. સૂતાં સૂતાં હોકો ગગડાવતો વિચારે ચડ્યો. ફરી ફરીને એ જ વિચાર આવતા હતા. સહેજ માથું દુખતું હતું. મનની ઉદાસી ચહેરા પર જણાતી હતી.

**સાંજના** છનો સમય છે. બે અઢી વીઘાંના ખેતરમાં દસબાર જણ હારબંધ બેસી ગયાં છે. આઠ વર્ષના છોકરાથી માંડીને પંચાવન વર્ષના બુઢ્ઢાં સુદ્ધાં કામે લાગેલાં છે. બેચેની અને કળતરને ખંખેરીને ગુલાબસિંગ પણ આવી પહોંચ્યો છે. ડુંગળી રોપાય છે. એક પછી એક રોપ ચોપતી ટુકડી હારબંધ આગળ વધતી જાય છે. બાળકો, સ્ત્રીઓ, પુરુષો સૌ સાથે મહેનતમાં લાગી ગયાં છે. રાત પડ્યા પહેલાં પૂરું કરવાની હામ બીડી છે. નિશાળિયા પણ આવીને તરત કામે વળગ્યા છે. વાતો ચાલતી જાય છે અને કામ ઊકલતું જાય છે.

એમાં નાના દુલાજીની નજર દૂરથી આવતા મહેતાજી ઉપર પડી પગ સુધીનું જાંબુડી કિનારનું ધોતિયું ચાર છેડે પહેર્યું છે, લીટીવાળા પહેરણ ઉપર સફેદ ગરમ બંડી અને લાંબો કાળો કોટ પહેર્યો છે, માથે લાલ ફેંટો બાંધ્યો છે, ખેસના બે આંટા ગળામાં નાંખીને એક છેડો હાથમાં સહેજ લટકતો રાખ્યો છે, બીજા હાથમાં જાડા નેતરની લાકડી છે, નીકલની ફ્રેમનાં ધોળાં ચશ્માં ધોળી મૂછો સાથે ભળી જાય છે, પગમાં તળિયાં ઘસાઈ ગયેલા સ્લીપર પહેર્યા છે. માસ્તરને આવતા જોઈને જેસાએ દુલાને કહ્યું, 'દુલા, તારા માસ્તર આયા.'

પોતે પહેલાં જોયા છે છતાં દુલો શરમથી નીચું જોઈ ગયો. ગુલાબસિંગ ઊઠીને સામે આવ્યો. 'આવો આવો માસ્તરશા'બ, આજે ઘણે દહાડે!'

'કેમ, શું ચાલી રહ્યું છે ગુલાબસિંગ!'

'અમારે તો એનું એ, જુઓને.' ગુલાબે હસતાં હસતાં કહ્યું.

'શાનું વાવેતર કરો છો?'

'આ ડુંગળી રોપીએ છીએ.'

'કેટલાં વીઘાંમાં થશે?'

'અઢી તણ વીઘાંમાં.'

'એ...મ. આ બીજું શું કરેલ છે?'

'ઘઉં.'

'એમ કે? બહુ સરસ થયા છે. તૈયાર થાય એટલે આપણને કહેજો, આપણે થોડા ઘણા લઈ જઈશું.'

'ભલે શા'બ.'

'અને પેલી બાજુ?' માસ્તરે લાકડીની નિશાની કરી પૂછ્યું.

'એમાં શાકભાજી નાંખ્યાં છે. જા દુલિયા, કંઈક હોય તો શા'બ સારુ લઈ આય.'

'નહિ, નહિ, મારે કંઈ નહિ જોઈએ. હું તો અમસ્થો સહેજ પૂછું છું.'

'અરે એમ હોય શા'બ. જા દોટ કાઢ. સાત આઠ લેંબાં પણ લાવજે.'

'લીંબું પણ થાય છે કે?'

'એ...હો. લેંબોઈ તો તૂટી પડે છે. હમણાં દહ શેર ઊતર્યાં હતાં તે બારશદ નથુશેઠને તાં અથાણાં સારુ મોકલ્યાં.'

'કેમ, તમે લોકો નથી વાપરતાં?'

'હવે લેંબાંમાં તે શું ખાવું'તું!'

'આટલું સાંજ સુધીમાં પૂરું કરી દેવાનાં કે ?'

'હવે જોઈએ, શું થાય છે. વળગ્યાં તો છીએ.'

વાત ચાલે છે ત્યાં દુલો થેપાડાના છેડામાં રીંગણાં, મરચાં, ધાણા, સીંગું વગેરે ભરી લાવ્યો.

'અરે, આટલું બધું શું કરવું છે ?' માસ્તરે સાથે ચાલીને દુલાના થેપાડાના છેડામાંથી બધું શાક લઈ લીધું.

'બહુ લાવ્યો હો દુલભઈ.'

'ગામમેં શાકપાંન ના આયાં હોય તારે તમારે શા'બ, આપા નેહરી આવવું વા ખાવા. નહિતર દુલા હાથે કે'વરાવી આલવું. અઈ તો હોય જ.'

'જરૂર કહેવરાવીશ.' માસ્તરે રજા લેતાં કહ્યું.

'લ્યો ઠાકોર, બેસો ત્યારે.'

'પાછા આવજો શા'બ.'

'આવીશ કોઈ વાર.'

જતાં જતાં ચાર ડગલાં આગળ જઈને માસ્તર પાછા ફર્યા—ધીમે સાદે બોલ્યા, 'આપણા દુલાને હમણાં બે ચાર દિવસ કામ હોય તો ભલે ઘેર રહે.'

'ના ના. એને શાનું કામ ? એ તો આવશે.'

'ભલે. આવે તો સારું. છતાં કહી રાખું છું.'

'એ તો તમારી મે'રબાની છે શા'બ.'

માસ્તર મનમાં વિચાર કરતાં ચાલ્યા, 'ગુલાબ જેવો સારો ખેડૂત ભાગ્યે જ હશે.'

આ બાજુ ફરી કામ શરૂ કરતાં ગુલાબસિંગે મથુર સામે જોઈ

કહ્યું, 'આ માસ્તરશા'બ બહુ સારા આયા છે. કોઈનું કશું લેવું જ નહિ. આ તો આપણે આટલી ઓરખાણ તેમાં, નહિતર ના જ લે.'

'એવા કો'ક કો'ક સારા મહીંથી નેહરી આવે છે.' મથુરે હામાં હા ભેળવી.

* * *

રાતે વાળુપાણી કરીને આંગણામાં ખાટલા ઢાળી સૌ બેઠા હતા. આડો પડ્યો પડ્યો હોકાની ઘૂંટો લેતો ગુલાબસિંગ નિરાંતના શ્વાસ લઈ રહ્યો હતો. સામે જેસો, મથુર, રામસિંગ વગેરે બેઠા હતા. અલક-મલકની વાતો ચાલતી હતી—ભૈયાની, શેઠની, વાવેતરની, બજારભાવની, માસ્તરની—તરેહ તરેહની વાતો ચાલતી હતી. ગુલાબસિંગ અર્ધી આંખ મીચીને હોકો ગગડાવતો પડ્યો હતો—જાણે નવ ખંડની બાદશાહી એના તાબામાં આવીને ખડી થઈ ન હોય!

ઘરમાં સ્ત્રીઓ કામમાંથી પરવારી જવા આવી હતી. જેસાજીની નાની બેન કાશી ને નાનો ભાઈ દુલો ચોપડી લઈને બેઠાં બેઠાં વાંચતાં હતાં બન્ને એક સાથે મોટે રાગે ગાઈ રહ્યાં હતાં:

'રે ખેડૂત તું ખરે જગતનો તાત ગણાયો,
આ સઘળો સંસાર પાળતો તું જ જણાયો.

કપાસ, ફળ, ફૂલ, ઘાસ, ધાન્યને તું નિપજાવે,
અન્ન ખાય સહુ જીવ, ધરે જન વસ્ત્રો ભાવે.

છોકરાં ગાવામાં તલ્લીન છે. અર્થ સમજ્યા વિના રાગડા તાણે છે. મોટેરાંઓનું ધ્યાન બીજી વાતોમાં છે.

એ વખતે છીંડામાં કૂતરાં ભસવા લાગ્યાં—જોર જોરથી ભસવા લાગ્યાં—કાને પડ્યું ન સંભળાય એટલાં ભસવા લાગ્યાં. ગુલાબસિંગે ચિડાઈને કહ્યું, 'જો જોયે જેહલા, શું છે?'

જેસો ઊભો થઈ ને છીંડા તરફ ચાલ્યો. જુએ તો ગોઠણ સુધીની પોતડી, ખહરફહર થતા ફાટલા જોડા, બાલાબંધી અંગરખું, માથે પાઘડી, ખભે ખડિયો ને હાથમાં લાકડી: ઠચૂક ઠચૂક કરતા બુઢ્ઢા મહારાજ ચાલ્યા આવે છે. નજીક આવતાં જેસાએ ઓળખ્યા. મોટે અવાજે કૂતરાંઓને ધમકાવ્યાં અને મહારાજને આવકાર આપ્યો.

'આવો મહારાજ, આમ મોડા મોડા ક્યાંથી ?'

'અરે મારા બાપ, આજ તો મરી જ્યો. સવારમાં વહેલો વીરશદથી નીકળ્યો'તો.'

'ઓહોહો બહુ હેંડ્યા !'

'રામપરે ના પોકાયું, ને અંધારું થઈ ગ્યું.'

'આ ય રામપરું જ છે ને. કશી હરકત નહિ મહારાજ.'

'આ ય છે તો રામપરું જ. તારા બાપા ઘેર છે કે ?'

'હોવે, છે.' જેસાએ કહ્યું. ગુલાબસિંગે ગોરબાપાનો અવાજ પારખ્યો. એકદમ ઊભો થઈ ગયો. આળસ અને થાક ભૂલી જઈને સામે આવ્યો, 'કોણ, મહારાજ ! આવો આવો' ગુલાબસિંગે બે હાથ પગે અડાડ્યા.

'આશરવાદ' મહારાજે કલ્યાણવચન ઉચ્ચાર્યું.

'આવો ખાટલા ઉપર, જેહલા, મહીંથા ગોદડી લાવ.'

એકની એક નવી ગોદડી લઈને જેસો બહાર આવ્યો. મહારાજે ખડિયો બાજુએ મૂક્યો. પાઘડી ઉતારી. જોડા કાઢ્યા. અંગરખાની કસ છોડતાં બહુ થાક લાગ્યો હોય એવા અવાજે બોલ્યા, 'આજ ભારે થઈ.'

'શું થયું મહારાજ ? લ્યો, ગોદડી નાંખવા દ્યો.'

'હવે કશી જરૂર નથી.'

‘ એમ હેંડે કાંઈ, પાથર જેહલા.’

જેસાએ ગોદડી પાથરી. મહારાજ ઉપર બેઠા. અંગરખું કાઢ્યું.

‘ આજ ટાઢ ઓછી છ’ કહીને પાઘડી ઉતારી. ચોટલી પર હાથ ફેરવીને એ ઝાપટી નાંખી.

‘ ખાવા–પાણીનું ચ્યમ છે?’ ગુલાબસિંગે પૂછ્યું.

‘ સવારનો એમ ને એમ છું. ફક્ત બે દેબરાં ખાધાં છે, લોટો પાણી પીધું છે.’

‘ તારે અઈં બનાઈ નાંખો. કશું લેવા જવાનું નહિ. ઊઠ રામસિંગ, બારણે ચૂલો કર.’

‘ ના ના, રે’વા દ્યો અત્યારે. બહુ વપત પડશે. તમે થાકચા પાકચા જરા બેઠા છો...’ સહેજ મડદાલ ને શેતલ અવાજે મહારાજ બોલ્યા. પણ ગુલાબ સમજી ગયો હતો.

એણે પૂછ્યું, ‘શું બનાવશો મહરાજ?’

‘ તારો બહુ આગ્રહ હોય તો ખીચડી કરીશ.’

‘ ખીચડીમેં શું થશે?’

‘ બસ અત્યારે તો ખીચડી જ. કાલે વળી તારો ભાવ હશે તો બીજું બનાવશું.’

‘ ઠીક, એમ કરો.’ રામસિંગ ત્રણ પથ્થર લઈ આવ્યો. જેસો ઘરમાં ગયો, ‘બા, ખીચડી તૈયાર છે?’

‘ નહિ. તુવેરો ભરડી નાખું તો થાય. ચોખા તો કાલ છડી મેલ્યા છે.’

‘ ઝટ કર તને ફાવે તેમ.’ જેસો બહાર આવ્યો.

‘ નઈ લેવું છે મહરાજ?’ ગુલાબે પૂછ્યું.

‘ હા, જરા નાઉં. થાક ઊતરે.’

'ઊનું પાણી મેલો. દુલિયા ઊઠ, ચોપડી મૂકી દે, માટલી લાવ. મથુરા, ચોખ્ખા પાણીનો ઘડો અજવાળીને ભરી આ' કૂવેથી. નવી પાનશ લઈ જજે સાથે.'

'બઉ ઉપાધિ કરાવી તમને.' મહારાજ માથું ધુણાવતા બોલ્યા.

'અરે મહરાજ, તમે અમારે બાંયણે ચ્યાંથી. ઝટ હેંડ મથુરિયા, જેહલા તું બે પાંચ લાકડાં લઈ આય. કાશલી, ઊઠ, પેટી લાય. તપેલી ઢાંકણું લેતી આય.'

આખું ઘર કામમાં રોકાઈ ગયું. હિંમતસિંગને ખબર પડતાં આવી પહોંચ્યો. પગે લાગીને સામે બેઠો. 'આજ બઉ દા'ડે?'

'હા. એક મહિના થયા આ બાજુ નહોતો નીકળ્યો તે મનમાં થયું, લાવ ખબર કાઢી આવું.'

'બહુ સારું થયું હેંડો. ઘર આગળ બધાં સારાં છે?'

'હા, જજમાનોને પરતાપે આનંદ છે. તમારે ખેતી કેવીક છે આ વરસે?'

'તમારા આશરવાદથી લીલાલે'ર છે.'

ચૂલો, પાણી, બળતણ, ખીચડી, વાસણ–એક પછી એક વસ્તુ તૈયાર થઈ. ગરમ પાણી કરી મહારાજ નાહ્યા. ખીચડી મૂકી. વાત કરતાં ચડી ગઈ. સારી પેઠે ઘી નાંખીને જમ્યા. જેસાની મા વાસણ ઊટકવા લઈ ગઈ. ગુલાબસિંગે સોપારીનો કટકો આપ્યો.

મહારાજ નિરાંતે બેઠા એટલે ગુલાબે ગંભીર મોં રાખીને કહ્યું, 'હવે થાચ્યા ના હો તો કાં'ક ગનાનની વાત કરો.'

'શાની કરું?'

'તમારી ધાંનમાં આવે એવી પરમારથની કરો.'

નાનાં મોટાં સૌ એકકાન થઈ ગયાં, ગોરમહારાજે વાર્તા કરી. સાધુ–બ્રાહ્મણ જમાડીને સદેહે સ્વર્ગે ગયેલા બારૈયા ભીમસિંગની વાર્તા

કરી. સૌને બહુ રસ પડયો. ગુલાબસિંગને અને દુલાને સદેહે સ્વર્ગે જવાની હોંશ થઈ આવી.

'બહુ ભારે વાર્તા કરી!' ગુલાબસિંગે કહ્યું.

'આ તો ટુચકો કહ્યો, કાલે મોટી કહીશું.'

'ટુચકો પણ બહુ સમજણ લેવા જેવો. ઠીક તારે, હવે પાથરો. જેહલા, બીજી ગોદડી લાવ. જોડેના ઘરમાં ખાટલો ઢાળ્ય.'

'બીજી ગોદડી નહિ જોઈએ બીજી.'

'અરે મ્હરકે ટાઢ બઉ વાશે.'

જેસાએ પથારી કરી. મહારાજ ઘરમાં જઈને ખાટલે સૂતા. એક પછી એક વીખરાયાં. ગુલાબસિંગ મોડી રાત સુધી બેઠા. દેહ, આત્મા પરમાત્મા, સ્વર્ગ, નર્ક, જમરાજા, પુરુષાર્થ વગેરેની વાતો કર્યા કરી.

મહારાજ ઊંઘી ગયા ત્યારે એ જંપ્યો. એનો થાક ને કળતર મહારાજની 'પરમાર્થ'ની વાતોના નશામાં ઘડીભર વિસરાયાં.

## ૩

**મોડી** રાતે સૂતેલી હરખાબાઈ મોટે પરોઢિયે જાગી ગઈ. પરાણે આંખો ઉઘાડીને પથારીમાંથી બેઠી થઈ. બહાર આવીને આકાશ સામે જોયું. તારાઓ ઝગમગી રહ્યા હતા. હરણ્યો નમી ગઈ હતી. ગોકળિયું આખું શાંત નીરવ હતું. પંખીઓ જાગ્યાં ન હતાં. ઢોર પણ બેઠાં બેઠાં આંખ મીચીને આરામ લેતાં હતાં. રાત આખી ઘઉંની ચોકી કરીને છેક બે અઢી વાગે આવીને સૂતેલા જેસો અને મથુરસંગ ઘસઘસાટ ઊંઘતા હતા. ઠંડીની ચમકારી સારી હતી.

હરખાબાઈએ જેસાને ગોદડી સરખી ઓઢાડી. બાજુના ઘરમાં બારણાં બંધ કરીને મહારાજ સૂઈ ગયા હતા. એમનાં નસકોરાંના અવાજ સંભળાતા હતા. સાંભળીને હરખાબાઈ વિચારે ચડી. 'કેવી ગનાનની વાત કરી! એવું મન રે'વું કઠણ છે. હું સાંભળતી સાંભળતી જ ઊંઘી જઈ. ધન છે એવા ધરમના થાંભલાને. એવાનો મનખ્યો એ મનખ્યો, આપણે તો કાગડા-કૂતરાં જેવાં. રણછોડરાય બાપો એક સાચો છે. અતારમાં વહેલી નાઈને રોજ એ ચાર માળા ફેરવતી જાઉં તો કેટલું પુન થાય!'

'આજ તો અતારમાં દળવું છે. પછી પાણી ભરવું, રોટલા કરવા, ભેંસ દોવી, વાસીદું વાળવું, બપોરિયાનાં રોટલા-શાક, અને પછી મહરાજનું કાંમ. આજ નઈ પાર આવે, કાલથી વાત.'

વિચાર કરતી ઘરમાં આવી. દીવો કર્યો. વિચારમાં કોગળો કરવો ભૂલી ગઈ ને સૂપડું લીધું. નાની કોઠીમાં આગલી સાલના ઘઉં સાચવી રાખ્યા હતા. વાર પરબે, કોઈ આવ્યે ગયે, કામ આવતા હતા. એ સૂપડાં ભરી કાઢ્યા. કાઢતાં કાઢતાં બબડી, 'હવે તો થઈ રે'વા આયા. આટલા ય મેં સાચવી રાખ્યા તારે. પણ જેહલાને કોદરા કે બાવટો કશું ના ભાવે. બહુ સારખાયો છે. પણ એ ય બચારો વરહથી બધું ય ખાય છે. આ શાલ તો કોઈને આલવા જ નહિ. મોટી કોઠી ભરી મૂકું. જેહલાનાં લગનમાં ખપ લાગે અને બાર મહિના બાપ-દીકરો ખાયા કરે.'

ઘઉં લઈને દળવા બેઠી. કોડિયામાં દિવેલ પૂર્યું. મોગરો ખંખેર્યો. ઘઉં ઉપર નજર ફેરવી ગઈ. હાથથી ઊંચા નીચા કરીને જોઈ લીધા. ઘંટીનું થાળું સાફ કર્યું. એક આંટો ફેરવીને પાટલી જરા ઠીક કરી.

'મહારાજની રશોઈના છે.' મનમાં બોલી 'ને જીવજંત ક્યાંઈ કસરાઈ જાય તો ચેટલું પાપ લાગે! આ જનમે તો ભોગવીએ છીએ

ને પાછાં આવતા જનમે ય એનું એ.' 'જે માતાજી' કરીને ઘંટી શરૂ કરી. કાશી ને દુલો પડખું ફરીને સૂઈ ગયાં. ઘંટીના મીઠા રણકારથી એમની ઊંઘ જામી ગઈ. ગુલાબસિંગે પણ ગોદડી સરખી ઓઢી લીધી. સહેજ તાવ જેવું લાગતું હતું. ઉધરસનું ઠસકું ખાઈને એ માથે ઓઢી ગયો. હરખાબાઈએ ઘંટીના તાલ સાથે ગીત શરૂ કર્યું:

રઘુપતિ રામ, રદામાં રે'જો રે.
રાખી પડવે તે પથે પડિયા રે, મહાવનના તે મારગ ઝાલ્યા રે...

પાંચ વાગવાનો વખત થયો ત્યાં પંખીઓ જાગી ઊઠ્યાં. પંખીનાં ગાન સાંભળીને પશુઓ જાગી ગયાં. માથાં ઝુલાવીને ઊભાં થયાં. પવનની ધીમી લહરોથી ઝાડપાન પણ જાગી ઊઠયાં. ગુલાબસિંગ ઊઠીને બેઠો થયો. રાતની વાત મગજમાં રમી રહી છે. 'રણછોડરાય રણછોડરાય' કરતો ઊભો થયો. થેપાડું સરખું કરીને પછેડી ઓઢી લીધી. બહાર નીકળીને મોટેથી ગાવા લાગ્યો:

'એ શંતો અમે વેવારિયા શરી રામનામના......'

મહારાજ સાંભળે એમ રાગ કાઢીને ગાવા લાગ્યો.

'ઊઠો જેહલા, મથુરા!'

ઉજાગરા ને થાકથી કાયર થઈ ગયેલા બન્ને જુવાનિયા ટૂંટિયાં વાળી ગયા.

'લ્યા તમે આવા આળસુ ક્યમ થઈ જ્યા છો? સમી સાંજના ઘોર્યા કરો છો. હેંડો ઊઠો.' ગુલાબે માથેથી પછેડીઓ ખેંચી લીધી. બન્ને જણ આળસ મરડતા ઊઠ્યા ને ઓશીકેથી ડગલીઓ લઈને પહેરી લીધી.

જેસો જરા ચિડાઈ ગયો, 'આ એક બાપા જોને. પોતાને વહેલી રાતે સૂઈ જવું, અને અમે આખી રાત ધઉં સાચવીને હમણાં સૂતા તો ઉઠાડ્યા!' બેચાર કરાંઠીઓ અને સુકાઈ ગયેલી ડાંખળીઓ એકઠી કરીને જેસાએ તાપણું કર્યું, 'હેંડ મથુરકાકા, ચલમ ભર.'

મથુરે ચલમ ભરી, બન્ને જણા તાપવા લાગ્યા.

'કાલ વાત બહુ સારી કરી!' મથુરે તાપણું સંકોરતાં કહ્યું.

'આપણે તો વાત શરૂ થઈ તાં જ ઊંઘી જ્યા.'

'ભારે ગનાન હતું!'

'હું પેલી રાતે જાગ્યો હોત ને પાછલી રાતે ઊંઘી જ્યો હોત તો ગાયો પડત ને ગનાન નેકરી જાત બધું. મહરાજને ધંધો નથી બીજો. નકામા બાપા વખાણ કર્યા કરે છે. મારેય બીજું કાંઈ કામ ના હોય તો હુંય ટીલાં ટપકાં કરીને ગનાનની વાતો કરતો ફરું.' જેસો હસ્યો. મથુરશંગે ફેરવી બાંધ્યું ને હામાં હા મેળવતાં બોલ્યો, 'અને જ્યાં જા તાં લાડવા ખાયા કર!'

'હોવે લ્યા.' જેસો ફરી હસ્યો ને ગંભીર થતાં બોલ્યો, 'આપણે તો આવતે જલમ બામણનો અવતાર માગવો છે.'

'લ્યા ચ્યમ બેઠા છો હજી, મથુરિયા, જેહલા?' ગુલાબસિંગનો અવાજ આવ્યો, 'ઊઠો બેય જણ, અતારમાં બેઠા છો તે. જા જેહલા તું મહરાજ સારુ પાણી ભરી આવ. મથુરા, તું એક સારું જોઈને દાતણ વાઢી આવ, પછી બળદને ચારપૂળો કરો.'

'હું હજી ઘેર જ્યો નહિ.' કહીને મથુરશંગ ઘર તરફ ચાલ્યો.

જેસાએ બબડતાં પાણીનો ઘડો લીધો.

ગુલાબસિંગ આવીને તાપણા પાસે બેઠો. હોકો પીતાં વળી બૂમ મારી, 'કાશી, દુલા, ઊઠો જોઈએ.'

ત્યાં મહારાજનું ધર્મદ્વાર ખૂલ્યું. હથેળી જોઈને ઉત્તર દિશાને પૂર્વ ધારીને હાથ જોડ્યા, 'નારાયણ નારાયણ' કરતા બહાર આવ્યા.

'આવો આવો મહરાજ તાપવા.' મહારાજ નજીક આવ્યા.

'કેમ ટાઢ વઈ'તી?'

'ના રે ભઈશા'બ, પટારા જેવું ઘર અને ઓઢવાનું પૂરતું શાધન, પછી ટાઢ શાની?'

'કાલની વાત અક્કલ થઈ. ભારે ગનાનવાળી!'

'એ પરમાણે વરતો ત્યારે ખરું.'

'લ્યો આ દાતણ આવ્યું.'

મહારાજે દાતણ લીધું.

હરખાબાઈએ લોટ વાળીને હાથ ખંખેરી નાંખ્યા. મનમાં ગણગણી, 'આજ અતારમાં થોડું ખાશે તો ય હેંડશે. બપોરિયામાં લાડવા આલીશું.'

ઝટપટ બે રોટલા ઉતાર્યા. જેસો ખાઈને કોસે ગયો. ગુલાબસિંગ 'હું તો બપોરિયામાં જ ખઈશ' કહીને ચાલ્યો.

'લ્યો મહરાજ, રસોઈ–પાણી કરજો, અમે જઈશું.'

'કશી ફકર નહિ. તમ તમારે નિરાંતે કામ કરો.'

ગુલાબસિંગ ગયો. હરખાબાઈએ કાશીને હાક મારી, 'ચ્યાં મરી જઈ કાશલી, આ પાણી ઊનું થઈ જ્યું. મહરાજને આલી આવ. દુલિયા તું લાકડાં વેણી લાવ, જા મારો ભઈ કરું.' પોતે રોટલા ઘડીને આંગણું વાળ્યું, છાણાં થાપ્યાં. હાથ ધોઈને ભેંસ દોઈ. મહારાજનું સીધું તૈયાર કરીને લાવી, ત્યાં મહારાજ નાહી ધોઈને સામા માંડવામાં આવી ગયા હતા. 'લાવો હરખાબાઈ.'

'જુઓ આ લોટ, તેલ, ગોળ, દાળ, ચોખા, શાક.'

'ઘી?'

'આલી જઉં છું તાવીને.'

'સારું, મૂકો.'

હરખાબાઈએ ઘરમાં આવીને માખણ કાઢ્યું. ચાર શેર જેટલું

માખણ હતું. બધું તાવવા મૂક્યું. કાશી–દુલો શિરાવવા બેઠાં. હરખાબાઈ કડછી લેવા ઊઠી ત્યાં દુલાએ ઊભા થઈને તાવણમાંથી માખણ બટકે ચડાવ્યું. હરખાબાઈએ જોયું ને બૂમ મારી, 'મારા રવ્યા, મહારાજનું ઘી અભડાવ્યું, મૂકી દે.' આવીને દુલાના બરડામાં ધુંબો માર્યો. હાથમાંથી બટકું અંદર પડી ગયું. દુલો નીચે બેસી ગયો. કાશી ત્રાંસી નજરે જોઈ રહી. માનો મિજાજ ઊતર્યો એટલે ધીમે રહીને બોલી, 'બા, અમને થોડું...'

'તમને તે ચ્યાંથી આલું ? આટલું બેજે બેજે પૂરું થશે, લ્યો ઝોંહો.' અર્ધી ભારની ગાંગડી રોટલા પર મૂકી. 'લે દુલિયા, ધર રોટલો.'

'અમારે નહિ જોઈતું.'

'હવે પાછો રિહાશે. આ...લે વધારે આપું. જો પાછો બપોરિયામાં લાડવો આલીશ હો!'

'હો.' કહીને દુલાએ રોટલો ધર્યો ને માથું નમાવ્યું.

'આજ નિશાળે નહિ જવું. મહારાજને જોઈતું કારવતું આલજો.' ઘી તૈયાર કરીને કોઠારમાં મૂક્યું. બહાર આવી.

મહારાજે કાછડો માર્યો. ખભે મેલું ભીનું ફાળિયું હાથ લૂછવા રાખ્યું. ફાળિયા જેટલું જ મેલું જનોઈ કેડે ખોસ્યું. છીકણીનો ફડાકો મારીને મહારાજ કામે વળગ્યા. દાળભાત મૂકી દીધાં. લોટમાં પાણી રેડતાં વિચારે ચડ્યા, 'ભાનુડાને લાવ્યો હોત તો સારું હતું. એને બહુ મન હતું. આઠ દિવસમાં કાંઈ ભણતર પડત નહિ. જજમાનોમાં અત્યારથી જાણીતો થાય તો ઠીક. વળી ખાવાપીવાનું મળત એટલે શરીર પણ સુધરત. હશે બીજી વખત વાત. ગુલાબસિંગ બહુ ભાવિક છે, પણ બિચારો દૂબળો થઈ ગયો. જમીન હાથમાંથી ચાલી ગઈ. દુ:ખી થઈ ગયો, તો ય ભગવાન ઉપરનો ભરોસો એવો ને એવો છે– સાધુ — બ્રાહ્મણ ઉપરની આસ્થા એવી ને એવી. ન હોય ? એનો બાપ કેવો હતો ! કુબેર બારૈયા જેવું તો કોઈથી ના થવાય.'

'કેમ મહારાજ !' હરખાબાઈ આવ્યાં.

'આવો.'

'તમે નવરા થાઓ તો વાત કરું.'

'નવરો જ છું. કામ તો થયા કરશે.'

'જુઓ, આપણે જેહલાને આ શાલ પયણાવવો છે.'

'જરૂર પરણાવો. હવે કંઈ જેહોભાઈ નાના ના કે'વાય.'

'અને સાસરિયાં ઉતાવર કરે છે.'

'ઓણસાલ લગન બહુ સારાં આવે છે, અને...' મહારાજે આકાશ સામે જોયું. આંગળીના વેઢા ગણ્યા 'શું નામ બાઈનું ?'

'અણદર.'

'હાં...જેશંગ ને અણદર. બસ બન્નેની રાશિ ને ચંદ્ર સાનુકૂળ છે. કહો, ફાગણ વદમાં રાખીએ.'

'તમારે આવવું પડશે.'

'ખુશીથી. મારા વિના કેમ ચાલે ? સાથે મારા ભાનુશંકરને પણ લેતો આવીશ.'

'લાવજો અને આજ એમને વાત કરજો. હું કઉં છું તારે 'પૈસાની શવડ નહિ' કહીને વાત ટાળી નાંખે છે. તમે સમજણ પાડજો. તમારું માનશે. ફરીફરીને આવું મુરત પાછું ચ્યાંથી આવે ?'

'ન જ આવે. હું ગુલાબસિંગને સમજાવીશ. તમે બેફિકર રહેજો.'

'બસ લ્યો, મને એની ચંત્યા હતી.'

'હવે ચિંતા ના કરશો. ઘી આપી જજો જરી.'

હરખાબાઈ ઊઠયાં. ઉતાવળાં ઘરમાં ગયાં. વળગણી પરથી છાયલ લઈને પાછું મૂકયું. કોઠારિયામાંથી ઘીની વાટી લઈને પાણિયારે મૂકી. મનનો હરખ માતો નથી.

'વહુ કાંઈ રૂપાળી છે! જેવો મારો જેહલો એવી જ રૂડી રૂપાળી સુંદર છે. જોડ મળી રહેશે. મારે બે જોડ કપડાં કરાવવાં છે. ડોકનું ને પગનું કાંઈક કરાવવું છે. કાશી ને દુલિયાને બબ્બે જોડ. ભલેને પાંચ રૂપિયા વધારે થાય. ફરીફરીને અવસર ના આવે.'

'શું કરો છો હરખાકાકી?' રામશંગની વહુ આવી.

'આવ વહુ, આ જેહલાના વિવા' નક્કી કર્યા.'

'ક્યારે?'

'હજી ટીપણું જોયું નહિ. પણ મહરાજે મોંએ ગણતરી કરીને કહી આલ્યું છે.'

'સારું કર્યું બા, હવે કાંઈ જેહોભાઈ નાના ના કે'વાય. અને વહુ મોટી થઈ જઈ છે. પછી આપણા મોટા ઘરની આબરૂ શી?'

'હાસ્તો બાઈ, હું તો શરમમાં લજવઈ મરું છું. પણ જ્યારે જ્યારે વાત નેકરે તારે તારે કાકોજી ના પાડે. આજ મહરાજે કહ્યું કે હું સમજાવી દઈશ.'

'હેં બા, મોટાભાઈનાં લગન કરવાનાં?' કાશી માનો હાથ પકડી બોલી.

'મૂંગી મર, અતારથી બૂમો ના પાડીશ કાલી.'

ઉપરથી કાશીને ધમકાવી નાંખી પણ મનમાં જેસાનાં લગનમાં નવાં લૂગડાં ને ઘરેણાં પહેરવાથી પોતે કેવી લાગશે એ વિચારે ચહેરો મરકી ગયો.

**આ**ગળ અંગારા–જગતો હોકો, માથે પાટીદારશાઈ પાઘડી, અંગ ઉપર એક પાતળું પહેરણ, ચાર પાટલીએ પહેરેલ કોર–છેડા વિનાનું સાવ સફેદ ધોતિયું, સફેદ મૂછો ને સફેદ પાંપણો–રામદાસ પટેલ પોણોસો વર્ષે નરી આંખે જોઈ શકે છે. ખેતરમાં આંટો મારીને હમણાં જ પાછા ફર્યા છે. ચહેરા પર સહેજ થાક જણાય છે. ભલમનસાઈ અને ખાનદાનીની મૂર્તિ જેવા રામદાસ પટેલ છેલ્લાં પચાસ વર્ષથી પૂછવાનું ઠેકાણું છે. રામપરાના માથાનો એ મુગટ છે. રામપરાની સર્વ કોમ એમનું નામ આવતાં માનથી હૈયું નમાવે છે. રામદાસ પટેલનો બોલ ભાગ્યે જ કોઈ ઉથાપી શકે છે. એમણે સૌને એક સરખી મદદ કરેલી છે. કોઈને ખેતરમાં, કોઈને વેપારમાં, કોઈને લગનમાં, કોઈને મરણમાં – માંદે, સાજે, હરકોઈ પ્રસંગે નાનું–મોટું, ગરીબ–તવંગર જોયા વિના સૌને મદદ કરેલી છે. નાનું છોકરું પણ એમને ઓળખે છે, અને રસ્તામાં એમની ઊંચી, સીધી સોટા જેવી, વૃદ્ધ છતાં સશક્ત, નમ્ર છતાં પ્રભાવશાળી કાયા જોઈને બાજુ પર ખસી જાય છે ને ભાવથી નીરખી રહે છે. એમને સૌ 'દા' એવા માનભર્યા સંબોધનથી બોલાવે છે. રામદાસ પટેલ ઓટલા પર તકિયે અઢેલીને બેઠા તેવો જ દીપચંદ ખડકી આગળથી પસાર થયો. દાની નજર ગઈ.
'દીપાશેઠ!' શાંત, પ્રેમાળ છતાં સત્તાવાહી અવાજ સાંભળીને દીપચંદ ઊભો રહી ગયો. નજીક આવીને બોલ્યો:

'કેમ દા?'

'ઉપર આવ.' ધીમે સાદે દા બોલ્યા અને એક ઘૂંટ લઈને

હોકો બાજુ પર મૂક્યો. એક હાથનો ટેકો લઈને તકિયાથી સહેજ આગળ આવ્યા. દીપચંદ ઓટલાની કોર પર બેઠો. એની સામે નજર નોંધીને દા ઘડી વાર જોઈ રહ્યા. દા શું કહેશે એના વિચારમાં નીચું ઘાલીને દીપચંદ બેસી રહ્યો.

'કેમ લ્યા, આ શું માંડયું છે?'

'શાનું દા?'

'બેસવાની ડાળ કાપવા તૈયાર થયો છે?'

'મને કંઈ સમજણ ના પડી દા.'

'તને શાની સમજણ પડે!' દાનો અવાજ જરા મોટો થયો.

'તારે સમજવું હોય તો સમજાય ને? ગુલાબસિંગ ઉપર દાવો માંડવા તૈયાર થયો છે?'

'કોણે કહ્યું?'

'કાળા ચોરે કહ્યું. એનું તારે શું કામ છે? પણ લ્યા એના પરતાપે તું આ પાયરીએ આવ્યો છે એ ભૂલી ના જતો.'

'આ બાબતમાં દા, હું કોઈની સલાહ માનવાનો નથી.'

'શું કહ્યું?' દાની ભમ્મર ખેંચાઈ. પ્રેમમય ગુસ્સો એમના અવાજમાં અને આંખમાં તરી આવ્યો. પણ એની દરકાર ન કરતાં દીપચંદ ખોટો રોષ કરીને ફરિયાદ કરતો હોય તેમ જુસ્સાથી બોલ્યો.

'મારા ભૈયાને સૌએ મળીને માર્યો. કેમ જાણે બાપાનું રાજ! બસ એમને સીધા કરવા છે. દા, ભઈશા'બ, આટલી આ એક વાતમાં મને કશું ના કે'શો.'

'બેસ બેસ ડાયલા. તને કાંઈ અક્કલ છે કે નહિ? નર્યો સ્વાર્થી થઈ જાય. ગુલાબસિંગ જેવા લાખ રૂપિયાના માણસને તારે કોરટમાં ગુનેગારના પીંજરામાં ઊભો કરવો છે?'

'ગુલાબસંગ એક નંબરનો માણસ,' દીપચંદ ધીમો પડીને ાનખૂટ પકડતાં બોલ્યો 'પણ એના છોકરાને બહુ ગુમાન આવ્યું છે. માઠ દહાડા પહેલાં મને ગાળ દીધી'તી, આજ ભૈયાને માર્યો.'

'ન મારે? પછી હદ ઉપરાંત થાય ત્યારે બીજા બારૈયા તારી ાાળ સાંખે, જેહલો ના સાંખે.'

આ બાજુ થઈને નીકળ્યાનો દીપચંદને અફસોસ થવા લાગ્યો. ાંથી ઊઠીને એને નાસી જવાનું મન થયું. પણ કોઈ અગમ્ય સત્તાના જેરે એ બેસી રહ્યો.

થોડી વાર રહીને ધીરગંભીર અવાજે ઘા બોલ્યા. 'ખબરદાર જો એના ઉપર કેસ માંડચો છે તો. ગામમાં રહેવું ભારે થઈ પડશે.'

'પણ ત્યારે હું મારું લેણું જતું કરું?'

'જતું કરવાનું તને કોણ કહે છે? અલાવી દઈશું. પણ ખેડૂતના ઘરમાં બે પાંચ દા'ડા નાણાં મોડાં આવે એથી શું થઈ ગયું?'

'બે પાંચ દા'ડા ને બદલે બે પાંચ વરસ થયાં ઘા. નહિતર તમે જાણતા નથી અમારે કેટલી મિત્રાચારી છે?'

'એ તો હું સારી પેઠે જાણું છું તારી મિત્રાચારી. એક એક કરીને બધી જમીન પડાવી લીધી ને હવે બિચારાને પેટિયું નીકળે એટલી પાંચ સાત વીઘાં રહી છે એ પણ લઈ લેવી છે કેમ?'

'મારે કયાં લઈ લેવી છ ઘા?'

'તો પછી? અને દાવો કરીને શો ફાયદો કાઢવાનો છે? ભૂલી ગયો ગઈ સાલ જાહા થતા'તા એ? પછી મારી કને ના આવીશ.'

દીપચંદની નજર સામે આગલે વરસે દુકાને ને ઘેર હાડકાંનાં તોરણુ બંધાતાં, ઓઘલાને આગ લાગતી, આંબા વઢાતા—એ બધું તરવા લાગ્યું. એ ઢીલો પડી ગયો. નરમાશથી બોલ્યો, 'તો ઘા, મને પૈસા અલાવી દેશો? હેંડો, દાવો નથી માંડવો.'

'હા, આવતી દિવાળીએ થોડા ઘણા અપાવીશ.'

'અને આ મોસમે ?'

'હપ્તો ભરતાં વધશે તો થોડા આ વરસે ય આપશે.'

'જુઓ ઘા, હું તમારે વિશ્વાસે રહું છું.'

'હવે તારે ફિકર ના કરવી. તું ફરી ના જઈશ.'

'હવે ફરું કંઈ ઘા!' દીપચંદ પગે લાગીને ચાલ્યો ગયો. ઘા–એ નિરાંતનો શ્વાસ મૂક્યો. તકિયે અઢેલીને બેઠા.

દીપચંદ દુકાને જતાં પસ્તાવા લાગ્યો. 'મનમાં બે હતો જ કે ઘા પૂછશે. પણ એટલામાં એમને કોણે વાત કરી દીધી? પેલો રામશંગ આવ્યો'તો. એનાં જ કામ. પણ આ જે થયું તે કાંઈ ખોટું નથી. ઘાનું મન સચવાયું, ગુલાબે ય રાજી રહેશે ને જેહલો ય શાંત રહેશે. જે થાય તે સારા સારુ. મહાવીરસ્વામી કરે તે ભલા માટે.' મન મનાવતો એ દુકાને આવ્યો.

ત્રણ માળની ઝરૂખાવાળી મેડીના નીચલા ભાગમાં દુકાન હતી. બે બાજુ બે ઊંચા ફરજા હતા. વચ્ચે ચાલવાની જગ્યા રાખેલી. ઓટલા પર ગાદીતકિયા અને મજબૂત લાકડાની પેટીઓ મૂકેલી હતી. એક બાજુ બથમાં સમાય તેવડા મોટા ચાર પાંચ ચોપડા પડ્યા હતા. બીજી બાજુ કલમ–દોત–રેતિયું વગેરે પડ્યાં હતાં. ગાદી-તકિયે લખમીચંદ બેઠો હતો. માત્ર ધોતિયું પહેર્યું હતું. શરીર ઉઘાડું હતું. માથે ધોળી ટોપી હતી. ધોતિયા પર કેડે કંદોરો, કાનમાં છેલકડી, ગળામાં સોનાની સેર, હાથમાં સોનાની વીંટી, કપાળમાં પીળો ચાંદલો: સત્તાવીશ વરસનો લખમીચંદ ફાંદ અને અદોદળા શરીરને લીધે આધેડ જેવો લાગતો હતો.

આગળ ઓટલા પર અને ચાલવાના રસ્તામાં ચાર પાંચ બારૈયા બેઠા હતા. ફાટલાં કપડાં, કાળો પડી ગયેલો વાન, વધી ગયેલી

જામન, બેસી ગયેલાં ડાચાં, જિંદગીથી હારી ગયા હોય તેવી ઉદાસી ચહેરા પર ફરી વળી હતી. દરેક દીપચંદનો ખેડૂત હતો. કોઈ બે વીઘાં ખેડતા, તો કોઇ ચાર તો કોઈ છ. કોઈની વીઘે દસ રૂપિયા દાણ તો કોઈની પંદર તો કોઈની ભાડાની જમીનની વીઘા વીશ રૂપિયા ઠરાવેલ હતી. સરકારધારા કરતાં ચારપાંચગણી દાણ હોવા છતાં ખેડૂતો દાણે ખેડતા હતા. વરસ નબળાં થતાં ચાલ્યાં ને દાણ પૂરી થતી ન હતી. વરસોવરસ દાણની બાકી ખેંચાતી હતી અને ભારે વ્યાજ ચડયે જતાં હતાં.

દુકાનમાં માથાફોડ ચાલી રહી છે. સીમમાં ગરીબડો લાગતો લખમીચંદ દુકાનમાં વાઘની માફક ત્રાડે છે. બબ્બે કટકા ગાળો દે છે. કોઈ સાંભળી લે છે તો કોઈ સામો જવાબ આપે છે. એ વખતે દીપચંદ આવ્યો.

'લ્યો આ મારા બાપા આવ્યા.'

'શું છે ભઈ તમારે?' ભમર ખેંચીને દીપોશેઠ બોલ્યો.

'મારે શેઠ બે રૂપિયા જોઈએ છે.' રવાએ કહ્યું.

'અત્યારે રૂપિયા નથી. બધાં નાણાં તમાકુમાં રોકાઈ ગયાં છે.'

'પણ મારે કાલ આપણા મહીજીની વહુને તેડવા જવું છે. ગાડીભાડામાં જોઈશું ભઈશા'બ.'

'તું માથાફોડ ના કરાવીશ રવલા. અત્યારે પૈસા નથી.'

'પણ......' રવાનું વેણ અધૂરું રહ્યું. શેઠે ચંદા સામે જોઈને પૂછ્યું. 'શું છે તારે ચંદા!'

'એની વાત હું કરું બાપા.' લખમીચંદ વચ્ચે બોલ્યો. 'એને ઘરમાં દુઝાણું નથી. બિચારાનાં છોકરાં–છ્યાં છાશ વિનાનાં રે' છે. તે મેં કહ્યું આપણી પાસે પેલી ભેંશ આવેલી છે તે લઈ જાય. આપણે એંશીમાં આવી છે પણ એ ગરીબ માણસ છે તો પોણોસોમાં ભલે લઈ જાય.'

'ના શેઠ, સિત્તેર.'

'લ્યો ને...સિત્તેર. એમાંથી અર્ધા હમણાં ભરે ને અર્ધા આવતી દિવાળીએ આપે.'

'અર્ધા ક્યાંથી આલશે ?'

'એ તો હું કઉં છું ભઈશાબ.' ચંદાએ કહ્યું.

'અધા ખાતે માંડ. વ્યાજમાં રોજ ત્રણ શેર દૂધ આપી જાય. અઠવાડિયે શેર ઘી આપી જાય. ચારપૂળાનું એને ખરચ નથી, કપાસિયા જોઈએ તો શેર બશેર લઈ જાય.'

'બહુ સારું, એમ કરે.'

'તારે કબૂલ છે ચંદા ?'

'હા કબૂલ છે.' ચંદાએ ફાળિયાને છેડેથી પાપડીઓ છોડી.

'લ્યો આ પાપડીઓ લાયો છું.'

'પાપડીઓ તો લાવ્યો પણ ફોલવા કોઈ નવરું નથી. ઘરમાંથી થાળી લઈ આવ. એક બાજુ બેસીને ફોલી નાંખ, મારો ભઈ, ને આ બીડી પીતો જજે.'

'સાંજે ભેંસ દોરી જજે.' દીપચંદે મીઠા સાદે કહ્યું. પછી લાખાનો વારો આવ્યો. 'તારે શું છે લાખા ?'

'એક થેપાડું લેવું છે.'

'પૈસા રોકડા પડશે.'

'હાલ તો ક્યાંથી આલું ? તુવેરોમાંથી આલીશ.'

'ના, એ નહિ ચાલે. ખાતે છે એટલા ભરી જા, પછી નવું નામું મંડાશે.'

'પણ શેઠ હું સાવ નાગો ફરું છું. કશું પેરવા નહિ.'

'મારે કંઈ નથી સાંભળવું. લખમીચંદ ?'

'કેમ બાપા ?'

'આપણે એક ગાંસડી બાંધો. થોડાં ગવન, છાયલ, છીંટ; હલકો, ભારે, મધ્યમ–બધી જાતનો માલ બાંધો. રવલા, તું ગોકળિયા સુધી આવીશ કે ?'

'હોવે.'

'તમે ગોકળિયે જવાના છો બાપા ?'

'હા, કેમ ?'

'કેસનું શું કર્યું ?'

'કાંઇ નહિ. દા જામીન થયા. દિવાળી સુધીમાં અપાવી દેશે.'

'પણ એવો એ આપશે ?'

'નઇ આપે તો કચારી ક્યાં ઊપડી જવાની છે ? આ તો દાનું મન રહ્યું. સવારે ભૈયો તકરાર કરી આવ્યો છે તે હું જઇ આવું. ગુલાબનું મન રહેશે. આપણે તો ઘરાક રાજી રહે એટલું જોઇએ. પૈસા ક્યાં નાસી જવાના છે ?'

એક વેણ મનમાં આવીને હોઠેથી પાછું વાળ્યું, 'દોઢા બમણા લેશું.' દીપચંદ ઊઠ્યો. 'તું ગાંસડી તૈયાર કર, હું ઘેર જતો આવું.'

* * *

કોઠી ને આંબલીની ઘટા નીચે આંગણામાં નાનાં મોટાં સૌ ઘેરો વળીને બેઠાં છે. ગુલાબસિંગ ને મહારાજ દૂર મહુડા નીચે ખાટલા ઢાળીને સૂતા છે. આ બાજુ એક નાના માંચા પર જેસો સૂતો છે ને મથુર પાસે બેઠો છે. ગુલાબસિંગે લગ્નની વાતમાં સંમતિ આપ્યાથી સૌના ચહેરા પર આનંદ ને ઉત્સાહ દેખાય છે. જેસાનો ચહેરો હસું હસું થઇ રહ્યો છે. જમનાવહુ લાડકા દિયરની મીઠી મશ્કરી કરી રહી છે. 'જેઠાભાઇ કાંઇ ઘોડે નહિ બેસવાના, એમની સારુ તો વડોદરેથી હાથી મંગાવવો છે !'

સૌ ખડખડાટ હસી પડયાં. મથુરે સૂતેલા જેસાના પડખામાં ઠોંસો માર્યો.

'મશ્કરી શું કરતાં હશો જમનીકાકી?' કાશીએ ભાઈનો પક્ષ લીધો.

'મારા મથુરકાકા હાથીએ ચડીને આવેલા કે?'

'કાશલી, નાને મોંએ વસારીને બોલજે, હા વળી.'

'લ્યો હવે છોકરાં, છાનાં રહો. બહુ થયું.' હરખાબાઈ બોલ્યાં. 'હવે ઝાઝા દન નહિ. દાણા સોજ્જા કરવા સૌ કાલથી થોડી થોડી વાર બપોરિયામાં આવજો. હેંમતાની વહુને ને રામશંગની વહુને કહી આવજો.'

વાત ચાલે છે ત્યાં મથુરસિંગે આનંદની બૂમ મારી 'આ દીપોશેઠ વરણું લઈને આયા.'

સૌએ પાછળ જોયું. આગળ દીપોશેઠ ને પાછળ રવાજી. જેસો એકદમ બેઠો થયો. હરખાબાઈને ફાળ પડી. 'મારો રોયો આ અતારે ચ્યાંથી ટળ્યો?'

દીપોશેઠ નજીક આવીને હસતું મોં રાખીને બોલ્યો, 'ક્યાં ગ્યા ઠાકોર, હરખાભાભી?'

'શું કામ છે તમારે?'

'આ કાપડ લઈ આવ્યો છું. ખાસ તમારો બર લાવ્યો છું. જમનાવહુ, રામશંગ ને હિંમતશંગનાં વહુને ટૌકો પાડો જરા, અને જેહોભાઈ ક્યાં ગયા?'

'આ રહ્યા' હસી પડીને મથુર બોલ્યો. 'તમને ચ્યાંથી ખબેર મળી જ્યા શેઠ?'

'લે અમને તો મળે જ ને' શાના ખબર એની ગમ ન પડતાં શેઠ હસીને બોલ્યા.

'મહારાજે આજ સવારે જ મુરત જોયું હજી. અને મારા મોટા ભાઈએ હમણાં હા પાડી.'

'સારું કર્યું. જેહોભાઈ કાંઈ હવે નાના નથી.' સમજી જઈને દીપચંદ બોલ્યો.

'પછી તમે બોરસદ ના જ્યા?' મથુરે પૂછ્યું. જવાબ સાંભળવા હરખાબાઈ ટાંપી રહી.

'પછી મનમાં થયું કે જેહાભાઈ પરણે ને મારે વચ્ચે વિઘન ના નાખવું. જેહાભાઈએ ભૈયાને માર્યો તે લખમીચંદ તો બહુ રીસે બળ્યો'તો પણ મેં વાર્યો. આપણે એમના જેવા ના થવાય. ગમે તેમ તોય ગુલાબસિંગના મારા ઉપર બહુ ઉપકાર છે. બોલો હરખાભાભી, હવે ભાઈનાં લગનની વાત કરો. ક્યારે મુરત લીધું?'

'હજી ટીપણું નહિ જોયું. પણ મહરાજ કે' છે ફાગણ વદમાં આવશે.'

'ત્યારે તો નજીકમાં જ. હવે અત્યારથી જ બધી તૈયારી કરવી પડશે. ઘરેણાં, કપડાં, ઘી, ગોળ, ઘઉં, અનાજ...'

'જુઓ દીપાશેઠ,' હરખાબાઈ બોલ્યાં, 'મેં તો એમ વિચાર કર્યો છે કે બધી ચીજ શે'રમાંથી લેવી. સામટો માલ શે'રમાં સસ્તો પડે.'

'બરાબર છે, કહો. વડોદરે મારા કાકાજીની દુકાન છે. લાગવગ જેવી જોઈએ તેવી છે. આપણે બે જણે જવું. જે ચીજ જોઈએ તે નજરે જોઈ, ભાવતાલ કરાવી, લઈ આવવી. નાણાંની તમારે ચિંતા નથી. આપણી જ દુકાન છે એમ સમજી લેજો.'

'એ...મ' હરખાબાઈ હરખાઈ જઈને બોલ્યાં. 'મને તો એની જ મોટી ફકર હતી. આ સાલ ઘઉં, તુવેરો ને તમાકુમાંથી વિઘોટી માંડ નેકરશે. એટલા સારુ તો તમારા ભાઈ લગનની ના પાડતા'તા.'

'અરે, એમ કાંઈ પૈસાને વાંકે લગન અટકે? તો પછી અમે શા કામના છીએ? આપણે ત્યાં છે એ બધું કોનું છે? એવા વિવા' કરીએ કે ગુલાબસંગ કુબેરનું નામ રહી જાય. એક વાર તો વેવાઈ મોંમાં આંગળાં ઘાલી જાય.'

'બસ મારા ભઈ, અને જો હું યે આ બે ડોબાં છે તે ડબો ભરીને ઘી કરી રાખીશ. નવા ઘઉં થોડા ભરી રાખીશ.'

'તમારાથી બને તો કરજો. ખપ લાગશે. નહિતર આપણી દુકાનમાં પુષ્કળ છે!'

'મને તમારા ઉપર બઉ વશ્વા છે દીપાશેઠ.'

'બસ હવે મને નિરાંત થઈ. આમાંથી બેચાર લૂગડાં લેવાં હોય તો લ્યો. પછી ભારેભારે તો આપણે વડોદરેથી લેશું. રવલા, આમ લાવ આ બાજુ.'

બાઈઓ કપડાં જોવા લાગી. દીપચંદ બતાવવા લાગ્યો. જેસો ને મથુરસંગ બળદને ઘાસ નાંખી કૂવે જવાની તૈયારી કરવા લાગ્યા.

## ૫

**તમાકુ** તૈયાર થઈને ઘરમાં આવી ગઈ. ઘઉં મસળાઈને તૈયાર થયા. ઊંચી ઘોડી પર ઊભો રહીને ગુલાબસિંગ ઊપણે છે. હરખાબાઈ ને જેસો ટોપલા ભરી ભરીને આપે છે. નવું અનાજ જોઈને ત્રણે જણ હરખાય છે.

એ વખતે બોરસદને રસ્તે ઘૂઘરમાળ ધમકી. અઢીસોની જોડી, નાનકડું રૂપાળું ડમણિયું દોડાવતી ગોકળિયામાં દાખલ થઈ. અંદરથી

નથુશેઠ ઊતર્યા. મોંયે અડતું સફેદ ઝીણું ધોતિયું, એવો જ ઊજળો કોટ, માથે લાલ પાઘડી.

'આવો આવો નથુશેઠ' ગુલાબ ઘોડી પરથી ઊતર્યો. જેસાના ચહેરા પર સહેજ રોષ જણાયો. હરખાબાઈ ઉદાસ મને બોલી, 'આ મૂઓ અતારે ક્યાંથી આયો?'

'લે જેહલા, ટોપલો મૂકી દે. ખાટલો ઢાળ.'

જેસાએ ખાટલો ઢાળ્યો. ગુલાબ ઘરમાં જઈ ગોદડી લઈ આવ્યો.

'આવો શેઠ. જેહલા, ડમણિયું છોડાવ પેલી મેર. બળદને પૂળા નાંખ. કહો શેઠ, ક્યમ છો?'

'સારું. તમાકુ કેમ છે?'

'ઠીક છ.'

'ઘઉં?'

'એ ય સારા છે આ શાલ.'

'આ તમારો આંકડો.'

'લે ઉકેલ જેહલા.' જેસો આંકડા સામે જોઈ રહ્યો. અક્ષર ઝટ ઊકલે એવા ન હતા.

'તમે જ કહો ને શેઠ. આપણને તમારો વશ્વા છે.'

'માના કારજના, સરકારી મહેસૂલના અને ખાંડ, ગોળ, દોરડાં વગેરે પરચૂરણ ચીજના—ને આ બધાનું બ્યાજ. કાંઈક બસેં આસપાસ થાય છે.'

'એટલા બધા? માના કારજના તો દીપાશેઠને તાં ય માંડયા છ.'

'આ ચોપડે માંડેલો છે હિસાબ, મેં મોંએ નથી કર્યો.'

'ઠીક, આલીશું.' ઢીલે મને ગુલાબ નીચું જોઈ ને બોલ્યો.

'એમ ઢીલું ના બોલીશ ગુલાબ. આ શાલ ખાતું ચોખ્ખું કરી નાંખો. આવતી શાલ નવે નામે.'

'પણ મારે બીજાને ય આલવાના હોય ને! બાર મહિના ખાવાનું ય જોઈશું ના!'

'એ હું કશું ના જાણું કાકોર, હું આ તમાકુ, ઘઉં ને તુવેરો જોખી જવાનો છું.'

ગુલાબ કશું ન બોલ્યો. હરખાબાઈ સાંભળીને મનમાં ગાળો દેવા લાગી. જેસો આંખો કાઢતો પાણી ભરવા કૂવે ગયો.

'ઠીક બેસો, હું રામપરે જઈ આવું.'

'રાતે જમવાનું અહીં રાખજો શેઠ.'

'ના, હું પ્રેમચંદ આગળ જમીશ.'

'એમ ના હેંડે શેઠ, પાપડીઓ હજી છે થોડી. ઊંધિયું કરીશું. નાગરકાકા ને શનાભાઈને તેડતા આવજો.'

થોડી વાણિયા–તાણ કરાવીને પછી 'સા......રું એમ રાખશું' કહીને નથુશેઠ ચાલતા રામપરે ગયા — ગુલાબ, હરખાબાઈ ને જેસો ફરી કામે ચડયાં. કામનો હરખ ને જોસ ચાલ્યાં ગયાં. હરખાબાઈ ટોપલો આપતાં મોં ચડાવીને બોલી, 'ઘઉં આલવાના નહિ, જેહલાનાં લગનમાં શું કરીશું? ને બાર મહિના ખાવા રાખવા છે, એને બાવટો ને કોદરા નહિ ભાવતા.'

'તને આમાં શી ખબર પડી? કાલી વચ્ચે ના બોલીશ.'

જેસો મનમાં બળી રહ્યો છે પણ શું બોલે? રીસ બધી અંદર ધૂંધવાય છે.

સાંજે તમાકુના દલાલ નાગરભાઈ ને શનાભાઈને લઈને નથુશેઠ આવ્યા. ખાટલા ઢળાયા. હોકો વચ્ચે મૂકીને સૌ બેઠા. ગુલાબ ઊઠીને તમાકુના બે ચાર પડા લઈ આવ્યો. નાગરભાઈ ને શનાભાઈ ફેરવી ફેરવીને જોવા લાગ્યા. ગુલાબે આતુરતાથી પૂછ્યું, 'કેમ છે?'

'ઠીક છે, સાધારણ.'

'ના. મારી તમાકુ આખા રામપરામાં પહેલો નંબર છે.'

'એ તો સૌને પોતાનો માલ એવો જ લાગે.' નાગરભાઈ ધીરે રહીને પડો મૂકતાં બોલ્યા.

'કરો ભાવ નાગરભાઈ' નથુશેઠ બોલ્યા.

'ગુલાબ, કહું કે ? આ વખતે હિમ – પાણી નડ્યાં નથી એટલે ભાવ સારો આપીશું.'

'બસ, હવે ઠીક.'

'તો ગુલાબસિંગ, તમાકુ જોખી લઉં છું. નાગરભાઈ કહેશે તે ભાવ.'

'ચ્યમનું કરશું નાગરકાકા ? નામ પાડો.'

'એમાં નામ શું પાડવું 'તું ? ગામના ભાવથી આઠ આના વધારે. તમને મારા ઉપર વિશ્વાસ છે કે ના ?'

'પૂરેપૂરો.'

'બસ ત્યારે, પતી ગયું.' નાગરભાઈ શેઠ સામે જોઈ બોલ્યા.

'હું તમને નહોતો કે'તો કે ગુલાબ સીધો માણસ છે ?'

'હું તો શેઠ, દર શાલ નાગરકાકાને જ આલી દઉં છું. એ કહે તે કબૂલ.'

'ઠીક ત્યારે, બેસો ગુલાબસિંગ.' નાગરભાઈ ને શનાભાઈ ઊઠ્યા.

'અરે જાવ છો ક્યાં ? ઊંધિયું થાય છે.' ગુલાબે શનાભાઈનું બાવડું પકડ્યું. બન્ને ફરી બેઠા.

ઉપલક વાતો ચાલી. ઘઉં તુવેરોનો ભાવ થયો. નાગરભાઈ બોલ્યા: 'નથુશેઠ, અમારી આખી સીમમાં બોકણિયામાં પાક સવાયો થાય ને માલ સારો. બારૈયામાં ગુલાબ માણસ પણ સમજુ ને શાંત.'

'હું જાણું છું. અમારે તો પચીસ વર્ષનો સંબંધ છે–એમના બાપ કુબેરશંગ હતા ત્યારથી.'

આ બાજુ જેસો, મથુરશંગ, હરખાબાઈ, કાશી, દુલો–સૌ છેલ્લા વખતની ઘરમાં ખાવા રાખેલી પાપડીઓ ફોલવા બેઠાં. ફોલતાં ફોલતાં હૈયાની હાયવરાળ કાઢતાં ગયાં.

'ઊઠો ત્યારે જોખી લઈએ.'

'હેંડો' ગુલાબ ઊઠયો.

કાંટો બંધાયો. તમાકુ જોખાઈ ગઈ. ત્રેતાળો તોલ – એ મણે છ શેર વધારે.

'હવે ઘઉં જોખી આપો.'

'ઘઉં નઇ આલું.'

'એ નહિ ચાલે ગુલાબ.' નથુશેઠ તાડૂકયા.

'શું છે શેઠ?' નાગરભાઈ વચ્ચે પડયા.

'એના મહેસૂલના હપ્તા ભર્યા છે એના પૈસાની ના પાડે છે. પછી ફરી મોં કોણ રાખશે?'

'ઠીક, અર્ધા જોખી જાઓ.'

'અર્ધા નહિ, પૂરા, ને તુવેરો પણ.'

'પણ જેહલાનાં લગનમાં મારે મહેમાન આવશે.'

'કયારે લગન છે?' નથુશેઠ મનમાં ખુશી થઈને બહારથી એવા ને એવા કડક અવાજે બોલ્યા.

'પંદર દન ચેડે.'

'એ......મ, તો રાખો મણ દોઢ મણ. બીજું કશું નહિ પણ પછી આંકડો ઊભો ને ઊભો રહે.'

'આવતી દિવાળીએ આલી દઈશું.'

'સારું. કશી ફિકર નહિ.'

ઘઉં દોઢ મણ સિવાયના બધા જોખી લીધા. તુવેરો મણ રાખીને બાકીની તોળી લીધી.

પાપડીઓ ખાઈને અજવાળી રાતના ખાટલા ઢાળી સૌ હુક્કા ગડગડાવતા બેઠા.

સ્ત્રીઓએ મીઠી હલકે થોડા ગરબા ગાયા–સૌને બહુ આનંદ પડ્યો.

સવારમાં ચાલતી વખતે શેઠ બોલ્યા, 'આ માલ પહોંચડાવી દેજો ને હવે બોરસદ આવો ત્યારે આપણે ત્યાં જ ઊતરવાનું રાખજો.'

'સારું, આવીશું. તમે દર વખત હા કહો છો પણ કોઈ વાર રોકાતા નથી.'

'રોકાઈશું અવાર. આવજો શેઠ.' શેઠનું ડમણિયું ગોકળિયાનાં હસતાં ઝાડને ધૂળ ઉડાડતું ચાલ્યું ગયું.

## ૬

આંખ મીચાને ઉઘાડીએ તેમ લગનની તૈયારીના દિવસ પૂરા થયા. બે ત્રણ દિવસ બાકી રહ્યા ત્યારથી મહેમાનો આવવા લાગ્યાં. માથે મોટાં મોટાં ફાળિયાં ને હાથમાં ચમકતાં ધારિયાં. કચ્છો મારેલાં થેપાડાં. આઠ દસ વરસનાં છોકરાં પણ રંગબેરંગી પહેરવેશમાં બની ઠનીને આવી પહોંચ્યાં છે. પંદર પંદર ગાઉથી ચાલીને આવે છે. કોઈ કોઈ તો વીશ ગાઉથી આવેલાં છે.

ગોકળિયું ધમધમવા લાગ્યું. માંડવાનું મુરત આવ્યું ત્યાં સુધીમાં

તો બધાં સગાંવહાલાં આવી પહોંચ્યાં. કાનિયો ઝાંપડો ઢોલ–શરણાઈ લઈ હાજર થયો. ગોરમહારાજ નાના ભાનુશંકરને લઈ આવી પહોંચ્યા. દીપોશેઠ લખમીચંદને દુકાન ભળાવી આવી પહોંચ્યો.

બે ત્રણ ખાટલાની વચ્ચે ગુલાબસિંગ કોઈ અમીરની માફક હુક્કો લઈને બેઠો છે. હસી હસીને વાત કરી રહ્યો છે. હરખાબાઈ ઘરમાં રસોઈપાણીમાં પડ્યાં છે. ગોકળિયાનાં બૈરાં અંદરબહાર આવતાંજતાં સામસામાં અફળાય છે. ધૂસાધૂમ ને છોકરાંની રડારોળમાં મીઠી જીભની શરણાઈના મધુર સૂર સંભળાતા નથી

નવા ઘરમાં જુવાનિયા એકઠા થયા છે. મથુરશંગ ને રામશંગ, ચંદાભાઈ ને હિંમતશંગ, ધનાભાઈ ને રવાભાઈ. વચ્ચે જેસો બેઠો છે. એના હરખનો પાર નથી. મથુરે અરીસો પકડી રાખ્યો છે ને ભાઈ મોળિયું બાંધે છે. આગલી ચાંચ સરખી આવતી નથી, બાજુની આંટીઓ સરખી પડતી નથી. બે ત્રણ વાર ઉખેળીને બાંધ્યું પણ ન ફાવ્યું. રામશંગ ભડક્યો, ' આલી દે મારા હાથમાં. મોટો વરરાજો થયો છે. મોળિયું બાંધતાં તો આવડતું નહિ. એવું ફસકલાસ બાંધી આલું કે જોતાંવેંત અણદર મોહી પડે!' જેસાએ એક મુક્કો લગાવી દીધો.

આખો દિવસ ખાનપાન ને અમનચમનમાં પસાર થઈ ગયો. બીજે દિવસે જાન ચાલી. બે ગાડાં, બે ડમણિયાં, ચાર ઘોડાં અને વરરાજા માટે ખાસ સાંગામાચી લાવ્યા હતા. વેલ ઉપર રંગીન ઝાલરવાળો માફો શોભી રહ્યો હતો. છોકરાં ને મોટાં થઈને સોએક માણસ નીકળ્યું. પંખીઓએ મીઠા સૂરે વધાઈ આપી. ગોરમહારાજે સ્વસ્તિવાચનના શ્લોક ઉચ્ચાર્યા ને જાન રસ્તે પડી.

ફૂલશંગ બારૈયાની બંદૂકના ભડાકા સાથે જાન વાસણાની ભાગોળે આવી પહોંચી.

ગામની સ્ત્રીઓ અને છોકરાં વરરાજાને જોવા ટોળે વળ્યાં.

પહોળી ભરાવદાર છાતી: તેજસ્વી કાળી આંખો: વાંકડી મૂછ: કેડે જમૈયો: માથે સોનેરી શેલું: રેશમી કિનખાબની અંગરખી: ગળામાં ટૂંપિયો: વચ્ચે લાલ પથ્થરની ચકની: કાનમાં સોનેરી મરચીઓ: સાંકળીઓમાં સાત ફૂદડીઓવાળો ગોડો: સોનાનો વેઢ ને વીંટી: પગમાં રૂપેરી તોડો: તોડો ડંખ નહિ માટે વીંટેલાં ચીથરાં: નવો ચાંચવાળો જોડો: પગે ડંખ લાગવાથી સહેજ પગ ઊંચો રહ્યો છે. ઘા પાસેથી આણેલ ઘરેણાંથી જેસાએ વાસણા ગામમાં વટ પાડી દીધો. સરખેસરખા જુવાનિયા વચ્ચે જેસો શોભતો હતો. પાછળ રાજાના પ્રધાનની માફક દીપાશેઠ પાન ચાવતા ઊભા હતા.

વાજતેગાજતે જાનનું સામૈયું થયું. મોભાદાર બારૈયો વજેસિંગ ગામના વાણિયા-પાટીદાર ગૃહસ્થોને સાથે લઈ આવ્યો.

જમીપરવારીને રાતે લગ્ન થયાં. એક રાતમાં જ માણરું ને ચોરી, હસ્તમેળાપ ને પહેરામણી બધું પતી ગયું. ગોરમહારાજ અગડંબગડં ભણી ગયા ને દક્ષિણા ખીસામાં મૂકી. ધામધૂમથી લગ્ન કરીને ગુલાબસિંગે કુંભર બારૈયાનું નામ અમર કર્યું. મીર-બારોટોએ ગુલાબસિંગને પાનો ચડાવવા સાત પેઢીનાં શૂરાતન સંભળાવવા શરૂ કર્યાં. કવિત ઉપર કવિત અને ભલકારા કરવા લાગ્યા. ગુલાબને દીપા-શેઠે કહ્યું, 'ઠાકોર, શું આલશું? થોડા રૂપિયા ઉછાળો, આપણો બાપ-દાદાનો રિવાજ છે.'

ગુલાબે બે, પાંચ, દસ રૂપિયા ઉછાળવા શરૂ કર્યાં.

'ભલો ભલો ગુલાબસંગ ભલો.' કહીને મીર, ગઢવી, બારોટ વગેરેએ રૂપિયા લઈ લીધા. દીપચંદને પણ મોટા બાદશાહનો વજીર બનાવી દીધો. ગુલાબસંગની વાહવાહ બોલાઈ ગઈ. વેવાઈના મનના મનોરથ પૂરા થયા. ઠાઠથી પરણીને જેસો ઘેર આવ્યો.

હરખાબાઈએ લીપી રાખેલું નવું ઘર જેસા માટે ખાસ ઉઘાડી

આપ્યું. મહેમાન એક ટંક રોકાઈ પોતપોતાને ગામ ગયાં. હરખાબાઈ લેણી ઊંઘ પૂરી કરવા પથારીમાં પડી.

ગુલાબસિંગને માથેથી જાણે મોટો પહાડ ઊતર્યો. માત્ર રાતે લાંબો થઈ ને ખાટલામાં પડ્યો ત્યારે ખર્ચના આંકડાનો મનમાં અડસટ્ટો કરતાં એના ચહેરા પર સહેજ ઉદાસીનતાની છાયા ઢળી. નશો ઊતર્યા પછી માણસ ઢીલો પડી જાય તેમ ગુલાબસિંગ જરા નરમ પડી ગયો.

'મારું સાસરાનું...ધાર્યા કરતાં બઉ વધારે ખરચ થઈ ગયું.' ચિંતામાં એને અધરાત સુધી ઊંઘ ન આવી.

આ બાજુ જેસો નવા નેહમાં દુનિયા આખીને ભૂલી ગયો.

## ૭

**દસ** દિવસ ગોકળિયામાં રહીને અણદર પિયર ગઈ. ઉનાળાના લાંબા દિવસો આવ્યા. કામ ઓછું થઈ ગયું. આળસમાં વધારો થયો. જૂના રેંટિયાનાં ખપાટિયાં બાળીને હુક્કા ગગડાવવા લાગ્યા. ઊંઘ ને આળસમાં લાંબા દિવસોને હિંમતથી ધકેલી કાઢ્યા. દોઢ માસ પિયર રહીને અણદર પાછી આવી. વૈશાખ પૂરો થતાં ફરી કામની શરૂઆત થઈ. જેસો આળસ ખંખેરીને તૈયાર થઈ ગયો.

* *

સૂર્યનારાયણ હજી ઊગીને સમા થયા નથી. હજી લીલવણી બગીચા ઉપર સોનેરી રેસાઓ પથરાયા નથી. હજી ગ્રીષ્મના તાપથી સુકાઈ ને પીળી પડી ગયેલી પહાડીઓ રાતની ઠંડકમાં પૂરી ઠરી રહી નથી. દિવસભરના તાપ અને સંતાપમાં ઊકળેલાં માનવીઓનાં મન અને શરીર

હજી પૂરી આશાએશ મેળવી રહ્યાં નથી—ત્યાં પોતાના દૂધમલિયા બળદને જોતરીને જેસો તૈયાર થયો. ગોકળિયું આખું પશુ, પંખીઓ અને માનવીના ગુંજારવથી ગણગણી ઊઠ્યું. સૌ કામે વળગવા લાગ્યાં. જેસો કરબ લઈને ભાડાની જમીન ખેડવા ચાલ્યો.

જતાં જતાં પાછળ એક નજર નાંખી. નવી ચૂંદડી ને નવાં કલ્લાં, હાથમાં જૂનો સાવરણો લઈને વાસીદું વાળવા જતી અણદર સામે જોઈને જેસાએ બળદ હાંકી મૂક્યા.

ખેતરે જઈને માંડ્યો ખેડવા. તમાકુ માટે પાંચ વીઘાંનું સળંગ ખેતર તૈયાર કરે છે. મનમાં ગણગણે છે, 'ખેડી ખેડીને ગાદલા જેવું કરી નાંખવું છે નરદમ લોટ થઈ જાય ત્યાં સુધી ખેડવું છે.' બપોર થયા તો ય લાગી રહ્યો છે. માથે તાપ પણ તોબા પડે છે, એકલી આગ વરસે છે. ધરતી ધખધખી રહી છે. બળદ અને જેસો પરસેવે રેબઝેબ થઈ ગયા છે. પગમાં ને આંખોમાં બળતરા ચાલે છે. બે મહિનાનો એક સામટો આરામ જાણે ગરમ પડે છે.

અર્ધા ઈંચની અણીદાર આરવાળી પરોણી માથા પર ફેરવીને હોકારો કરે છે ત્યાં બળદ માથાં નીચાં નમાવીને જોર કરે છે. જમીનમાં ખૂંચતા કરબને ઉપાડીને આગળ દોડવા લાગે છે. એક બળદ જરા ઘરડો ને ગળિયો છે તે પાછો પડે છે, પણ બીજો જુવાન ગોધલો તો આર કે પરોણી અડવા દેતો નથી. હોકારો પણ એને વસમો લાગે છે.

ભૂખ કકડીને લાગી છે. જેસો વારે વારે શેઢા સામે જુએ છે. મનમાં મનસૂબા ઘડી રહ્યો છે, 'ઓણ સાલ હિમ-પાણી ના નડે તો આ પાંચ વીઘાંમાં પાંચસોની તમાકુ નીપજશે. એમાં સો દાણ જશે. સો દોઢસો પીલાં કઢામણ ને એવા મજૂરના જશે. બાકીનામાંથી એક સારો ગોધલો લેવો છે. આ બુઢ્ઢાને હવે બેસાડી મેલવો છે. પછી જોડ જામી જશે. પછી આવતી સાલ દહે ય વીઘાંમાં તમાકુ.'

વિચાર કરે છે ત્યાં રંગીન ચૂંદડીનો ઊડતો છેડો દેખાયો.

'આવી તો ખરી' જેસાએ રાશ આગળ ફેંકી દીધી. બળદ છોડ્યા. કરબ નીચે મૂક્યું. બળદને ચરવા મૂકીને પોતે મહુડાને છાંયે જઈને બેઠો.

આ બાજુ અણદર ને કાશી ઉતાવળાં આવે છે. નણંદ ભોજાઈ ગમ્મત કરતાં આવે છે. નાની નણંદ ભોજાઈની મીઠી મશ્કરી કરતી હસતી આવે છે. ખેતરમાં પેસતાં જ અણદર બોલી, 'જોયું કાશીબાંન, ચેવું સરસ છેડ્યું છ?'

'ના છેડે? મારો ભઈ આજ આઠ વરસથી છેતી કરે છ, સાવ નાનો હતો તારથી બાપા સાથે કામે જાય છ.' અણદર માનભરી જેસા સામે જોઈ રહી. ઉઘાડે માથે, ઉઘાડે શરીરે, હાથનો ટેકો દઈ ને જેસો છાંયડે બેઠો છે. અણદરના મનમાં થયું, 'ચેવા થાચીને લોથ થઈ જ્યા છે! તડકો ય ભારે પડે છે તો! આમાં માણહ શેકાઈ મરે, એવા પરશેવે રેબઝેબ થઈ જ્યા છ!'

ઉતાવળી ચાલીને આવી પહોંચી. જેસો તો ટગર ટગર જોઈ જ રહ્યો છે. એનાં થાક ને ભૂખ અર્ધાં થઈ ગયાં છે. તદ્દન પાસે આવી એટલે ખોટી રીસ કરી બોલ્યો, 'ચેટલું મોડું કર્યું?'

'પણ ભઈ, રોટલા થાય તારે આવીએ ને!' કાશીએ બચાવ કર્યો. ભાત ઉતારીને બન્ને બેઠી. ભાત છોડ્યું: દોણીમાં છાશ, છાલિયામાં ડુંગળીનું શાક, બાજરીના જાડા રોટલા, લસણ ને મરચાંવાળી ચટણી, ઘરના આંબાની દસબાર કેરીઓ.

'લ્યો ખાવા લાગો, બહુ ભૂખ્યા થઈ જ્યા હશો.'

'તમે રોટલા ખાધા?'

'અમે ખાશું પછી.'

'આવો તમે ય સાથે બેહી જાઓ.'

'ના ના. હારે ના બેહાય. તમે જમવા લાગો. મોડું થશે.' જેસાએ બટકું ભાંગ્યું. 'કેરી સાથે રોટલી ફાવે' જેસો બોલ્યો.

'ઘઉંનો લોટ ન'તો. બાએ તો કઈ મેલ્યું 'તું.'

'રોટલા કોણે કર્યા ?'

'મારી ભાભીએ. મીઠા લાગે છે ને ભઈ ?'

'ચ્યમ ના લાગે ?' જેસો ગલોફાં ભરીને બોલ્યો.

'હવે તો ભઈને અમારું કશું સારું નઇ લાગે.'

ઘડીવાર કોઈ બોલ્યું નહિ. એક બીજા સામે જોઈને આંખો હસે છે. 'હું પાણી ભરતી આવું.' કાશી ઘડો લઈને કૂવે ગઈ.

'આ આપણું છેતર જોયું ના ? આમાં સારે વરસે વીઘે સો રૂપિયાની તમાકુ થાય છે.'

'પણ મથવું બઉ પડે.'

'મથ્યા વગર ચ્યાંથી પેદા થાય ?'

'અમારે આ શાલ હાથનું એક કડું કરાવવું છ.' મોં ભારે રાખીને લાડભર્યા અવાજે અણદર બોલી.

'તે કરાવીશું.'

'ચ્યારે ?'

'આવતે ફાગણ મહિને. તમાકુનાં નાણાં થાય કે તરત.'

'પછી ફરી ના જતા '

'જેસો બોલ્યું ફરે ?' જેસાની આંખ ચમકી ઊઠી.

'તમે એકલા બહુ ના મથશો. ખાય સૌ ને એકલા શા હારુ મથી મરીએ !'

'શું બેય જણ એકલાં એકલાં વાતો કરો છો ?' પાણીનો ઘડો મૂકતાં કાશી બોલી.

'તમને ના કે'વાય બાંન' અણદર હસી.

'લ્યો હવે, તમે બેસો.' જેસાએ હાથ ખંખેર્યા.

'આમાં તમે શું ખાધું? રોટલા ને શાક તો એમ ને એમ પડયાં છે. બે કેરીઓ વધારે ખાઓ.'

'મારું પેટ ભરાઈ ગયું. પણ ઠીક, લાવો.' ઊભો ઊભો બે કેરી ચૂસી ગયો. હાથ ધોઈને ડગલીને છેડે લૂછી નાંખ્યા. ડગલી ઓશીકે મૂકીને આડે પડખે થયો. બન્ને જમ્યાં ત્યાં સુધી ત્રણેએ ગમ્મત કર્યા કરી. બધાં વાસણ અજવાળીને બાંધી લીધાં. થોડી વાર બેસીને ઊઠયો, 'હેંડો બાંન, બા પાછાં વાટ જોશે.' જેસાની આંખ ઘેરાતી હતી. સહેજ મોં મરકાવીને બોલ્યો, 'આવજો તારે.' 'તમે આવજો' કહીને બન્ને ચાલ્યાં. વાડ પૂરી થઈ ને વાંક વળ્યાં ત્યારે અણુદરે સહેજ પાછળ રહીને જેસા સામે જોયું. જેસો આંખ મીચીને માથે હાથ રાખીને ઊંઘતે હતો. અણુદર મનમાં બોલીઃ 'કેવો સુખિયો જીવ છે!'

## ૮

**આખા** દિવસનો ઉકળાટ અને થાક શમાવવા શીતળ ચંદ્રમા શાંતિ વરસાવી રહ્યો છે. ચાંદની પૂરબહારમાં ખીલી ઊઠી છે. ગુલાબસિંગને આંગણે સૌ એકઠાં થયાં છે. પુરુષો ખાટલા ઢાળીને હુક્કા-પાણી કરતા બેઠા છે. હિંમતસિંગની માને છોકરાં ઘેરો વળીને એક તરફ બેઠાં છે. બૈરાંઓએ કૂંડાળે ઊભાં રહીને ગરબા શરૂ કર્યા. જેસાની વહુએ ને કાશીએ મહિના ઉપાડ્યા :

'કારતક મહિને મેલી ચાલ્યા કંથ જો......વાલાજી.' અણુદરે મોં અર્ધું ઢાંકયું છે. મીઠા કંઠમાંથી નીકળતો ઝીણો અવાજ ગોકળિયું ગજવે છે.

'રામ લખમણ બેઉ બંધવા રામૈયા રામ,
બેઉ બંધવ હેંડ્યા રે શકાર......રે રામૈયા રામ'

'આ મારી નણુદી સોના રૂપાનું માંદરિયું.
આ મારી ભાભી, સાવરે સોનાની મારી ટોટડીઓ...'

'ત્રાંબાકૂંડી જળે ભરી કેશરિયાલાલ'

આમ એક બે ને ત્રીજું ગીત ઊપડતાં ખરેખરો રંગ જામ્યો. આખો દિવસ સખત તાપમાં, આકરી મજૂરી કર્યા છતાં, પગને જોરે ધરતી ધમધમી રહી છે. તાળીઓના તાલબદ્ધ અવાજે પંખીઓ જાગી ગયાં છે. શરીરનો અને મનનો થાક વીસરાઈ ગયો છે.

એ વખતે બહાર કૂતરાં ભસવાનો અવાજ આવ્યો. 'જો જોઈ જેહલા, કોણ છે?' ગુલાબસિંગે કહ્યું.

જેસો ગયો. જુએ તો છીંડું ઉઘાડીને પૂંજો ચોકિયાત અંદર આવ્યો. ખભે બંદૂક પડી છે. ખાખી પહેરણ ને સફેદ ફાળિયું માથે બાંધ્યું છે. ઊંચો ને પાતળો પૂંજો સરકીને અંદર આવ્યો.

'કોણ, પૂંજાકાકા?'

'હા જેહલા, તારા બાપા છે કે?'

'છે ને, આવો, કેમ હતું?'

'આ તલાટીસા'બ ને એમના મેમાન આવેલા છે ને—'

'હા. આપણે તાં કાલ કેરીઓ ખાવા આયા'તા એ જ ને?'

'હા. એમને કાલ બોરશદ મૂકવા જવાનું છે.'

'અમારે જવાનું છે?' 'હાસ્તો.'

જેસો વિચારમાં પડી ગયો. બન્ને વાત કરતા આંગણામાં આવ્યા. બાઈઓ ગાતી બંધ થઈ ગઈ. એક બાજુ ટોળે વળીને ઊભી રહી ગઈ.

'કોણ, પૂંજો?'

'હા ગુલાબશંગ, કેમ છો ?'

'સારું, કેમ અતારે ?'

'એ કે'છ આપણે પેલાઓને મૂકવા બોરશદ જવાનું છે.'

'બીજું કાંઈ જનાર નથી ?'

'નથી ત્યારે જ ને. તમારો એ વાર વારો જવા દીધો, હવે વાંક કાંઈ ?'

'ઠીક જઈશું. આવ બેસ, લે હોકો.'

'મારે રોન મારીને પાછા જવાનું છે.'

'જવાશે હવે, બેસ ને. જાઓ હવે બહુ રમ્યાં. સૂઈ જાઓ.'

ગુલાબનો હુકમ છૂટ્યો. સૌ વેરાઈ ગયાં. પૂંજો બે ઘૂંટ લઈને ઊઠ્યો, 'સવારમાં વહેલા ચાર વાગે નેકરવાનું છે.'

'એટલું બધું વે'લું ?'

'હા. દસની ગાડી ઝાલવાની છે.'

'સારું.' પૂંજો ચાલ્યો ગયો.

'જેહલા, તું જઈશ કે? મથુરાને ને રામશંગને બહુ કામ છે. જઉં તો થોડું હટાણું કરતો આવ.'

'જઈશ.'

'અતારથી જઈને સૂઈ રહીશ કે?'

'અતારે કોણ જતો'તો. સવારે જઈશું.' જેસો પોતાના નવા ઘર તરફ ચાલ્યો.

'હું તને હાક મારીશ હો !'

'હો.' જેસો ગયો.

ઘરમાં પેઠો ત્યાં આણુદરે પૂછ્યું, 'કેમ, શું હતું ?'

'મારે કાલ બોરશદ જવાનું થયું.' ઊતરી ગયેલ ચહેરે જેસો બોલ્યો 'એટલું છેડવાનું બાકી છે. હજી પૂરું ખાતર નંખાયું નહિ.'

'પણ એમ ફકર કર્યે કામ ઓછું થશે!'

'કામ તો ધમાકામાં થઈ જાય, પણ આ મારી સાસરી વેડ વચમાં નડે છે ને.'

'શરકારનાં કામ કર્યો વના હેંડે કાંઈ?'

'ઠીક, તું ખાટલો ઢાળ. હું ગાડું સરખું કરતો આવું.' જેસો ગયો. પાંજરાં નાંખ્યાં, ડાકિયું બાંધ્યું. પૈડાંમાં ચીંદરડીઓ ઘાલી. જોતરાં સરખાં કર્યાં. બળદને ઘાસ નીરીને પાછો ફર્યો ત્યાં ગુલાબે હાક મારી 'જેહલા!'

'ચ્યમ બાપા?'

'આમ આય.'

જેસો નજીક ગયો. આંખો ઊંઘે ઘેરાય છે. પડખાં ખજવાળનો ઊભો. ગુલાબસિંગે ખાટલામાં બેઠા થઈને કહ્યું, 'જો, આપણા મોટા આંબાની કેરીઓ પડી છે ને એ સાથે લેતો જા. અર્ધી નથુશેઠને આલજે ને અર્ધી રાવશા'બને, સમજ્યો?'

'તે એ લોકોને નઈ મળતી હોય? શે'ર જેવું શે'ર છે ને?'

'મળતી હશે, પણ આ તો આપણા ઘરના આંબાની કે'વાય ને? લઈ જા મારો ભઈ કરું.'

પોતે ઊઠ્યો. ઘરમાં ગયો. જેસો પાછળ ગયો. દીવાની વાટને તેજ કરી. જોતાંવેંત ખાવાનું મન થઈ આવે એવી મજાની રસદાર કેરીઓ ઘાસમાં પડી પડી હસી રહી હતી. ખખડાટ થતાં હરખાબાઈ જાગી ગયાં, 'કોણ છે?'

'એ તો હું.'

'શું કરો છો?'

'આ જેહલો બોરશદ જાય છે તે થોડી કેરીઓ આલું છું.'

'કોના સારુ ?'

'તારે એની શી પંચાત છે ?' ડોસાએ ડોળા કાઢ્યા. 'કાળા ચોરની સારુ. લાવ જેહલા એક ટોપલો, મારાં સાસનાં સૌ ડાયાં.'

જેસો બહારથી ટોપલો લાવ્યો. ઘાસ પાથરીને ગણીગણીને કેરીઓ ભરી. હરખાબાઈ હોઠ બીડીને પથારીમાં બેઠી બેઠી જોઈ રહી હતી. જેસો અર્ધો ઊંઘમાં ને અર્ધો રીસમાં ઊભો રહ્યો. કેરીઓ ભરીને ગુલાબે કહ્યું, 'લે, સો નંગ છે. પચાસ પચાસ બેયને આલજે.'

'સારું.' જેસો થેપાડું ઢાંકીને પોતાના ઘરમાં લઈ ગયો. ગુલાબસિંગ સૂઈ ગયો. હરખાબાઈ કંઈ યાદ આવતાં જેસાની પાછળ ગયાં, 'જેહલા !'

'ચ્યમ બા.'

'વહુ ચ્યાં જઈ ?'

'આ રઈ.' અણદર બારણે આવી.

'જુઓ વહુ. બે ઢેબરાં કરી નાખો; કાલ આખો દા'ડો ચ્યાંઈ ખાધાનું ઠેકાણું નઈ પડે.'

અણદર હરખાબાઈ સાથે જૂને ઘેર ગઈ. ચૂલો સળગાવીને ઢેબરાં કરવા લાગી.

આ બાજુ જેસાએ તૈયારી કરી. નવું થેપાડું કાઢ્યું, નવી ચલમ કાઢી, થોડી તમાકુ લીધી, દિવાસળીની પેટી ખીસામાં મૂકી, વાપરવા થોડા પૈસા લીધા. પછી 'બે ઘડી સૂઈ જાઉં' કરીને સૂતો.

અણદરે ઝપાટાબંધ ઢેબરાં કરી નાંખ્યાં. જૂના છાયલના કકડામાં બાંધ્યાં. સાથે ડુંગળીનો દડો મૂકયો. બારણું બંધ કરીને આવી. નવા ઘરનું બારણું જરાક અડતું હતું. જોર કરીને બંધ કર્યું ત્યાં ગુલાબ જાગી ઊઠ્યો. ખોંખારો ખાઈને ઊભો થયો. ધીરે રહીને જેસાના

ઘર પાસે આવ્યો. અવાજ કર્યો, 'જેહલા' અણદર દીવો ઠારીને સૂવાની તૈયારી કરતી હતી. એનાથી ઉત્તર દેવાય નહિ ને જેસાને જગાડતાં જીવ ચાલે નહિ. ફરી ડોસાનો અવાજ આવ્યો, 'જેહલા, ઊઠ, વેળા થઈ.'

'કોણ, બાપા? ઊઠ્યો.' જેસો બેઠો થયો. અણદરે ફરી દીવો કર્યો. જેસાએ બારણું ઉઘાડ્યું. આળસ મરડતાં બોલ્યો:

'નેકરું છું બાપા.' બહાર જઈને બળદને પૂળો નાંખ્યો.

ઘરમાં આવીને કહે, 'તું ક્યારે સૂતી?'

'ન'તી સૂતી. દીવો ઠારીને સૂવાનું કરતી'તી નાં બાપાએ ઘાંટો કાઢ્યો.

'ઠીક લે તારે, લાવ મારી ખમીશ.'

જેસાએ પહેરણ પહેર્યું. નવું થેપાડું પહેર્યું. માથે ફાળિયું બાંધ્યું. હાથમાં ધારિયું લીધું. ભાતાની પોટકી લઈને ચાલ્યો. 'સાચવીને રે'જે.'

'તમે જાળવીને જજો.'

અણદરનો ધીમો અવાજ પવનમાં તણાઈ ગયો. જેસો બહાર નીકળ્યો. બળદ જોડે છે ત્યાં ગુલાબસિંગે કહ્યું, 'હવે ઝટ કર, પછી મોડું થશે.'

'હજી તો અર્ધી રાત છે બાપા, તમને ય જંપ ક્યાં સે?'

જેસાએ બળદ આગળથી ઘાસ એકઠું કરીને ગાડામાં નાંખ્યું. બીજા સાત આઠ પૂળા નાંખ્યા. 'જે રણછોડ' કરીને ચડી બેઠો. ગાડું હાંકી મૂક્યું.

ગુલાબસિંગ ચલમ ઠારીને સૂઈ ગયો. અણદર બારણું બંધ કરીને સૂતી. કેટલી યે વાર સુધી એને ઊંઘ આવી નહિ. 'ખેડુનો તે કાંઈ મનખ્યો છે!' એ બબડી. મોડી રાત સુધી જેસાના વિચાર કર્યા કર્યા.

ꣻ

રાતે સાડા બાર એક સુધી બિઝીક રમીને સૂતેલા મહેમાનો અને તલાટી ઘસઘસાટ ઊંઘતા હતા. ચોગાનમાં ખાટલા ઢાળ્યા હતા. ચોમેર નીરવ શાંતિ પસરી હતી. કૂતરાં, પશુ-પંખી સૌ શાંત હતાં. ઝાડપાન પણ હલતાં ન હતાં.

એ વખતે ધડધડાટ કરતો ગાડાનો અવાજ સંભળાયો. તલાટી જાગી ગયો. ચોરાના છીંડા આગળ આવીને ગાડું ઊભું રહ્યું. તલાટીએ ખાટલામાંથી જ બૂમ મારી, 'કોણ છે લ્યા?'

ગાડેથી ઊતરતાં જેસાએ કહ્યું, 'એ તો હું જેહલો.'

'અત્યારમાં શા માટે આવ્યો?'

'આમ, ચાર વાજે નેકરવાનું છે ને?'

'કોણે કહ્યું? હજી હમણાં સૂતા ને ચારે ક્યાંથી નીકળશે? તમે લોકો તદ્દન ભૂત જેવા.'

'પણ પૂંજો ચોકિયાત કહી ગયેલો ને?'

'એ પણ તમારો ભાઈ જ કે ની? સવારે ચાપાણી કરીને નીકળવાનું છે જા, અત્યારમાં હેરાન ના કરતો.'

'અતારે હું પાછો ગોકળિયે જાઉં?'

'તો અહીં ચોરામાં પડ્યો રહે. ગાડું છોડી નાંખ.'

તલાટી રીસભર્યો સૂઈ ગયો.

જેસાએ બહાર લીમડા નીચે ગાડું છોડ્યું. ધોંસરે બળદ બાંધ્યા.

આગળ એ પૂળા નાંખીને પોતે ગાડામાં ચડીને સૂતો. મગજમાં લોહી જોસબંધ ફરતું હતું. સૂતો પણ ઊંઘ ન આવી. મનમાં ને મનમાં તલાટી ને ચોકિયાત ઉપર ખિજાવા લાગ્યો.

'મારા સાસનાએ આખી રાત બગાડી. આખું ઘર હેરાન થયું. એ પૂંજિયો એવો જ છે. અને આ તલાટો? એને શી ખબર પડે કે ચેટલી વીશે સો થાય છે. આખા દા'ડાના થાચ્યાંપાચ્યાં બે ઘડી બેઠાં'તાં. ચેવા મજાના ગરબા ગવાતા'તા તાં કાળમુખે આવીને રંગમાં ભંગ પડાવ્યો. નસીબદાર, કેરીઓ ખાવા આયા છે. કેરીઓ ખાવી એ શરકારી કાંમ. કોઈ કે'નાર જ નહિ.' એમ ને એમ ક્યાંય સુધી મનમાં ઉધામા કરીને મગજ થાક્યું ત્યારે જંપ્યો.

સવારમાં સાડા ૭ વાગે લખમીચંદ આવીને મહેમાનોને ચા-પાણી માટે લઈ ગયો.

જેસો મોડો મોડો જાગ્યો. ધનારાત ચોરામાં વાસીદું કાદતા હતા. એને પૂછ્યું. 'ચ્યાં જ્યા બધા?'

'દીપાશેઠની આગળ. ચાપાણી પીવા.'

'અરે મૂઓ એનો સા...' જેસો નીચે ઊતર્યો. બળદ આગળ પગથી ઘાસ સરખું કરીને ગામમાં આવ્યો. દીપાશેઠના ઘર આગળ આવીને ઊભો. બહાર ચોકિયાતને જોયો.

'કેમ પૂંજાકાકા, તમે શું કેતા'તા?'

'ભાઈ, હું તો ચિઠ્ઠીનો ચાકર. મને શી ખબર કે અર્ધી રાત સુધી ગંજીપો ટીચવાના હશે!'

'કોણ, જેસો છે કે?' અંદરથી લખમીચંદનો અવાજ આવ્યો.

'આવ, અંદર આવ. આ ચા પી લે.'

'મારે નથી પીવો સા તારો.' ધીરેથી બોલીને જેસો આડું જોઈ ગયો.

'અરે એમ ચાલે. આલ પૂંજિયા.'

પૂંજાએ કપ જેસાને આપ્યો. કટાણું મોં કરીને જેસો પી ગયો.

લખમીચંદ સોપારી લઈને બહાર આવ્યો. 'લે જેસાભાઈ.'

જેસાએ સોપારી લીધી. 'વળતાં કાંઈ ભરી લાવવાનો છે ?'

'ના.'

'તો લે આ ચિઠ્ઠી, નથુશેઠને ત્યાંથી એક ગુણ ચોખા, એક ગુણ ઘઉં ને એક રવો લેતો આવજે. નહિતર રે'વા દે. માલમાં તને ગમ નહિ પડે. હું જ આવું છું.'

જેસો જોઈ રહ્યો.

અર્ધા કલાકે પાનસોપારી ખાઈને સૌ બહાર નીકળ્યા. હસતાં હસતાં, ઊભા રહી જઈને વાતો કરતાં, દસ પંદર મિનિટે ચોરે પહોંચ્યા. ગાડામાં સામાન મૂક્યો. જેસાએ ગાડું જોડ્યું. ચાર મહેમાન, તલાટી ને લખમીચંદ છ જણ ચડી બેઠા. સાતમો જેસો. ગાડું રસ્તે પડ્યું.

અર્ધોક ગાઉ કાપ્યો ત્યાં તલાટીએ સહેજ કહ્યું, 'જેહલા, હેંડવા દે જરા.' જેસાએ ડચકારો કરીને પૂંછડે હાથ મૂક્યા. બળદ ઉતાવળા ચાલ્યા. દડ પુષ્કળ હતો. તડકો થતો જતો હતો. બળદને રાતે પૂરો આરામ કે ખોરાક મળેલો નથી. સાત જણ લક્કડ જેવા ઉપર બેઠેલા છે, છતાં બળદ જેસાનો હાથ અડતાં જોર કરીને ઉતાવળા ચાલે છે. જેસાની આંખ ઘેરાય છે. વચ્ચે વચ્ચે બળદ ધીરા પડી જાય છે.

એકાદ ગાઉ ગયા ત્યાં લખમીચંદે કહ્યું, 'જેહલા, તેં શું ધાર્યું છે ? આમ તો સાંજેય નહિ પહોંચે.'

જેસો ટટાર થયો અને પરોણી કાઢી. 'તારો ધણી મરું' કહીને ધીરા પડી ગયેલા બળદને જોરથી આર ઘોંચી દીધી. મોગરાના ફૂલ જેવા કોમળ અને ઊજળા ગોધલાના શરીરમાં પા ઈંચ જેટલી

આર ઊતરી ગઈ. લોહીની ધાર થઈ. અર્ધું પડખું રંગાઈ ગયું. ધરતી પર લાલ બિંદુ ટપકવા લાગ્યાં, પોતાના પ્રાણપ્યારા ગોધલાનું લોહી જોતાં જેસો ખુન્નસે ભરાયો અને મોટા બળદ ઉપર પરોણો ઝાપટચો.

લખમીચંદ એકદમ કકળી ઊઠચો. ‘ એલા મારીશ ના બહુ. ’

જેસાએ પાછું વાળીને જોયું. એની આંખના ખૂણા લાલ થયા હતા. તલાટીએ ડંડો પાડવા કહ્યું, ‘ તું તે જેહલા, માણસ છો કે રાક્ષસ ? ’

‘ રાખહ. તમને બેઠા બેઠા શી ખબર પડે ? ચાર વાજે નેહરવાનું કઈને તડકો કર્યો. હવે કે' સે ઝટ હાંક. ’

‘ તું ડોબા કોની સામે કાઢે છે ? ’ લખમીચંદ તાડૂકચો. ‘ આમ જો, આ કેમ હેડે છે ? ’

જેસો બેધ્યાન થતાં બળદ ધીમા પડી ગયા હતા. જેસો રીસમાં ઊતર્યો. એક, બે, ત્રણ પરોણા ઉપરાઉપર બુઢ્ઢા બળદને ફટકારી દીધા. દોડીને ચડી ગયો. દડમાં આંતરડાં નીકળી પડે એટલું જોર કરીને બળદ દોડચા. મહેમાનો, લખમીચંદ કે તલાટી કોઈ કશું બોલ્યું નહિ. ગાડું પકડીને બેસી રહ્યા. જેસાનો ચહેરો વિકરાળ બની ગયો હતો—જાણે હમણાં બળદના કટકા કરી નાંખશે ! એમાં નાની પણ ઊંડી મોરડી આવી. જેસાએ રાશ ખેંચી પણ બળદ ધીમા ન પડચા. એવા ને એવા વેગે મોરડીમાં ઊતર્યા. ઊતરતાં બુઢ્ઢા બળદનો પગ મચકોડાયો. બળદ ગોઠણભર બેસી ગયો. નાથ તણાતાં નાકમાં લોહી આવી ગયાં. જેસો કૂદીને નીચે ઊતર્યો. લખમીચંદ તલાટી ને મહેમાનો ઊતરી ગયા.

બળદની આંખો જોઈને લખમીચંદ કંપી ઊઠચો.

‘ જેહલા, તું મૂરખ છો. ’

જેસાએ લખમીચંદ સામે જોયું. જાણે કહેતો હોય કે 'મૂંગો મર, તેં જ મારા બાપ જેટલા વહાલા બળદને આટલો માર ખવરાવ્યો છે.' બળદ હાંફી રહ્યો હતો. જેસો નાથ પકડીને ઉઠાડવા મહેનત કરવા લાગ્યો. પણ ઊઠવાને બદલે બળદ સાવ બેસી ગયો.

જેસાએ પરોણી લીધી. આર ઘોંચ્યો દીધી તોપણ ન ઊઠયો. રીસે ભરાઈને ફટકારવા માંડયો. બળદ આડો પડી ગયો. વધારે જોરથી હાંફવા લાગ્યો.

'હવે રહેવા દે ભાઈ,' એક પરગજુ શેઠ બોલ્યા.

'અરે રે'વા શું દેશે મારી સાસને' જેસાએ પૂછડે ઝાલ્યો ને ફરી બે પરોણા ઝાપટયા. બળદને હાંફ એકદમ વધી અને પાંચેક મિનિટમાં એ ઊંચો થયો ને લોહીની ઊલટી કરીને પાછો પડી ગયો.

લોહી જોતાં જ જેસાની આંખે તમ્મર આવ્યાં. લખમીચંદ ધ્રૂજી ઊઠ્યો. બળદ ડોળા ચડાવી ગયો.

'હવે નહિ ઊઠે, રે'વા દે ભાઈ.' તલાટી પડી ગયેલે અવાજે બોલ્યો.

જેસો લાકડી ફેંકી દઈને એક બાજુ જઈને બેસી ગયો. એનું કાળજું થડક થડક થતું હતું. મરણતોલ થયેલા બળદ સામે એ ટગર ટગર જોઈ રહ્યો.

'જેસા, હું દેવાસેથી બીજો બળદ મોકલું છું.' લખમીચંદ ચાલ્યો. મહેમાનો દુઃખિત ચહેરે એક બાજુ ઊભા રહ્યા.

જેસો અફસોસ કરવા લાગ્યો. 'આ લોકોને પાપે ક્યાંક મારો લાખ રૂપિયાનો બળદ ખોઈ બેસીશ. બાપાએ એટલા હેતથી એને મોટો કર્યો છે! એક વાર કેતા'તા મારા જેટલાં આને વરસ થયાં છે. એમને ખબર પડશે તારે શું કે'શે ? હું જ મૂરખો કે એક બે બદામના વાણિયાના કે'વા ઉપર મૂંગા ઢોરને ઢીબી નાંખ્યું.'

નાનો ગોધલો ઉદાસ નજરે મોટા સામે તાકી રહ્યો છે. મોટો બળદ કાતર નજરે જેસા સામે જોઈ રહ્યા છે. જેસો થોડી વારે ઊઠયો. ગોધલાને છોડયો. ધોંસરું નમાવીને મોટાને છૂટો કર્યો. આખી ડોક જમીનને અડે તેમ બુઢ્ઢો બળદ પડી રહ્યો. એને બહુ વસમું લાગી ગયું હતું.

કલાકેક વીત્યા પછી તાજો બળદ અને એક માણસ આવ્યા. મોટા બળદને બે જણે થઈને ઊભો કર્યો. દોરીને બાજુમાં લઈ ગયા. ગોધલો ને બીજો બળદ જોડયા. મોટાને પાછળ બાંધ્યો. ગાડું ધીમે રહીને ઢાળ ચડી ગયું. પાછા સૌ બેસી ગયા. દેવાસું આવ્યું. લખમીચંદ તૈયાર ઊભો હતો. 'કેમ, બળદ બરાબર છે ને?' જેસો કશું બોલ્યો નહિ. નવો બળદ લાવનાર બારૈયાને કહ્યું, 'દેવા, આને અહીં રાખજે. ઊને પાણીએ નવરાવીને ખાય તો થોડું ખવરાવજે. સાંજે હું લેતો જઈશ.'

'કશી ફકર નઈ.'

જેસાએ ફરી ગાડું દોટાવ્યું. બે કલાકમાં બોરસદ પહોંચી ગયા. તલાટી અને મહેમાનને ઉતારી ગામમાં ગયા. લખમીચંદે માલ ભરીને કહ્યું, 'બાપાને કે'જે હું પરમદિવસ વડોદરે રહીને આવીશ.'

'સારું.'

જેસાએ થોડું ચવાણું ને રોટલા ખાધા. પણ એને ભાવ્યું નહિ. એનો જીવ મોટા બળદમાં હતો. એને ફિકર થતી હતી, 'જીવતો હશે કે નઈ?' દોઢ બે કલાક આરામ લઈને વળી નીકળ્યો.

ઠેક સાંજ પડશે દેવાસાની ભાગોળે આવ્યો. દેવા બારૈયાને ઘેર જઈને બળદના ખબર કાઢયા. બુઢ્ઢો બળદ સૂતો હતો. લીલું કંચન જેવું ઘાસ આગળ પડયું હતું પણ કોળિયો ભર્યો ન હતો. જેસાએ ચિંતાતુર બનીને પૂછયું:

'દેવા, ચ્યમ શું છે બળદને ?'

'કોણ જાણે ભઈ, તમારા નસીબમાં હશે તો જીવશે. માર બહુ વાગ્યો છે.'

જેસો એકીટશે બળદ સામે જોઈ રહ્યો. એનું હૈયું ભરાઈ આવ્યું. મન મજબૂત કરીને થોડી વારે કહ્યું, 'ઠીક તમારો જોડી જાઉં છું. મોટાને વાંસે બાંધી દ્યો.'

ચાર જણે થઈને મહા મહેનતે બળદને ઊભો કર્યો. પાછળ બાંધીને ગાડું ધીમે ધીમે હાંક્યું. ઘરભણી જવાની હોંશમાં બળદ ધીમાં પગલાં માંડવા લાગ્યો.

* * *

**દી**વે વાટચો ચડી તોપણ જેસો આવ્યો નહિ તેથી હરખાબાઈએ ગુલાબસિંગને કહ્યું, 'જેહલો હજી આયો નઈ.'

'આવશે અવણાં. ગામ ક્યું સૂતું જાગે.'

'પણ તમે થોડે સામે ગ્યા હોત તો ?'

અણદર બારણામાં ઊભી સાંભળે છે, એને થાય છે કે મને કહે તો હમણાં હું સામી જાઉં. પણ એને કોણ કહે ?

વાળુ વખત થયો પણ કોઈ ખાવા બેઠું નહિ. અનેક શંકા-કુશંકા કરે છે. છેવટ નવ વાગવાને સુમારે થાકીને ગુલાબ ખાવા બેઠો. પીરસતાં હરખાબાઈ બોલી:

'શું થયું હશે ?'

'થાય શું, આવશે અવણાં.'

'તમે ખાઈને રામશંગને સામો મોકલો.'

'મોકલશું.'

ઉભડક બેસીને બે બટકાં આ બાજુ ને બે બીજી બાજુ, પાંચ

મિનિટમાં ખાઈ ને ઊભો થયો. થેપાડે હાથ લૂછીને બહાર આવ્યો. આંગણામાં આવીને બૂમ મારી, ' રામશંગ ! '

' ચ્યમ કાકા ? આયો. '

રામશંગ તૈયાર થઈને આવે તે પહેલાં ગાડાનો ખખડાટ સંભળાયો.

' આયો જેહલો ! ' ગુલાબ હરખભેર છીંડા તરફ ગયો. ગાડું છીંડે આવીને ઊભું રહ્યું. જેસો નીચે ઊતર્યો. છીંડું ઉઘાડીને અંદર પેઠા.

' ચ્યમ જેહલા મોડું થયું ? '

' અમસ્થું. '

' કાંઇ શ્યું રસ્તામાં ? '

' થાય શું ? ' જેસાનું વાક્ય કાને પડે તે પહેલાં ગુલાબની નજર પાછળ બાંધેલા બળદ પર પડી.

' ચ્યમ મોટાને પાછળ બાંધ્યો છે ? '

' મારગમાં બીહી જ્યો'તો. '

આંગણામાં લાવીને ગાડું છોડ્યું. બન્ને બળદને લઈ જઈને ખીલે બાંધ્યા. ગુલાબ પોતાના માનીતા મોટા બળદને પાછળથી છોડવા લાગ્યો. એને મનમાં કાંઈક ભય પેઠા. છોડતાં હાથ ધ્રૂજવા લાગ્યા. હરખાબાઈ બહાર આવી, ' કેમ, આવી પોક્યો ? '

' આપણી નવી પાંનશ કર જોઈ. ' ગુલાબે કહ્યું.

' ચ્યમ શું છે ? '

' આ મોટો માંદો થઈ જ્યો લાગે છ. '

હરખાબાઈ ફાનસ કરીને લાવી. જેસો બળદને ઘાસ નાંખીને ઘરમાં ચાલ્યો ગયો. કાશી ને દુલો બળદ પાસે દોડયાં ગયાં. બળદ નીચે બેસી ગયો.

ફાનસને અજવાળે ગુલાબસિંગે જોયું. બળદનાં પડખાં ઉપર મોટી ભરોળો ઊઠી આવી હતી. લોહીના ટશિયાના સળંગ ડાઘ દીઠા, ' ક્યાં ગયો જેહલો ?'

' ઘરમેં ગયો હૈ, ચીમ છે ?' હરખાબાઈ પાસે આવી.

' આને આવડો માર ક્યમ માર્યો છે ?'

' હશે હવે, અત્યારે થાક્યોપાક્યો આવ્યો છે તે કશું ના કે'શો.'

' અરે, પણ આ તું જોતી નથી ? મરણતોલ કરી નાંખ્યો છ. ક્યાં મરી ગયો એ, આમ મને મોં તો દેખાડ.'

અણદર બીકની મારી ઘરમાં પેસી ગઈ. જેસો ખાટલા પર ઊંધું ઘાલીને પડ્યો છે. ધીમેથી અણદર બોલી, ' શું થયું છે તમને ?'

જેસાએ કશો ઉત્તર ન આપ્યો. થોડી વારે હરખાબાઈ આવ્યાં, ' જેહલા, બેટા, ક્યમ સૂઈ ગયો ? કાંઈ થયું છે ? ઊઠ, ખાવા હેંડ.'

' મારે નથી ખાવું.'

' ક્યમ છે તે, ઊઠ ઊભો થા. હું ન'તી કે'તી કે એ બળદ ના લઈ જઈશ ?'

' એમાં બળદ બચારો શું કરે ?'

' તો પછી વાત કર તારે ખબેર પડે ને, તારા બાપા ચેટલા અકરાઈ ગયા છે!'

' ન'તો હેંડતો, ને પેલાએ ટકટક કરતા'તા તે મારું મગજ ભમી ગયું ને માર્યો. મોરડીમાં પગ મરડાઈ ગયો.'

' હશે જે થયું એ, ખાવા હેંડ.'

જેસાને પરાણે ખાવા બેસાડ્યો. ખાવા આપીને હરખાબાઈ બહાર ગયાં. ગુલાબસિંગને બધી વાત કરીને કહ્યું, ' તમે કશું એને કે'શો ના.'

'કોણ કે' છે? કીધે શું વળવાનું છે! આ કાંઈ હવે જીવે એમ નહિ.' ગુલાબે બળદ નીચે ગોદડી પાથરી. આખા શરીરે હાથ ફેરવવા લાગ્યો. ઘણી વારે 'જેહલાને ભાંન જ નહિ' કહીને નિઃસાસો મૂકીને ઊઠ્યો. ખાટલે બેસીને હોકો પીતો પીતો બળદ સામે જોઈ રહ્યો.

જેસો ખાઈ ને તરત ઘરમાં આવ્યો. પહેરણ કાઢીને સૂતો. અણદર ખાટલા પાસે આવીને ઊભી રહી. જેસાના મનમાં તલાટી ઉપર ને લખમીચંદ ઉપર રીસ ભરી હતી. પોતે ભાન ભૂલીને બળદને માર્યો એનો પસ્તાવો થતો હતો. અણદરે ધીમે રહીને કહ્યું: 'તમે અવણાં બઉ અકરાઈ જાઓ છો.'

જેસાએ માથું ઊંચું કરીને ઓશીકે ઊભેલી અણદર સામે જોયું. ઘઉંવર્ણો ઘાટીલો અને તેજસ્વી એનો ચહેરો શાંત હતો. ભોળી આંખો સ્થિર હતી. એમાં ઠપકો કે રોષ ન હતા, સ્નેહભરી સમજાવટ હતી. જેસાએ સામે જોયું એટલે અણદરે આગળ ચલાવ્યું, 'કાલ પૂંજા સાથે ચેટલું અકરાઈ અકરાઈને બોલતા'તા?'

'તે શું હું કોઈના બાપનો દબાયલો છું?' જેસો બેઠો થયો. 'તું તો હજી કાલ સવારે હેંડી આવ છ, તને શી માલમ! બાને પૂછી જોજે, જેહલાની રીસ ચેવી છે: આ તો બાપાની બીકે બોલ્યો નઈ, નઈતર લખડાને ને તલાટાને બેયને ધારિયાના એક ટસકા ભેગા પૂરા કરી નાંખત.'

'હવે રાખો, બઉ ના બોલીએ.'

'શા સારુ ના બોલીએ. કોઈના બાપાની બીક લાગે છ?'

'હવે છાના રહો. બઉ થ્યું.'

જેસો ક્યાંઈ સુધી સૂનમૂન પડી રહ્યો. લખમીચંદ ને તલાટી ઉપરની રીસ ન હોત તો બળદના દુઃખથી એ છાતીફાટ રડી પડ્યો હોત. પણ બાળકબુદ્ધિ અણદરને એ વાત કોણ સમજાવે!

❦

**પંદર** દિવસ રિબાઈને બળદે પ્રાણ છોડ્યા. આખા ગોકળિયામાં કોઈ સ્વજન મરી ગયું હોય એટલી ગમગીની ફેલાઈ ગઈ. મથુરની વહુ, હિંમતની મા, રામસંગની વહુ—સૌ આવીને હરખાબાઈને આશ્વાસન આપવા લાગ્યાં. 'મોટાને મટ્યું નહિ બા, શો રોગ હતો?'

'ભગવાન જાણે, મને શી ખબર! મારે તો બાયણું સૂનું થયું મારો હાથી......' હરખાબાઈની આંખમાં આંસુ ભરાયાં. સૌનાં દિલ દુભાયાં.

એમાં જ્યારે છ ચમારે આવી બળદને પગે બાંધ્યો અને મહા મુસીબતે ઢસડ્યો ત્યારે ગુલાબસિંગ, હરખાબાઈ ને જેસાની આંખે અંધારાં વળ્યાં.

એ દિવસ સુધી કોઈને પૂરું ખાવું ભાવ્યું નહિ. ગુલાબસિંગને કળતર ને માથાનો દુખાવો થઈ આવ્યો. નાના ગોધલાએ મોં આગળ પડેલા ઘાસમાં મોં ન નાંખ્યું એ જોઈને જેસાને વધારે લાગી આવ્યું.

બળદના મૃત્યુનું દુઃખ દૂર થયું નથી ત્યાં જેસાના મનમાં કામની ચિંતા પેઠી. ચોમાસુ માથે આવ્યું હતું. હજી ખેડવું બાકી હતું. વાવવામાં એકલો બળદ કેમ પહોંચે? ગુલાબસિંગ ને હરખાબાઈ પણ ફિકર કરવા લાગ્યાં. આખરે હરખાબાઈએ કહ્યું, 'જેહલા, પેલો દેવલો સાડમાં આલવા કે'તો'તો. દીપોશેઠ એટલા પૈસા આપે તો દોરી આવ.'

'પછી દીપાશેઠના ભરવા ક્યારે?'

'આવતી દિવાળીએ. તું અકરાયા વના વાત કરજે.'

'હા, આપે તો લઈ આય.' ગુલાબે ટેકો આપ્યો.

થોડી વાર વિચાર કરીને જેસો ઘરમાં ગયો. ફાળિયું બાંધ્યું. હાથમાં ધારિયું લઈને બહાર નીકળે છે ત્યાં અણદરે કહ્યું, 'આમાં બે પૈસાનું માથાનું તેલ લેતા આવજો ને પૈસાની હળદર.' નજીક આવીને શીશી આપતાં બોલી, 'ધીરેથી વાત કરજો. અકરાઈ ના જતા.'

અણદરની ડહાપણભરી આંખો સામે એક નજર કરીને જેસો બહાર નીકળ્યો.

ગુલાબસિંગે કહ્યું, 'જેહલા, ધનારાતને કે'જે વતાં કરી જાય ને કોદરા લઈ જાય.'

'સા......રું.'

'અને તિકમ સુતારને દહ શેર અડદ આલતો આવજે.'

'હું નહિ લઈ જતો. એની મેળે લઈ જશે આવીને.'

જેસો ચાલ્યો ગયો.

દીપચંદ સાથે કઈ રીતે વાત કરવી એનો ઘાટ ઘડતો ઉતાવળો ચાલ્યો. દીપોશેઠ રૂપિયા આપવાની હા ના પાડે તો શું કરવું એનો પણ વિચાર કરતો જાય છે.

*　　　*　　　*

દીપચંદની દુકાને ઘરાક સમાતાં નથી. બધી ચીજ વેચાય છે. અનાજ, કાપડ, ઘી, ગોળ, તેલ, મસાલો, ચા, ખાંડ વગેરે દરેક વસ્તુ રાખે છે. વળી સસ્તા ભાવ માટે દીપોશેઠ પ્રસિદ્ધ છે. સેકંડહેંડ કટલરી, કપાસિયા ને શિંગનું તેલ, વનસ્પતિનું ઘી, જાપાનીસ કાપડ, જિવાત અને એળોવાળો લોટ, પડી રહેલો મસાલો—એ દીપોશેઠને વગર મહેનતે પૈસાદાર થવામાં થોડાં ઘણાં મદદનીશ બન્યાં હતાં.

સસ્તા ભાવને કારણે ગરીબ બારૈયા, ઢેઢ, ભંગી, કુંભાર, મોચી, સઈ, સુતાર, માછી, રબારી—સૌ દીપાશેઠની દુકાને ઘેરો વળતાં હતાં. એમાં દીપાશેઠની જીભ વિધાતાએ નકરી સાકરની બનાવેલી હતી. લોક પાણી પાણી થઈ જતાં.

લખમીચંદ ઘરાક સમજાવે છે. દીપાશેઠ આસામી સાથે વાતચીતમાં પડ્યા છે. બે માસ પહેલાં ભેંસ લઈ જનાર ચંદો નીચે મોંએ બેઠો છે. એના દાણના પૈસા પૂરા પત્યા નથી. દીપોશેઠ એને ધમકાવે છે: 'હવે હું વાટ નહિ જોઉં. સીધો આવીને સાંનમાં માંડેલો બળદ દોરી જઈશ.' એ વખતે જેસો આવીને બારણામાં ઊભો રહ્યો. શેઠની મોટી આંખો ને જાડો અવાજ દુકાનમાં ગાજ્યો. જેસો સાંભળીને દીપાશેઠ સામે જોઈ રહ્યો.

ચંદો બિચારો શેઠને શો જવાબ આલે! એણે પોતાની પંદરે પંદર વીઘાં જમીન રામજી ઠક્કરને લેણા પેટે માંડી આપી છે. દીપાશેઠની પાંચ વીઘાં પોણોસોએ દાણે ખેડે છે. બધો હિસાબ કરતાં ઊલટું લેણું નીકળ્યું. હવે પૈસા ક્યાંથી આપે ? પોતે, પોતાની સ્ત્રી અને ચાર છોકરાંનું પૂરું થતું ન હતું. કોદરાનું ભડકું ખાતો હતો. તમાકુ, ઝાલર, તુવેરો—બધો પાક આપી દેતાં પચાસનું લેણું નીકળતું હતું. ચંદા પાસે એક સુંદર બળદ હતો—રૂપિયા દોઢસો આપ્યે ન મળે તેવો. મજબૂત અને આંખો ઠારે તેવો રૂપાળો. આંગણે ઊભો હોય તો આંગણું દીપાવે. ચંદાની એ મૂડી હતી. એ જ એક એના ભાંગી ગયેલા ઘરનો શણગાર હતો.

દીપાશેઠની નજરમાં એ વસી ગયો હતો. 'બસ હવે હું વધારે વખત રાહ નહિ જોઉં. આજ સાંજે જ ભૈયાને મોકલીશ તે દોરી આવશે.'

જેસાએ સાંભળ્યું ને એનાં રૂંવાં ઊભાં થયાં. ચંદાનો પડી ગયેલો ચહેરો જોઈને એની આંખ લાલ થઈ. ચંદો ને જેસો બાળપણના

ભેરુબંધ હતા, નજીકના સગા હતા. જેસો મનમાં બબડ્યો, ' આ વાણિયાના અન્યાયની હવે હદ થાય છે. બચારાનો એક બળદ છે એ ય લઈ લેવો છે. '

ચંદાનું પતાવી દીપાશેઠે ઊંચે જોયું. ' ઓહો જેહલા, તું ક્યારે આવ્યો ? આવ, આમ આગળ આવ. ' જેસો આગળ આવ્યો. દીપચંદનો ચહેરો કોઈ નાટકના પાત્રની માફક પલટાઈ ગયો. નીચું જોઈને ખેદપૂર્વક માથું ધુણાવતો બોલ્યો :

' ભારે થઈ, બહુ ખોટું થયું. મને તો ખબર જ નહિ. આજ લોટો ઢોળીને આવતો હતો ત્યાં ચામડિયાને ઢસડી આવતા દીઠા. શો પણ પહાડ જેવો હતો ! '

જેસાને બળદ સાંભર્યો. સહેજ દુઃખી થયો પણ બીજી જ ક્ષણે એના મનમાં રીસ ઊભરાઈ આવી. હોઠ પીસી ઊભો રહ્યો. હરખાબાઈનાં વેણ યાદ કરીને પરાણે મૂંગો રહ્યો

' કહો, બાપાને કેમ છ ? '

' તાવ આવી જાય છે. '

' અ...ર...ર...ર...ચિંતા બહુ કરે છે ને ? '

' હવે બળદ વિના શું કરશો ? '

' એટલા માટે જ આવ્યો છું. મેં એક બળદ જોઈ રાખ્યો છે. '

' ક્યાં ? '

' દેવાસામાં. સાઠનો મળશે. '

' રૂપિયા જોઈએ છે ને ? '

' હાસ્તો. '

' લઈ જાઓ ખુશીથી. પણ એના કરતાં બીજો બળદ બતાવું, —રૂપિયા દોઢસો આપ્યે ના મળે એવો. '

'ક્યાં છે ?'

'આપણી પાસે જ છે. રોકડા રૂપિયા પણ કાઢવા નહિ પડે.'

'તો બતાવો.'

'સાંજે આવશે.'

'કોનો, ચંદાનો ?'

દીપો સહેજ ચમક્યો. 'તને ક્યાંથી ખબર પડી ?'

'હમણાં તમે બોલતા'તા. હું સાંભળતો'તો.'

'હા, બસ એ જ.'

પણ જેસાનો હરખ ઊડી ગયો. એ કડક અવાજે બોલ્યો, 'તમે બહુ અન્યા' કરો છો દીપાકાકા.'

'કેમ શાથી ?' દીપચંદે મોં મરકાવ્યું.

'શાથી ? આ બચારો સાવ ભૂખે મરતો થઈ ગ્યો છ. એનો એક આટલો બળદ છે એ ય તમારે લઈ લેવો છે કેમ ? પછી એવો એ છેતી શાંણે કરશે ?'

'ન જોઈએ તો તારી મરજી' શેઠે વાત પડી મૂકી ને ચોપડો હાથમાં લીધો.

જેસો પાછો ફર્યો. બારણામાં લખમીચંદ રામાને ધમકાવતો હતો 'રામલા, આજ પાંચ દસ રૂપિયા જેટલું આપવું પડશે.'

'ભઈશા'બ ચ્યાંથી આલું ? તમે વચાર કરતા નહિ. મારે તો ઘરમાં ખાવા કોદરા ય નહિ. હું તો ઊલટો લેવા આયો છું, થોડાક કોદરા આલો તો છોકરાં રોટલા ભેગાં થાય. કાલ સાંજનાં એમ ને એમ છે.'

'તો પછી હું કહું છું એમ કેમ નથી કરતો ?'

'હું ચ્યાં ના પાડું છું ભઈશા'બ, બોલો.'

'તારું દોઢ વીઘાનું કટકું છે એ લખી આલ.'

'એવું એ તો આલી દીધું.'

'કોને ?'

'પ્રેમસંદને.'

'ત્યારે હવે મારી દુકાને ના આવતો.'

'એમ હેંડે ભઈશા'બ, તમે પેલા ને પ્રેમસંદ પછી.'

'ઠીક. તો પછી એમ કર, તારી મોટી છોડીને ને એની માને આપણે ઘેર કામે મોકલ.'

'એના કરતાં ભઈશા'બ મને બોરશદ–ભાદરણનું ટાંપું આલો ને.'

'ઠીક. કે'શું હશે ત્યારે. હમણાં થોડું કામ કર. આપણે ડેલે જઈને થોડાં લાકડાં ફાડીને ઘેર લેતો આવ. અને મેડેથી બે પૂળા ઉતારીને ઘોડી આગળ નાંખતો આવ. જા મારો ભઈ કરું. આવીને પછી બીડી વાળજે.' રામો ગયો.

જેસો રામા સામે જોઈ રહ્યો. ઉઘાડા શરીરમાં પાંસળીઓ દેખાતી હતી. ચામડી ચીમળાઈને કાળી પડી ગઈ હતી. માત્ર મેલું ફાળિયું કેડે વીંટયું હતું. માથે એવો જ લીરો બાંધ્યો હતો. રામો ડોસો દીપાશેઠની ચાર વીઘાં જમીન હાણે ખેડતો હતો. પાંચ સાત વરસ પહેલાં એ પચીસ વીઘાંનો માલિક હતો.

રામાડોસાના સુખી દિવસો જેસાની નજરે તરવા લાગ્યા. એના હૈયામાંથી એક ઊંડો નિશ્વાસ નીકળી ગયો. દીપાશેઠ અને લખમીચંદ ઉપર એણે એક કારમી નજર ફેંકી.

થોડી વારે લખમીચંદ નવરો પડ્યો. પાછળ જેસા સામે જોયું. દુઃખી થઈ ગયો હોય એવા અવાજે કહ્યું, 'જેહા, આ તો ખરે વખતે અટકી પડ્યા.'

'હા.' જેસો એમ ને એમ ઊભો રહ્યો.

'હવે નવો લ્યો.' ધીરે રહીને લખમીચંદે સૂચના કરી.

'નવાના રૂપિયા સાઠ માગે છે.'

'તો આ લો. બળદ વિના ખેતી કેમ કરીને કરશો ?'

'હું એ જ કહું છું.' ચોપડામાંથી મોં કાઢીને દીપચંદે ટાપશી પૂરી.

'અમારી કને પૈસા નહિ. તમે વ્યાજવા આલો.'

'પહેલાંના પતી જાય, પછી મળે હવે તો.' લખમીચંદે કહ્યું.

'તો પછી તમારાં છેતરાં પડી રે'શે.'

'તેનું અમારે શું ? અમે તો અમારી દાણના ધણી.'

'પણ છેડ્યા વન્યા દાણ ચ્યાંથી નેં કરશે ?'

'તો પછી એક રસ્તો છે,' લખમીચંદે ઝીણી આંખ કરી કહ્યું, 'સાઠને બદલે સો રૂપિયા આપું. તારા બાપાને કહેજે, ભાડાના ખેતરનો દસ્તાવેજ કરી આપે.'

'શું ?' જેસાની આંખ ફરી. 'તારે અમારી આટલી જમીન રહી છે એ ય લઈ લેવી છે ?'

'દેવું નહિ ભરો તો બીજું શું થશે ? હું તો બોરશદ જઈને દાવો માંડીશ.'

'માંડ તો ખરી એક વાર. મારા બળદને તેં જ મારી નંખાવ્યો છે, લડધા જેવા છ સાત જણ બેઠા ને વરતી કહે કે દોડાવો. હવે દાવો માંડવાની બીક દેખાડે છે. જા માંડજે દાવો ને પછી છેડાવજે છેતરાં.'

'તો બીજા ખેડશે.'

'છેડે તો ખરી, જોઉં છું. ચિયો મારો બેટો હોળ નાંખવા

આવે છે. મારી જમીં'માં બીજો કોઈ હોળ નાંખવા આવે છે. ટચકો મારીને વાઢી ના નાંખું તો બારિયાના પેટનો નહિ.'

જેસાનાં છેલ્લાં વેણ સાંભળીને બે ચાર બારૈયા ને બે ચાર ફાલતુ નવરા માણસ દુકાન આગળ એકઠા થઈ ગયા. લખમીચંદ બમણા જોરથી ગર્જ્યો: 'અલ્યા તારા બાપની ને દાની શરમે, નહિતર તારા જેવાને તો એક ટુકડો જમીન ના આલું. તારા જેવાં કોળાં તો ભૂખે માર્યાં જ સીધાં હેંડે.'

સાંભળીને જેસો ધૂંવાંપૂંવાં થઈ ગયો. 'તારે બળદ લેવા પૈસા આલવા છે કે નઈ?'

'તે શું બાપાની થાપણ મૂકી ગયો છે? આંખો બતાવીને પૈસા લેવા આવ્યો છે? ના ખેડીશ ખેતર.. આ સાલથી જ છો પડયાં. અને તારા બાપને કે'જે કે લેણાના પૈસા ચૂકવી જાય. નહિતર કાલે જઈને કોર્ટે દાવો માંડીશ.' લખમીચંદ રાતો-પીળો થઈ ગયો.

દીપચંદ ઊંધું ઘાલીને લખ્યા કરે છે. કશું બોલતો નથી. બે ય જુવાનિયાને ચડવા દે છે. દાના બોલમાંથી છટકવાની બારી શોધતું એનું મન લાગ જોઈને મૂંગું થઈ ગયું છે.

જેસાના મગજમાંથી ચસકા નીકળી ગયા. વેણે વેણે એના ઉપર જાણે હથોડા પડયા—જાણે હમણાં ધારિયાનો ટચકો મારી દેશે! પણ પાછળ જોયું, પાંચ સાત માણસ ટોળે વળ્યું હતું. એ ગમ ખાઈ ગયો. મહા મુસીબતે મન કાબૂમાં રાખ્યું. એક અક્ષર બોલ્યા વિના ઊભો થયો. લોકોએ રસ્તો આપ્યો. જોડા પહેરીને ફરી એક નજર દુકાનમાં નાંખીને ચાલ્યો ગયો. લોકો સડક થઈ ગયા. જેસો મનમાં બબડતો ગયો. 'દીચરા મારા, તું ય જોઈ લેજે.'

દુકાનેથી ઊતરીને સીધો ગોકળિયાને માર્ગે ચાલ્યો. ગામનાં કામ પડયાં રહ્યાં. નિશાળ પાસેથી નીકળ્યો ત્યાં નિશાળિયા છૂટયા, ધૂળિયા

રંગનાં ધોતલી ને પહેરણ ને ફાટલી મસોતા જેવી ટોપીઓ. એમાં દુલો દોડતો આવ્યો. સાથળ દેખાય એવી ચડ્ડી, બુતાન વિનાનો કોટ, એમાં પીઠે ચીરો પડચો છે, બાંયના લીરા લબડે છે. ટોપીમાંથી દોરા નીકળી ગયા છે ને માથે તાલકું ચૂંથાઈ ગયું છે અને એમાંથી વાળ દેખાય છે. હાથમાં ભાંગલી પાટીનો કટકો, આગલાં પાછલાં પાન નીકળી ગયેલી ચોપડી. પિંડી સુધી પગ ધૂળે ભર્યા છે. જેસાને જોતાંવેંત દોડચો આવ્યો.

'ગામમેં જ્યા'તા મોટાભઈ?'

'હા.' જેસો એમ ને એમ ટટાર ચાલે ઊંધું ઘાલીને ચાલ્યો જતો હતો. દુલો પાછળ દોડતો હોય તેમ ચાલ્યો.

'મોટાભઈ?'

જેસાએ પાછા ફરી જોયું. દુલાનો હસમુખો ચહેરો જોઈને જેસાના ચહેરા પરની કઠોરતા ઓછી થઈ. અવાજમાં નરમાશ લાવીને પૂછ્યું:

'ચ્યમ?'

'અમને નવી તંગડી ને નવું ડગલું શિવાડી આલશો?'

'હોવે, શિવાડી આલીશ.'

'અને નવી સલેટ?'

'લઈ આલીશ.'

'અને લખમીસંદના સંદુડા જેવી ભરતવાળી એક ટોપી.'

'ચેવી?' જેસો લખમીચંદનું નામ આવતાં જાગ્યો.

'રાતી ને ટીબકીવાળી.'

'ના, આપણને એના જેવી ના શોભે. તને બોરશદથી બીજી અશ્શલ આણી આલીશ.'

પોતાના ભાઈનાં કપડાં, પાટી, પુસ્તક અને દિદાર જોઈને જેસાને

લાગી આવ્યું. ગંભીર વિચારમાં ડૂબ્યો છે ત્યાં પાછળથી અવાજ આવ્યો, 'મોટાભઈ, દુલિયા, ઊભા રહેજો.' બન્ને ભાઈ ઊભા રહ્યા. એક પગમાં કડલી, પગની પિંડી નીચે ફાટલી ઘાઘરીના લીરા ટટળે છે. હરખાબાઈના છાયલમાંથી કાઢીને કરેલી ઓઢણી માથે ઓઢી છે. હાથમાં પાટી-પુસ્તક લઈ ને કાશી ઉઘાડે પગે દોડતી આવે છે. નજીક આવીને ધીરી પડી. માથે ઓઢણી સરખી કરી. અંદરથી ભૂખરાં ઝંટિયાં હવામાં ઊડે છે. 'ચ્યાં ગ્યા'તા મોટાભઈ?'

'ગાંમમેં.'

'શાહીમેં તેલ લીધું છે?'

'ના, ભૂલી જ્યો.'

'પણ અમારે માથામાં નાંખવું છે. અમારે કાલે પરક્ષા આવવાની છે.'

'હેં દુલિયા!'

'હોવે. એટલા સારુ તો હું નવાં લૂગડાંનું કઉં છું.' જેસો પાછો વિચારમાં પડ્યો. થોડી વારે નાનાં ભાંડુને રીઝવવા લાગ્યો. 'આવતી દિવાળીએ તમને નવાં ડગલાં ને નવી શલેટો લઈ આલીશું. એક વાર પાશ થઈ જાઓ.'

'હું તો પાશ જ થવાની ભઈ.'

'અને તું દુલા?'

'હું યે.' કહીને દુલાએ ઊંચું જોયું. જેસો એની મીઠી કાળી આંખ સામે જોઈ રહ્યો.

ત્રણે જણ વાતો કરતાં ગોકળિયા તરફ ચાલ્યાં ગયાં.

જેવું તેવું વાળુ કરીને જેસો બહાર આવ્યો.

ગુલાબસિંગે હુક્કો ધર્યો, 'લે બેસ.'

'મારે બેસવું નહિ, લાખાની આગળ જતો આવું.'

'લાખલો માંડવે હશે?'

'હોવે, ગામમેં ન'તો. બળદ આલશે તો દોરતો આવીશ. ચાર દા'ડા ચેડે આપણો વાધરડો એને આલીશું.'

'સારું, વે'લો આવતો રહેજે.'

બીડી સળગાવીને જેસાએ ધારિયું લીધું. જોડા પહેરીને ચાલી નીકળ્યો.

એનું મગજ પગ કરતાં અનેકગણા વેગે ચાલી રહ્યું હતું. આકરા ને આકળા સ્વભાવ માટે, વાળુ કરતાં કરતાં ગુલાબસિંગે એને સારી પેઠે બાંડયો હતો એથી બળતામાં ઘી હોમાયું હતું. નજર સામે બપોરનો દુકાનનો દેખાવ તરી રહ્યો હતો.

'મારે બેટે ચેટલાં માણહાં વચ્ચે આબરૂ લીધી. એક પચ્ચા રુપરડી સારુ ના કહી. ઉપર જતાં ગાળો આલી. દાવો કરવા જવાનો છ. જાય તો ખરી દાવો માંડવા. કહે છ ખેતરાં બીજાને આલી દઈશ. બાપા ય પાછા એનો પક્ષ લે છ, આમાં ક્યાંઈ અત્યારે મળે તો બધો હશાબ પતાવી લઉં. રામલા જેવી મારી દશા કરવી છ એવા એને. પણ ખબેર નહિ કે કુબેર બારૈયાના છોકરા સામા થયા તો ઘર ઉપર

એક નળિયું ય રે’વા નઇ દે.’ રીસમાં ને રીસમાં ચાલ્યો છે. તારોડિયાનો અજવાસ દૂર દૂર મહીસાગર સુધી પથરાઈ રહ્યો છે. ખેતરોમાં માંડવે માંડવેથી ધૂણી નીકળી રહી છે. છૂટક છૂટક માણસોના તથા કૂતરાંના અવાજ આવ્યા કરે છે.

મોટે રસ્તે થોડું ચાલીને ખેતરાઉ માર્ગે જતો જેસો લાખાને માંડવે પહોંચ્યો. કૂતરાં ભસવા લાગ્યાં. લાખાનો મોટો છોકરો બહાર આવ્યો, ‘કોણ ભયા?’

‘એ તો હું.’

‘જેસાકાકા?’

‘હોવે. તારા બાપા છે કે?’

‘નહિ. એ તો ગામમેં જ્યા છ.’

‘ક્યારે જ્યા?’

‘દા’ડો આથમ્યે. મારી બા, બાંન સૌ જ્યાં છ.’

‘ક્યમ એવડાં બધાં?’

‘મહરાજ આયા છ.’

‘ચિયો મહરાજ?’ જેસાની ભ્રૂકુટિ ખેંચાઈ.

‘પેલા એવા એ નહિ આવતા? ગાંધી મા’તમાના મનીખ.’

‘ૈ જાણે. મારે લાખાનું ખાશ કામ હતું.’

‘ગામમેં જાઓ, એકઠા થવાશે ને મહરાજનાં દર્શન થશે.’

‘હવે એવા તો ચેટલા ય હેંડ્યા આવે છ.’ નિઃસાસો મૂકીને જેસો પાછો વળ્યો. મનમાં બબડતો ગામ ભણી ચાલ્યો.

‘આવા ને આવા બામણા બારૈયાની ચેડે લાજ્યા છ. પેલો કરમશદિયો આવે છ તે મારો બેટો લાડવા ખાઈ દખણા લઈને હેંડ્યો જાય છ. અને આ લાખલો મોટો ભગત થઈ જ્યો છ. ખબેર

નહિ કે ભક્તાણામાં ને ભક્તાણામાં છોકરાં ધાંન વગરનાં થઈ જ્યાં. અને લાખલો વળી ચે દ'ડાનો ભગત? સો ઉંદર મારીને બલ્લીબઈ પાટ બેઠાં. અમે ગમે એવા છીએ પણ ના ખાવાનું ખાધું નહિ, ના પીવાનું પીધું નહિ, કોઈની ઓચલીમેં હાથ ઘાલ્યો નહિ, ચોરાનું મોં જોયું નહિ ને ઊંચી નજરે ગામમેં હેંડ્યા નહિ. આ તો સવારમેં બે લોટા પાણીએ નાહ્યા, કપાળમેં ચાંલ્લો કર્યો, મહાદેવમેં જઈને ટોકરો વજાડ્યો ને આવા મહરાજને લાડવા ખવરાવ્યા તાં થઈ જ્યા ભગત!' વિચારમાં ને વિચારમાં ગામ આવ્યું.

બારૈયાવગાને છીંડેથી ઉપર ચડ્યો. જુએ તો લાખાને આંગણે નાનું ફાનસ લટકાવ્યું છે. ફરતાં પંદર વીશ જણ ટોળું વળીને ઊભાં છે. જેસો નજીક ગયો. પાછળથી ઊંચા થઈને જોયું તો ઓસરીમાં ત્રણ પથરા મૂકીને ચૂલો કર્યો છે. ઉપર માટીની હાંલ્લીમાં ખીચડી ચડે છે. ખીચડી હલાવવાનું સાંઠીકું હાથમાં રાખીને બાજુમાં નિર્ભયરામ મહારાજ બેઠા છે. પહોળી છાતી પર થઈને જનોઈ કેડ પાસે લટકે છે. સાફ માથા પર નાની ચોટલી શોભી રહી છે. ઊજળું કપાળ દીવાના પ્રકાશમાં ચમકી રહ્યું છે. સામે લાખો, હમીરશંગ, પરભાત વગેરે બેઠા છે. એમની સામે જોઈને નિર્ભયરામ વાત કરી રહ્યા છે. ફરતું ઊભેલું લોક એકકાન થઈને સાંભળે છે.

મહારાજ ધીમે ચોખ્ખે અવાજે વાત કરે છે. જેસો જઈને ઊભો રહ્યો. એને કાને શબ્દો અથડાવા લાગ્યા,

'તમે કહો છો હમીરશંગ, કે આ વાણિયા લૂંટી ખાય છે. એ વાત સાચી છે, પણ ઊંડે ઊતરીને જોશો તો જણાશે કે એ પોતાને જોરે નથી લૂંટી ખાતા. આપણી અણસમજ, કુસંપ, બીક અને સરકારના પીઠબળને લીધે લૂંટી ખાય છે......'

'ખરી વાત!' લાખો બોલી ઊઠ્યો.

'નહિતર' મહારાજે આગળ ચલાવ્યું. જેસો બે ડગલાં આગળ

ખસ્યો અને એકી ટસે નિર્ભયરામના ચહેરા તરફ જોઈને સાંભળવા લાગ્યો.

'નહિતર જે વાણિયું ધારિયું દેખીને ધ્રૂજે, રાતે એવડાં કમાડ બંધ કરીને સૂવે એ તમને બારૈયાને ગાળ શાનો દઈ શકે? પણ સરકાર એની બાજુએ છે. ખીલાને જોરે વાછડો કૂદે છે. અને વળી વાણિયો તે બચારો કેટલુંક લૂંટી ખાય છે? સરકાર લૂંટે છે એને હિસાબે જુઓ તો રૂપિયે પાઈ પણ નહિ. ખેડૂતોના પરસેવાની કમાણીના કરોડો રૂપિયા લશ્કર અને દારૂગોળા પાછળ ખરચાઈ જાય છે; કરોડો રૂપિયા રાજાઓ ને સરકારી મહેલાતોમાં વેડફાઈ જાય છે. લશ્કરને એક છેડેથી બીજે છેડે લઈ જવા સારુ હજારો માઈલમાં રેલના પાટા નાંખ્યા છે ને ડામરની સડકો કરી છે અને એ બહાને કરોડો રૂપિયા વિલાયત ભેગા કર્યા છે. પરદેશી કાપડ ને નાની મોટી સેંકડો ચીજોના બદલામાં કરોડો રૂપિયા પરદેશ ચાલ્યા જાય છે. તાજું દૂધ આપતી હજારો ગાયો રોજ કપાય છે. દારૂ પાઈને લોકને ગાંડા કરે છે અને જકાતના પૈસા તિજોરીમાં ભરે છે. ઘરઘરના ધંધા રોજગાર ભાંગી નાંખ્યા છે. ભાવતાલ પોતાને હાથ રાખી ખેડુને કરજમાં ગળાબૂડ રાખ્યો છે. ટૂંકામાં આ સરકારે આપણા નંદનવન જેવા દેશને વેરાન કરી નાંખ્યો છે. શાંતિથી, સાદાઈથી સંપીને પોતપોતાનાં નાનાં ઝૂંપડાંમાં કામ કરતા આપણા ખેડૂતભાઈઓને દુ:ખી, દાળદળી, કુસંપી, નશાબાજ ને આળસુ બનાવનાર વાણિયો નથી પણ આ સરકાર જ છે. સરકાર ગઈ એટલે વાણિયો તો આપમેળે સીધોદોર થઈ જવાનો છે. એટલા માટે મારું કહેવું એમ છે કે...'

જેસાએ કાન લંબાવ્યા અને કાંઈ કહ્યું વળી આગળ ખસ્યો. મહારાજે ખદબદ થતી ખીચડી સામે ધ્યાન કર્યા વિના આગળ ચલાવ્યું.

'પહેલવહેલું નાની બાબતોમાં ભલે ચાલવો, પણ રાજસત્તા હાથ કરી લેવી. રાજસત્તા હાથ આવી એટલે ભાઈ હમીરશંગ કહે

છે એવી હાજરી પુરાવવી ને ચોરાની મારપીટ, ને મહેસૂલમાં રાહત ને પાણીમદદ, વ્યાજમાં ઘટાડો ને એવી ફરિયાદો તો પલકમાં પતી જવાની. કારણ કે પછી રાવણિયાથી માંડીને વડાપ્રધાન સુધીનો દરેક નોકર પ્રજાને જવાબદાર રહેશે. એવા એ રૈયતની મરજી નહિ સાચવે તો ઘેર બેસશે. તમે સાથી રાખો ને કહ્યું ન કરે કે તોછડી જીભે બોલે ચાલે તો કાઢી નાંખો. એમ અત્યાર સુધી તમે માનતા કે સરકાર માબાપ છે પણ એવા એ બધા તમારું રળ્યું ખાય છે અને તમે ખેડૂત, જગતના સાચા પાલણહાર છો........'

'પણ રૈયતના હાથમાં રાજ આવે શી રીતે?' પાછળથી જેસો બોલી ઊઠ્યો. ઊભેલાં ને બેઠેલાં સૌએ પાછળ નજર કરી. મહારાજે ઊંચે જોયું. મોં પર લોહી ધસી આવ્યું છે, આંખમાં પાણી તરે છે, આછી મૂછ અને ભરાવદાર ચહેરાવાળો જેસો હોઠ પીસીને જવાબની રાહ જોઈ રહ્યો છે.

લાખાએ અવાજ ઓળખ્યો ને ઊભો થઈ ગયો.

'તું ક્યારે આયો? આમ આગળ આય.'

'ના અઈં ઠીક છે. બળદ સારુ આયો'તો. માંડવે જ્યો તાં સમાચાર મળ્યા તે અઈં આયો. આલીશ ને ચાર દાંડા?'

'હોવે, લઈ જજે. પણ આમ આગળ તો આય. આ મહરાજ આયા છે.'

'કોણ છે એવા એ?' મહારાજે પૂછ્યું.

'ગુલાબશંગકાકાનો જેહલો.'

'ગુલાબશંગ કુબેરનો?'

'હોવે.'

જેસાને ઓળખાણના જવાબમાં મહારાજને પગે પડવાનું મન

થયું, પણ મન મજબૂત રાખીને એ ઊભો રહ્યો. મહારાજે ઊંચે જોઈને કહ્યું, 'તમે આમ સામે આવો ને શાંતિથી નીચે બેસો તો સમજાવું.'

'અમારે શાંતિ જ છે' કહેતો જેસો સૌને મોખરે આવી ઊભો. બીજા પાછળ હડયા. સૌની નજર જેસા સામે છે–કાન મહારાજ તરફ છે.

મહારાજે હાંલ્લી પરથી ઢાંકણી ઉઘાડી નાંખી ને જેસા સામે જોઈને બોલ્યાઃ

રૈયતને રાજસત્તા હાથ કરવી એ સાવ સહેલી વાત છે. કોઈ રાજાનું કે સરકારનું આપણા પર રાજ છે એમ ક્યારે કહેવાય કે જ્યારે આપણે એને કરવેરા ભરીએ ને એના કાયદા પાળીએ ત્યારે. હવે આપણે એનું રાજ ઉથલાવી પાડવું હોય તો એને કરવેરા ન આપવા અને એના અન્યાયી કાયદા છડેચોક તોડવા. એની સાથેનો બધો વહેવાર બંધ કરી દેવો. એમ કરતાં મારપીટ થાય, જેલ જવું પડે, ઘરબાર લૂંટાય કે જાન જાય તો બધું સહન કરી લેવું. વસ્તીમાં સંપ ને શાંતિ જળવાઈ રહે તો બાર મહિને રાજ રૈયતના હાથમાં આવે.' નિર્ભયરામ મહારાજના ચહેરા પર દૈવી તેજ પ્રકાશવા લાગ્યું. લાખાની ભક્તિભરી આંખ ભીની થઈ ગઈ. લોકનાં હૈયાં નવા ચેતનથી ધબકવા લાગ્યાં.

જેસાએ હિંમતથી શંકાશીલ કોરા અવાજે પૂછ્યુંઃ 'સામું મારવું નઈ, ચ્યમ મહરાજ?'

'ના. મારવાથી આપણી બાજી બગડી જાય. વળી માણસને મારીને માણસ સુખી ના થાય એવો કુદરતનો કાયદો છે, ખરી બહાદુરી પણ એમાં જ છે. ધારિયા સામે ધારિયું મારવું એના કરતાં છાતી ધરવી વધારે આકરી છે. આંગળી ઊંચી કર્યા વગર સાચી વાતને વળગી રહીએ ને હિંમતથી માર સહન કરીએ તો મારનાર ભોંઠો પડી જાય. એનો હાથ પાછો પડે, એનું દિલ ડંખે, આખરે

એને આપણી વાત માનવી પડે. હિરણ્યકશિપુએ પ્રહ્‌લાદને કેટલાં દુઃખ દીધેલાં. ડુંગરેથી પછાડ્યો, આગમાં નાખ્યો, લોઢાના થંભ સાથે ભિડાવ્યો–તો ય પ્રહ્‌લાદે રામનામ ના છોડ્યું. સાચને વળગી રહ્યો તો અંતે ભગવાને વહાર કરી ને એટલો છોકરો દૈત જેવા બાપ સામે જીત્યો.'

'એ વાત રાખો.' જેસો વચ્ચે બોલ્યો. 'તમે કહો છો કે રૈયતના રાજમાં મહેસૂલ ઘટે પણ એમાં અમને બારૈયાને શો લાભ? એમાં તો ઊલટા વાણિયા–પાટીદાર વધારે ફાટી જાય. બસેં બસેં વીઘાં દબાવીને બેઠા છે ને દાણે છેડાવે છે એમને ફાયદો થાય.'

'વાત સાચી છે જેહલાની' હમીરશંગે ટેકો આપ્યો.

'જુઓ જેસાભાઈ,' ચૂલામાંથી બળતું બહાર કાઢતાં, મહારાજ બોલ્યા 'આ વાત આમ ઊભા ઊભા ઝટ લઈને સમજાય એવી નથી.'

'મને બેહવાની વેળા નહિ. તમે કહી આલો ને, જે કહેવું હોય એ.'

'જુઓ, મહેસૂલ ઘટશે એ પ્રમાણમાં દાણ પણ ઘટશે. પણ જ્યારે પૂરેપૂરું સ્વરાજ થશે ત્યારે તો જાતે ખેડનારને જ જમીન મળશે. પરસેવો પાડશે તેને જ રોટી મળશે. પણ એવું થતાં વાર લાગશે. આખો લાડવો એક સાથે મોંમાં ન મુકાય, બટકે બટકે ખાઈ જવાય.'

'તમે તો કાલ આખો સાથે ખાઈ જવાના.' જેસો બાજુમાં જોઈને હસ્યો 'અને અમારા દા'ડા આમ ને આમ પૂરા થવાના. ઠીક બેસો, લાખાભઈ.'

'ચ્યમ ચ્યાં જાછ? રાતે બેહવાનું છ.'

'હું ભક્તાણામાં નહિ બેહતો.'

'અરે, આવી ને આવી વાતો થશે.'

'વાતોમાં શો દા'ડો વળવાનો છે! મહરાજ લાંબે કસે ધવરાવે

છ. આપણા જેવા અભણને ભરમાવવાનો આ નવો મારગ શોધ્યો. ઠીક છે ભલા. કાલ બળદ લઈ જાશ.' જેસો ચાલ્યો. જતાં જતાં નિર્ભય-રામ તરફ એક નજર કરતો ગયો.

' બોલવાની ભાન જ નહિ. ' લાખો બોલ્યો.

' હોય, જુવાનિયો છે. ' મહારાજ બોલ્યા.

' અરે મહરાજ! બહુ સમજે છે. ઘર આખાનો કારભાર ચલાવે છે, પણ મગજનો જરાક એવો છે. એમાં વાણિયા ને બામણ ઉપર બહુ રીસ છે.' સૌનાં મનની વાત લાખાએ કહી.

' હશે. એને ય કો'ક દ'ાડો સાચી વસ્તુ સમજાશે' કહીને નિર્ભય-રામ મહારાજ જમીન તરફ તાકી રહ્યા. વાતાવરણ ઘડીભર ગંભીર બની ગયું.

## ૧૨

**ગામમાં** સાદ પડ્યો, ' ખોડિયારમાનાં નિવેદ કરજો ને મેઘારાજાની ઉજાણીએ જજો. કાલ કામકાજ બંધ રાખજો ' ઢોલ વગાડતો ભંગી ગામ આખામાં ફરી વળ્યો.

ગોકળિયે સમાચાર આપ્યા. વરસાદ તણાવે છે તે નૈવેદ્ય કરવાનાં છે. હરખાબાઈ એ જેસાને કહ્યું, ' ઘઉં નહિ ઘરમાં, ને ગોળે ય નહિ, તું લઈ આવીશ બા ? '

' ના, હું ગામમેં નહિ જવાનો કોઈનાં મોં બોલાવવા ' જેસો કૂવે ચાલ્યો ગયો. વાણિયાની દુકાને અને મહારાજની રાતની વાતે એનું મગજ ભમાવી દીધું. મારું કે મરું થયો છે.

મથુરસંગ સાથે પ્રેમચંદની દુકાનેથી ઘઉં ને ગોળ મંગાવ્યા. મજાના ઘર આખું બે દિવસ ખાય એટલા લાડુ બનાવ્યા. દુલો ને કાશી, મથુર ને હેમતસંગનાં છોકરાં સવારથી કૂદતાં હતાં.

સૌ લાડવા લઈને ખોડિયારે ગયાં ને માતાને નૈવેદ્ય ધરીને જમ્યાં.

બીજે દિવસે સાંજે હરખાબાઈ ને અણદર બધાં કામ પડચાં રાખી માથે જુવારા મૂકી રામપરે ગયાં. ઘેર ઘેર ફરવા લાગ્યાં. ગામની બીજી બેચાર બાઈઓ પણ સાથે થઈ—ગાતી જાય છે ને ફરતી જાય છે.

'આ મેઘરાજા, તારા વન્યા તો દુનિયા ડૂલી જાય છે,'
આ મેઘરાજા....'

ઘેર ઘેરથી જુવારાને પાણી પાય છે.

છેક રાત પડચે પાછી ગોકળિયે આવે છે, ને મોડી મોડી રોટલા કરીને સૌને જમાડે છે. એમ ને એમ બે ત્રણ દિવસ ચાલ્યું. અને જાણે ભક્તિથી પ્રસન્ન થઈને મેઘારાજાએ મહેર કરી! દોઢ દિવસમાં અઢી ત્રણ ઈંચ પાણી પડચું. ધરતી ને લોકનાં હૈયાં ઠરીને હિમ થયાં.

એક આખો દિવસ ઉઘાડ નીકળતાં જેસો ફરી લાખાનો બળદ પોતાનો આલવાની બોલી કરીને વાવવા લઈ આવ્યો.

જુવાર, મઠ, મગ, બાજરી, ઝાલર, દિવેલી, તુવેરો વારાફરતી ઓર્યું. બે દિવસમાં ઓરવાનું કામ પતાવી દેવાની હામ હતી. ગુલાબસિંગ નબળા શરીરે પણ સાથે જાય છે. વરસાદ પછીનો આકરો તાપ માથું ફાડી નાંખે છે. પણ એની દરકાર કર્યા વિના બાપ-દીકરો મંડી રહ્યા છે, પાછો વરસાદનો ભય છે.

અઢી દિવસે વાવણી પૂરી થઈ. બપોરે ઘેર આવીને ગુલાબે ખાટલો ઢાળ્યો.

સાંજે જેસો ઘેર આવ્યો. ગુલાબસિંગ સૂતો છે ને હરખાબાઈ પાસે બેઠી છે. કઢેલામાં દેવતા ભરીને શેક કરે છે.

'શું થયું બા?' જેસો અંદર આવ્યો.

'કે'છ પેટમાં સૂંક આવે છ ને જીવ મૂંઝાય છ. હું ના કે'તી'તી કે આજ તમે રે'વા દ્યો.'

'એવા એ કોઈનું માને નહિ પછી પડે જ ને! કાલ બપોરિયામાં ખાધા વના પડ્યા'તા. પાછા બપોર ચેડે લાગ્યા. મેં એટલી ના કઈ?'

'પછી બચારું શરીર એટલું સાંખે!'

'વૈદને બોલાવશું બા?'

'એમાં વૈદ બાપડો શું કરે! મટી જશે એની મેતે.'

જેસો બેઠો. ગુલાબસિંગને કપાળે હાથ મૂક્યો. 'શું થાય છે બાપા?'

હાથને ઈશારે, અર્ધી આંખ ઉઘાડીને કાળજામાં આંગળી દબાવી, 'અહીં બઉ દુખે છે.'

'શું કરશું બાપા?'

'ડામ દ્યો.'

'ડામ બઉ વહમા લાગશે.' હરખાબાઈ બોલી.

'ભલે, એ વના મને નહિ મટે.'

'તો તાવેથી ઊંની કર બા.'

હરખાબાઈ ઊઠી. મોટો તાવેથો લીધો. દેવતા સળગાવીને અંદર ઘગાવ્યો.

આખું ઘર બૈરાંછોકરાંથી ભરાઈ ગયું છે. હવાની લેરખી કે પ્રકાશનું કિરણ આવવા દેતાં નથી. આડી જીવતી ભીંત થઈ ગઈ છે.

'જાઓ વઉ, તમે છોકરાંને લઈને મથુરકાકાને ઘેર જાઓ.'

હરખાબાઈએ કહ્યું. ' અને બીજાં છોકરાં વેરાઈ જાઓ અહીંથી. '

અર્ધાં વેરાયાં ને અર્ધાં બાજુ પર ખસ્યાં.

તવેથો લાલઘૂમ બન્યો. કપડાથી છેડે પકડીને હરખાબાઈ લાવ્યાં.

ગુલાબે સહેજ ઊંચા થઈને ડગલું નીચેથી ઊંચું કર્યું. જેસાએ પૂછ્યું, ' ક્યાં આલવા છ ? '

' એ........અહીં. ' ગુલાબે પેટના ઉપરના ભાગમાં ડાબે પડખે આંગળી બતાવી.

હરખાબાઈનો હાથ ધ્રૂજવા લાગ્યો. જેસાએ ' લાવ મારી પાસે ' કહીને લઈ લીધો. ' લઈ લ્યો આંગળી બાપા. ' આંગળી ઉપાડી એવો ચાંપી દીધો.

ગુલાબ સુસકારો કરીને હોઠ ને આંખો મીચી ગયો. ચામડી ચરચર થઈને બળવા લાગી. લાલચોળ થઈને ઊપસી આવી. ' બીજા ચ્યાં બાપા ? '

' એ......આપા ' દાંત ભીસીને દુ:ખને દબાવતાં, જેસાએ બીજો ચાંપ્યો.

એવા ચાર ડામ ફરતા દીધા.

ડામની વેદનામાં પેટનો દુખાવો અને અંગની કળતર મોળાં પડી ગયાં.

મોડી રાત સુધી હરખાબાઈ ને જેસો બેસી રહ્યાં. પછી ગુલાબે કહ્યું, ' હવે તમે સૌ સૂઈ જાઓ, મને જરાક ઠીક છે. '

જેસો ને હરખાબાઈ થોડી વારે ઊઠયાં. ગુલાબ ડામની પીડામાં ઊંઘી ગયો.

ત્રણ દિવસથી સતત વરસાદ વરસતો હતો. ધરતી ધરાઈને તરબોળ બની હતી. ઝાડપાન નાહી ધોઈને ચમકતાં હતાં. લીલી કુંજાર બનેલી ગોકળિયાની વનરાઈમાં પંખીઓ આનંદભર્યો કલરવ કરતાં હતાં. પશુઓ લીલું તાજું ઘાસ મળવાના હરખમાં માથાં ઝુલાવતાં હતાં. ખેડૂત-બાળકો મસ્ત બનીને ખીલી ઊઠેલી કુદરતનો આસ્વાદ લેવા બહાર પડ્યાં હતાં. ખેડૂતો પણ મેઘરાજાની મહેરથી લહેરમાં આવી ગયા હતા.

પાંચ દિવસ ખાટલાવશ રહીને છઠ્ઠે દિવસે ગુલાબસિંગ હરતો-ફરતો થયો હતો. એના સુકાઈ ગયેલા ચહેરા પર સહેજ તેજ આવ્યું હતું.

છેલ્લા કેટલા ય દિવસથી ગોકળિયા પર છવાયેલી ઉદાસીનતા ઊડી ગઈ જણાતી હતી. વરસાદને લીધે સૌ કામધંધા વગર હાથ જોડીને આખો દિવસ ઘરમાં ને ઘરમાં બેસી રહે છે. કોઈ વાર મન થાય તો ચારપૂળો લાવે છે નહિતર હુક્કાપાણી પીને મોજ કરે છે.

જેસો ઉઘાડની રાહ જુએ છે. ઉઘાડ નીકળે તો તમાકુનું ખેડાય ને વાવેતર જરા જોર કરીને ઊગે, પણ વરસાદ રહેતો નથી. એમાં નવરાને ધંધાસર રાખનારો આવી પહોંચ્યો. માથે ફાટલી છત્રી, સાથળ સુધી પલળેલાં કપડાં, બગલમાં થેલો – બેલિફ કાદવ ખૂંદતો આવ્યો. સરકારી ટપાલોને જોતાં જ ગુલાબસિંગના પેટમાં ફાળ પડી. મનમાં થયું, 'આ ધગડું વળી ક્યાંથી આયું?' ખોંખારો ખાઈને જેસાને કહ્યું, 'જેહલા, આ નાયકશા'બ આયા. નવા ઘરમાં લઈ જા.'

'ક્યોં ગુલાબસિંગ, કૈસે હો ?'

'ઠીક નહિ.'

બારણામાં ઊભો રહીને બેલિફ થેલામાંથી કાગળ કાઢવા લાગ્યો. 'અંદર આવો બિલિપભાઈ.' ગુલાબે અંદર બોલાવ્યો. જેસો આવીને બારણામાં ઉંબરા પર ઊભો રહ્યો.

'લો આ સમન્સ.'

'શેનું છે આ ?'

'તમારે કચેરીમેં જાવાના છે.'

'ચ્યમ વારુ ?'

'લખડાએ દાવો કર્યો હશે !' જેસો બોલી ઊઠ્યો.

'હોય નહિ.'

'મને કે'તો'તો એવો એ.'

'પણ ઘાને વચન આલેલું છે ને એવા એણે ?'

'એ વાણિયા વળી ચે દ'ાડે વચન પાળે છ. ક્યારે જવાનું છે બાલિફ ?'

'કલ દુપેર કો હાજર હોના.'

'હું જઈશ તો હેંડશે ને ?'

'નહિ, બાપાકો જાના પડેગા.'

'હવે બાપા તે ચ્યાંથી જહે ?'

'ઠીક જેહલા, આમને લઈ જા પેલે ઘેર ને લૂગડાં બદલીને રશોઈનું કરે. સોધું આલ.'

'નહિ ઠાકોર, હમારે રામપરા હોકર બહોત ગામ જાનેકા હૈ.' ભૈયો બોલ્યો. બેલિફ મથુરા બાજુનો હતો. બારૈયાની મહેમાનગતિ ચાખી

ચાખીને તગડો થઈ ગયો હતો. મોંથી ના પાડ્યા છતાં જેસા સાથે જઈ ને ઘરમાં થેલો મૂક્યો. કપડાં કાઢ્યાં ને રસોઈની તૈયારી કરી.

જેસો મનમાં બબડતો જાય છે: 'આવાં ને આવાં લફરાં હેંડ્યાં આવે છ.' ત્યાં ગુલાબસિંગનો અવાજ આવ્યો. 'જેહલા, ભૈયાજીને ઘઉંનો લોટ, દાળ, ઘી, ગોળ–બધું આલજે ભઈ.'

'આલીશું.' બોલીને જેસો મનમાં ગણગણ્યો. 'ચાલશે. અહીં ખાવા કોદરા નહિ ને ભૈયાને ઘઉંનો લોટ ને ઘી ને ગોળ જોઈએ છ!' નનરતાં નનરતાં લાવી આપ્યું બધું. થોડી વાર થઈ ને લખમીચંદ યાદ આવ્યો. 'આખરે લખડો જાત ઉપર ગયો! પેલો મહરાજ કે'તો તો વાણિયાનો વાંક નથી. પણ કશી ફકર નહિ. બોરશદમાં બાપાની બહુએ શપારશ છ, બાપાનું શરીર બાદલું છે તે હું જ જાશ.' વિચાર કરતો ગુલાબસિંગ પાસે આવ્યો. 'બાપા!'

'ચ્યમ?'

'બોરશદ હું જાશ, તમારું શરીર બાદલું છે તે નહિ જવું.'

'સારું, તું જજે. અને જો મૂંઝાશ મા. આપણી બહુએ ઓરખાણ છે. રાવશા'બ, માજિસ્ટ્રેટ, ફોજદાર, નથુશેઠ બધા આપણે ગોકરિયે આઈ જ્યા છ.'

'કાલ તો કેશ છે. આ સૌને એકઠા થવા સારુ એક દન વે'લો જઉં તો બાપા?'

'તો સારું. પણ વરસાદ મૂઓ જંપતો નહિ ને.'

'એની કશી ફકર નહિ.'

બાપદીકરો વાત કરે છે ત્યાં પગથી માથા સુધી પલળેલાં હરખાબાઈ ને અણદર આવ્યાં. માથે ચારના ભારા. પાણી નીતરી રહ્યાં છે. ઘરમાં ભારા નાંખીને ઉંબરા પર લૂગડાં નિચોવ્યાં. 'કોણ છે જેહલા?'

'સરકારી ટપાલિયો.'

'શી સારુ આયો છે?'

'લખમીચંદે દાવો માંડ્યો છે.'

'એને વળી શો ઉધામો ઊપડ્યો મૂઆને.'

'આપણને શી માલમ? પણ તું કશી ફકર ના કરીશ.' ગુલાબસિંગે કહ્યું. 'મેં આપણી શપારશવાળાને ભારવણી કરી આલી છે, અને એટલા સારુ એક દન વે'લો જાય છ.'

'પણ આ ચોમાસાના રસ્તા ખરાબ થઈ ગ્યા હશે, વાટે પાણી ભર્યાં હશે. કોતરોમાં ચ્યમ કરીને જશે?'

'એની તારે ફકર નઈ બા, હું પોકી જઈશ.' જેસો તૈયાર થતાં બોલ્યો. પહેરણ ઉપર કોટ ચડાવ્યો. કોડારિયામાંથી ગાંડડી કાઢી. ત્રણ રૂપિયા હતા. બધા લીધા. ધારિયું લેતાં બોલ્યો, 'લાવ બા, બંગલો ચ્યાં ગ્યો?' હરખાબાઈએ ચારે કોર નજર કરી. મોટી કોઠી પાછળથી જૂની છત્રી કાઢીને આપી. 'ઠીક, હું જાઉં બાપા, બ'ાર ના નીકળતા.'

'તું વે'લો આવતો રે'જે, ને જો નથુકાકા કહે તો વકીલનો ભાવ પૂછતો આવજે.'

'સારું.'

'ને સાંજે નથુકાકાને ઘેર જમજે, ભૂખ્યો ના મરીશ.' હરખાબાઈએ કહ્યું. અણદર ભીને કપડે ધ્રૂજતી બાજુમાં અર્ધો લાજ કાઢીને ઊભી હતી. આવા ચોમાસાનું જવું પડે છે એ એને ગમતું નથી પણ શું કરે?

જેસો ચાલી નીકળ્યો. ઘર આખું જોઈ રહ્યું.

હિંમત કરીને જેસો બહાર નીકળ્યો, પણ ચોમેર ખેતરોમાં પાણી ભર્યાં હતાં. રસ્તા કાદવ અને પાણીથી ભરેલા હતા. મોરડી ને કોતરાંમાં

પાણી વહી જતાં હતાં. ધારિયાને ટેકે પગ ઠેરવતો ચાલ્યો. છત્રીમાંથી વરસાદ અંગ પલાળે છે. અર્ધોએક ગાઉ ચાલ્યો ત્યાં મોરડી આવી. પાણી થોડું હતું પણ કાદવ ઘણો હતો. ચોટણ હતું. પ્રવાહ જોસબંધ વહ્યો જતો હતો. ખેતરોમાંથી ધસ્યાં આવતાં ઝરણાં અને બાવળિયા સિવાય કશું દેખાયું નહિ. ધારિયું આગળ ખુંચાડીને પગ મૂક્યો. ધીમે ધીમે પગ મૂકતો ને ખેંચતો મહા મુસીબતે સામે પાર નીકળ્યો.

વરસાદ ચાલુ હતો. આગળ દોઢ ગાઉ ઉપર મોટું કોતર આવતું હતું. એની ચિંતા કરતાં વધારે મોટી ફિકર કેસની હતી. જેસો મનમાં અનેક ઘાટ ઘડચે જતો હતો: 'લખડો ને દીપલો જાણે છે કે એમ જમીન મળી જશે. પણ એમ સંદાની ને રામલાની લેવાય. એવા એને એમ છે કે કચારીવાળા અલાવી દેશે. પણ ખબેર નહિ કે બોરશદમેં ચેટલી શપારશ છે. એકેએકને એકડો થાઉં. એને ય ખબેર પડે કે બોરશદમેં દીપલાનું નઇ પણ ગુલાબશંગ કુબેરનું રાજ છે. મારો દીચરો બાપાને બિવાડી બિવાડીને બધી જમીં ખેંચી જ્યો. બારૈયા માતરની દબાવીને બેઠો છ. પંદર હેંગા ગામમેં આયા છે પણ બારૈયાને ભૂખ દીધી. જમીંનો ટુકડો રે'વા ના દીધો. ગુલામ જેવા કરી મૂક્યા. ઇસ્કામત જમાવી બેઠો. પે'લો મહરાજ પાછો કે'છ વાણિયાનો વાંક નહિ, શરકારનો વાંક છે. આમાં શરકાર બસારી શું કરે? પણ એને ય વાણિયા—પાટીદારનું ઊભે ગળે ખાવું, તે પછે શી સારુ ના બોલે ? એવું મીઠું મીઠું બોલતો'તો-જાણે કાલ સવારે બારૈયાનું રાજ થઈ જશે! પાછળથી બે શવાલ પૂછ્યા તાં ભઈશા'બનો ભરમ ભાંજી જ્યો. વાણિયાએ પૈશા ખવાડી રાખ્યા હશે તે ગાંધીનાં કપડાં પે'રીને આવો ઉપદેશ આલતો ફરે. લાડવા જડે એ નફામાં. પણ એમ છેતરાય એ બીજા. જેહલો તો એવા સત્તરને ટપી જાય, ખબેર છ!' ચાલતાં ચાલતાં એકલો મોં મરકાવતો જાય છે. નિર્ભયરામના વિચાર પૂરા થયા નહિ ત્યાં કેસના શરૂ થયા એક, . સરો એવો વકીલ રાખવો છે. મોટો બાલિસ્ટણ જેવો. છો બે વીઘાં જમીં વેચવી પડે, પણ સિતેરે સિતેર

વીઘાં ઘેર કરવી છે. એટલું જો પાંશરું ઊતરે તો સરગમાં બેઠા કુબેર બારૈયો રાજી થાય ને—છોકરાંનાં છોકરાં સંભારે કે ના, જેશંગ પણ ખરો!' વિચારવમળમાં ચાલ્યો જાય છે ત્યાં વરસાદ એકદમ વધ્યો. એક મોટું ઝાપટું તૂટી પડયું. જેસાની કલ્પનાસૃષ્ટિ પળવારમાં કોઈ ગરીબગરબાંનાં ઝૂંપડાંની માફક પહેલે જ ઝપાટે જમીનદોસ્ત થઈ ગઈ. વિચારો ઊડી ગયા ને પગ સરકવા લાગ્યા. છત્રી ત્રાંસી થઈ જવા લાગી. જેસો સહેજ મૂંઝાયો 'કોતરાંમાં પાણી ચેટલું હશે? વેળાસર પોકાશે નહિ તો ભારે થશે.'

અર્ધોક ગાઉ ચાલ્યો ત્યાં કોતર આવ્યું. સામી બાજુ ચારેક માથોડાં ઊંચી ભેખડો ઊભી હતી. રસ્તો પાણી અને કાદવથી ભર્યો હતો. કોતરનો પ્રવાહ મહીસાગર તરફ જતો હતો. આસપાસ કોઈ માનવી જણાતું ન હતું. ઘડીક જેસો ઊભો રહ્યો. કોઈ દેખાયું નહિ એટલે ધીમે રહીને પાણીમાં ઊતર્યો. કેડ કેડ સામું પાણી આવી ગયું. આગળ જતો ગયો તેમ જોર વધતું ગયું. પણ વધતા જોસને ગણકાર્યા વિના મજબૂત મનથી જેસો આગળ વધ્યો, અને જોતજોતાંમાં કોતરડું પાર કરી ગયો.

કપડાં ને શરીર ભિંજાઈ ગયાં હતાં. ટેકરું ચડીને ચાલવા જ લાગ્યો. રસ્તામાં પાણી ને કાદવ તો ભરેલાં જ હતાં, પણ વરસાદ જરા ધીમો પડયો.

જેસો કાદવ–પાણી ડોળતો, મનની મૂંઝવણ ડોળતો, ભીનાં કપડાં નિચોવતો, બોરસદ તરફ ઉતાવળે ચાલ્યો — છેક બપોરના ત્રણ વાગે પહોંચ્યો.

મધ્ય ચોકમાં જોડાજોડ ત્રણ દુકાનો નથુશેઠની છે. એકમાં અનાજ, ઘી, ગોળ, ખાંડ વગેરે; બીજીમાં તમામ પ્રકારનો કટલરી સામાન; ત્રીજીમાં દેશી-વિદેશી તરેહવાર કાપડ : વેપાર ધમધોકાર ચાલે છે. ત્રણે દુકાનોમાં થઈને ડઝનેક નોકરો છે. સવારથી રાત સુધી ઘરાકની ભીડ જામેલી રહે છે. વચલી કાપડની દુકાને શેઠ પોતે બેસે છે.

હમેશના નિયમ મુજબ શેઠ ઊંઘી ઊઠીને બપોરે ત્રણેક વાગે દુકાને આવ્યા. આવીને ટપાલ જોઈ લીધી. છાપા ઉપર નજર ફેરવવા લાગ્યા. છાપામાં ખેડૂતો, મજૂરો અને ગરીબોની હાડમારીઓના અહેવાલ વાંચીને શેઠ ઊના નિશ્વાસ નાંખે છે. વચ્ચેવચ્ચે મનમાં લવતા જાય છે, 'હડહડતો કળિયુગ આવ્યો છે. ગરીબોનું કોઈ નથી. સૌ પોતપોતાનો સ્વાર્થ જુએ છે. અરેરે, આ દુનિયાનું શું થશે!'

એવામાં અવાજ આવ્યો, 'કેમ નથુશેઠ?'

શેઠે છાપું બાજુ પર રાખી જોયું. ભીનાં કપડાં અને ખરડાયલા શરીરવાળો જેસો ઊભો છે.

'ઓહો જેસા, તું ક્યાંથી?'

'આ...હેંડ્યો આવું છું.'

'કેમ કાંઈ ખાસ. આવા ચોમાસામાં? કાપડ, અનાજ, ઘી–કશું લેવું છે?'

'ના, કચારીનું કામ છે.'

'તો તો તું મોડો પડચો.' શેઠે ઘડિયાળ સામે જોઈ કહ્યું.

'કેશ આજ નથી, કાલે છે.'

'ત્યારે હરકત નહિ' કહીને શેઠ પાછા વાંચવામાં મશગૂલ બન્યા.

જેસો તાકી રહ્યો. એક વાણોતર અંદરથી આવ્યો.

'કેમ ઠાકોર, તમારે શું જોઈએ?'

'કશું નહિ' કહીને જેસો જરા મોટે અવાજે બોલ્યો, 'શેઠ!'

'કેમ શું છે?'

'મને પગ ધોવા થોડું પાણી આલશો?'

'પાણી જોઈએ છે? ત્યારે બોલતા કેમ નથી. મગના!'

એક ચબરાક જુવાન આગળ આવ્યો. જા, ભાઈની સાથે જા. આપણી જૂની દુકાને લઈ જા. પગ ધોવા પાણી આપજે. બે ઘડી કપડાં બદલી આરામ કરવો હોય તો કોથળો નાંખી આપજે, સમજ્યો કે?'

'જી હા.'

'ત્યારે સામું શું જોઈ રહ્યો છે! દેખતો નથી ભાઈ ક્યારના બીને કપડે ઊભા છે?' જેસા તરફ જોઈ ને નરમાશથી કહ્યું, 'પાછા સાંજે મને મળજો.'

શેઠે વિવેક કર્યો એટલે જેસો ઊભો રહ્યો: 'શેઠ, આપણા કેશ બાબત મારે રાવશા'બને એકઠા થવું છે. નઈ પેલા તમારી હારે ગઈ શાલ ગોકળિયે આયા'તા ને કેરી-પૂરી ખાધી'તી?'

'હા હા. મને યાદ છે. બરાબર યાદ છે. પ...ણ' શેઠે ચશ્માં હાથમાં લીધાં ને ઘડીક આકાશ સામે જોઈ રહ્યા.

'એ સાહેબ તો અત્યારે કોર્ટમાં હશે. તમે એમ કરો જેસાભાઈ!'

'શું?'

'તમે સાંજકના એ બાજુ જઈ આવજો. ગુલાબસંગ કુમેરનું નામ આપશો એટલે પૂરતું છે, અને તમે કયાં નથી ઓળખતા?'

'ઓરખું છું ને, ચ્યમ નઈ? બહુએ વાર આઈ જ્યા છ.'

'બસ, એમ કરો ત્યારે. એ જ ઠીક પડશે. આવા નજીવા કામમાં હું કહું એ ઠીક નહિ, સમજ્યા ને?'

'સમજ્યો.'

'જાઓ મગન, ભઈને લઈ જાઓ.'

મગન વાણોતર આગળ ચાલ્યો. પાછળ જેસો. ગામમાં કાદવ ને પાણી ખૂંદતાં, એક ગંધાતી ગલીમાં ઉકરડા સામે આવીને ઊભા રહ્યા. મગને કૂંચીઓનો ઝૂડો કાઢ્યો. એ શેઠની તમાકુની વખાર હતી. જેસો ચોમેર જોવા લાગ્યો. ચોમાસાને લીધે બદબો બેવડી દુર્ગંધ મારતી હતી. એમાં બારણું ખૂલ્યું. પલળેલી તમાકુની ગંધ છૂટી. જેસાનું માથું ફાટયું. એ બારણામાં જ ઊભો રહ્યો.

'આવો અંદર.' મગને આવકાર આપ્યો.

'ના ભઈ, આપણે અઈં નહિ બેસવું.'

'કાં કેમ?'

'બસ. શેઠ અઈં રે' છે?'

'શેઠ તો બહારપરામાં નવે બંગલે રહે છે.'

'તો બસ, મારે અઈં નથી સૂવું. હું મારે ફાવે તાં પડી રહીશ.' જેસો ધૂંધવાતો પાછો ફર્યો.

'પગ નથી ધોવા?'

'ધોઈને પાછા બગાડવા કની?' જેસો પાછો વળ્યો.

'તમારી મરજી!' મગને બારણું બંધ કર્યું. તાળું મારીને ચાલ્યો.

'અતારે અમલદાર તો કોઈ ના મળે, ચ્યમ?'

'ના.'

'વકીલ મળે ખરા?'

'આ કરસનદાસ કાકા મળશે કદાચ.'

'ચ્યાં રે' છ એવા એ?'

'જવું છે તમારે?'

'હોવે.'

'હેંડો ત્યારે.' મગન આગળ ચાલ્યો.

એક બે પોળો વટાવીને એક જૂની ખડકી આગળ આવીને ઊભા રહ્યા. 'આ વકીલનું ઘર ને બાજુમાં ઑફિસ.'

ઑફિસ બંધ હતી. ખડકીના અંદરના ભાગમાં ઓટલા પર થોડું કોરું હતું. જેસો બહાર ઊભો રહ્યો.

'મગનદા', મને થોડું પાણી આણી આલશો?'

'હોવે.'

'અને પૂછતા આવજો શા'બ ચ્યારે આવશે?' મગન અંદર જઈને પાણી લઈ આવ્યો. લોટો આપતાં કહ્યું, 'સા'બ કલાકમાં આવશે.'

જેસાએ પિંડી સુધી પગ ધોયા. ફાળિયાને છેડેથી લૂછ્યા. કોટ કાઢીને બાજુમાં મૂક્યો. ફાળિયું ઓશીકે મૂકીને આડે પડખે થયો. 'હવે જાઓ તમે મગનદા'.'

મગન ઘરમાં લોટો આપીને દુકાને ગયો. જોતાંવેંત શેઠે પૂછ્યું, 'કેમ, સુવાડી આવ્યો?'

'એમને ત્યાં ગંધમાં ના ગમ્યું.'

'નશીબદારનો દીકરો ખરો ને! પછી ક્યાં ગયો?'

'કહાનદા'કાકાની ખડકીમાં.'

'થયું. તું તારે તારું કામ કર.' શેઠનો ચહેરો જરા ઊતરી ગયો. 'સાળી જાત તો કોળચાંની ને!'

થોડી વારે કાંઈ યાદ આવતાં વળી પાછું છાપું બંધ કર્યું. મુનીમને હાક મારી, 'છગનલાલ, આમ આવો.'

'કેમ સાહેબ?'

'પેલા રામપરાના ગુલાબ કુબેરનું ખાતે શું નીકળે છે, જુઓ જોઈએ? એનો છોકરો આવ્યો છે તે જરા તગાદો કરીએ.'

છગનલાલે ચોપડો જોયો. ખાતાવહી અને રોજમેળમાંથી આંકડો ઉતારી શેઠના ટેબલ પર રજૂ કર્યો.

શેઠે નજર ફેરવી, 'બસ પંચાશી ને પા આનો?'

'જી હા.'

'વ્યાજ ગણ્યું આ ત્રણ માસનું?'

'હા જી.'

'શું હા જી?' ચાળા પાડીને શેઠે છગનલાલને વધારે નજીક બોલાવ્યા. 'આ બધી રકમો બરાબર છે? કોણે નામું લખ્યું છે?'

'મગન મહેતો.'

'એને ક્યાં ભાન છે! તમે સુધારીને આંકડો કરી આપો. આમાં વ્યાજ સહિત સો રૂપિયા તો ચોખ્ખા થાય છે. તમે બધા એકઠા મળીને દેવાળું કઢવશો.' શેઠે બરાડો પાડ્યો. વાણોતર શેઠ ખાઈ ગયા.

છગનલાલ આંકડો સુધારવા લઈ ગયા.

શેઠ જાણે કશું ન બન્યું હોય તેમ પાછા વાંચવા લાગ્યા.

ભૂખ, થાક અને ઠંડીથી કાયર થઈ ગયો હતો છતાં જેસાને ઊંઘ ન આવી. એના મગજમાં નથુશેઠના જ વિચારો ઘૂમી રહ્યા હતા. 'ગોકળિયે આવે છે તારે એવો હા જી હા કરે છે. જાણે સાત જનમની સગાઈ ના હોય! અને અહીં મને આવકારો ય ના આલ્યો.' જેસાની નજર સામે ફાગણ મહિનાની એક સુંદર રાત્રિ તરવા લાગી. એકની એક નવી ગોદડી શેઠને પાથરી આપેલી. તાજો હોકો પોતે ભરી આપેલો. આસપાસ ગોકળિયાના સૌ ભયાઓ બેઠેલા. એવી મીઠી મીઠી વાતો કરતો'તો તે દાડે, 'હવે બોરશદ આવો તારે આપણે ઘેર જ ઊતરજો. બીજે જાઓ તો મારા સમ.' આજ મને અંધારી વખારમાં મોકલ્યો. મગનો કે' છે એને બંગલો છે. કોને ખબર છે હશે કે નઈ હોય. બળ્યો એનો બંગલો ને મૂઓ એ પૈશાદાર થતો. અઈ કોને સૂવું'તું? ચેટલીયે વાર આઈ જ્યો છું. બે કલાક રહીને નાહી જતો. આ તો ઠીક બે ઘડી...'

થોડી વારે જેસાનું મન થાક ખાવા અટક્યું. વળી પાછાં વિચારવાદળ ફરવા લાગ્યાં 'મારે બેટે, ચેવો વેપાર જમાવ્યો છે! ઘરાકની ભીડ એવી જામી'તી, એટલા નોકર–ચાકર હતા, એટલી ચીજ દુકાનમાં હતી, પણ ખાધાનો વિવેક કર્યો? તે દ'ાડે કેરીઓ કેવી પટ લઈને ઘેર મોકલી આપી'તી. આખો મહુડો કાપીને બે ગાડી લાકડાં મોકલેલાં. અને લેંબા ને પાપડીઓ ને શાકપાનનો તો હશાબ નઈ. બાપાને બહુ વશ્વા બધા ઉપર. બા ય ભોળી છે. કે' છે 'બોરશદ જઈને નથુકાકાને ઘેર ખાજે, ભૂખ્યો ના રઈશ.' અઈ નથુકાકાએ ભાણું પીરસી મૂકયું છે!'

જેસો મનમાં હસ્યો. થોડી વારે બેઠો થયો. ભૂખ ખૂબ લાગી હતી. 'ચ્યાંક સા મળતો હોય તો પીઉં.' ઊઠયો. કોટ પહેર્યો. ફાળિયું બાંધ્યું. છત્રી ને ધારિયું લઈને ચાલ્યો. વાદળ વિખેરાયાં હતાં પણ હજી સૂર્ય દેખાતો ન હતો. ઘરનું નિશાન રાખતો રાખતો

ચાલ્યો. બે ત્રણ પોળો વટાવ્યા પછી બજારનો મુખ્ય રસ્તો આવ્યો. આઠ દસ દુકાન ગયા પછી એક હોટેલ આવી. જેસો ઊભો રહ્યો.

હોટેલમાં ધમાલ મચી રહી હતી. એક મોટો પ્રાઈમસ ધમધમી રહ્યો હતો. ઉપર ચા ઊકળતી હતી. બાજુમાં મોટી સગડી ઉપર ભજિયાં તળાતાં હતાં. લોઢાની ખુરશીઓમાં મેલાં ઘેલાં કપડાં પહેરેલા મજૂર જેવા લાગતા ગામડિયા ચા, ગાંઠિયા, ભજિયાં ખાતા બેઠા હતા. ફરતી દીવાલો ઉપર મોટા અરીસા અને નાગાં ચિત્રો લટકાવ્યાં હતાં. વર્તમાનપત્રોમાંથી ફાડીને કેટલાક દેશનેતાઓના ફોટા વચ્ચે વચ્ચે ચોડયા હતા. મોટા ભૂંગળાવાળું ગ્રામોફોન કર્કશ અવાજે ગાઈ રહ્યું હતું. દસ બાર વરસના બે ત્રણ છોકરા ફાટલી ભૂરી ચડ્ડીઓ, મસોતાં જેવાં પહેરણ, અને માથામાં બેસી ગયેલી કાળી ટોપીઓ પહેરીને હુકમના અવાજ સાથે દોડતા હતા.

'એક ચા, પાશેર ગાંઠિયા, અર્ધો શેર ભજિયાં, નવટાંક ચેવડો, દોઢ પાશેર પેંડા, એક દૂધ, પાશેર પૂરી–શાક, બે ખાલી પાણી, એક સોડા, બે લેમન' આવા ઉપરાઉપરી હુકમ છૂટતા હતા. પૈસા લેનાર પાસે ટંકશાળ પડતી હતી.

જેસો પગથિયે પગ લૂછીને ઉપર ચડયો. એક ખાલી ખુરશી પર ખૂણામાં જઈને બેઠો. ચારેકોર ચકળવકળ જોવા લાગ્યો. એક છોકરો આવ્યો, 'કેમ સાહેબ, શું લાવું?'

'અચ્છેર ભજિયાં ને સાનો કોપ લાય.'

વાકય પૂરું થાય ત્યાં ભજિયાં ને ચા હાજર થયાં. જેસાએ 'જય રણછોડ' કરીને ખાવાનું શરૂ કર્યું. ખાતાં ખાતાં ચારે કોર જોતો જાય છે. 'શે'રગામમાં આ સુખ! જારે મરજી થાય તારે જે ચીજ ખાવી હોય એ ખાવા મળે. કશી ભાંજગડ નઈ: માણહને ખોટી થવાપણું ય નઈ. બે પૈસા આલ્યા કે ખાઈ લ્યો.

ખરી મજા છે! અને અચ્છેર ભજિયાં ખાઈને પાણી પીધું કે આખો દન નેકરી જાય. અને પાછા ખાતાં ખાતાં મન ગમતાં સીતર જોવા મળે.' જેસો ઊંચે જોઈને મનમાં મલકાયો. 'આ કેશની ભાંજગડ ના હોય તો એ સાર દા'ડા લેર પડે!'

કેસની વાત મગજમાં આવતાં લખમીચંદ, મામલતદાર, દાવો, કચેરી બધું યાદ આવ્યું. 'રાવશા'બને ઘેર એકડો થઉં કે કચેરીમેં?' જેસો ગંભીર બની વિચારવા લાગ્યો. થોડી વારે 'કચારી કરતાં ઘર સારું' એમ કરીને ચોમેર જોવા લાગ્યો. બાજુમાં એક કડિયા જેવો ભાઈ શાક–પૂરી ખાતો હતો, એને ધીમેથી પૂછયું:

'ભયા, આ રાવશા'બ ચ્યાં રે'તા હશે?'

'આમ ગામની ભાગોળે. મિશનવાળાની જે ઇસ્પિતાલ છે ને એની પાછળ સરકારી બંગલામાં.'

'ચેટલા વાજ્યા હશે?'

'પાંચ થશે.'

'ઠીક' ઝટપટ ગલોફાંમાં બબ્બે ભજિયાં મૂકી, ચાનો કપ ગટગટાવીને જેસો ઊભો થયો. થોડું પાણી પીને હાથ ખંખેરી નાંખ્યા. પૈસા ચૂકવી ને ભાગોળ તરફ ચાલ્યો.

'શા'બ પાંચે કચારીમાંથી નેકરતા હશે.' મનમાં બબડયો.

•

મામલતદાર સુરત તરફના અનાવલા હતા. બહુ કડક ગણાતા. ગોકળિયામાં બે ત્રણ વાર મિજબાની ચાખી આવ્યા હતા. જેસો એમનું ઘર પૂછતો આવ્યો ત્યારે કલબમાં ગયા હતા. જેસો બહાર ઊભો રહ્યો.

થોડી વાર થઈ ત્યાં સ્કૂલમાંથી રાવસાહેબના છોકરા ભણીને આવ્યા. છોકરાઓએ કોટ, પાટલૂન, કાળી ટોપી, કાળા બૂટ પહેર્યાં

હતાં. હાથમાં ચામડાની પાકીટો હતી. જેસો જોઈ રહ્યો. જેસાની નજર સામે દુલો ને કાશી ખડાં થયાં.

'ક્યાં એનાં લૂગડાં ને ક્યાં આમનાં? ક્યાં એમની શિકલ ને ક્યાં આમની? પણ શા'બ મોટો પગાર ખાય, એને શી ખોટ હોય! પગાર કોણ આલતું હશે? શરકાર, બીજું કોણ? શરકાર ક્યાંથી કાઢતી હશે? ખેડૂત પાહેથી જ તો!' જેસો વિચારે ચડ્યો. 'પેલો મહરાજ ન'તો કે'તો કે મે'નત ખેડૂત કરે ને પગાર અમલદાર ખાય. એને ભગવાને બુદ્ધિ આલી તે ક્યમ ના ખાય? બસ ભણતર સાચું છે. મારે તો દુલિયાને મોટો બાલિસ્ટર કરવો છે.' વિચારમાં ઊભો છે ત્યાં દૂરથી ઘોડાગાડી દેખાઈ. સંત્રી ટટાર થયો. જેસાએ કપડાં સરખાં કર્યાં. ગાડી નજીક આવી એટલે જેસાએ સલામ ભરી. 'સા'બ...' બોલવા જતાં એની જીભ ચોંટી ગઈ. ગાડી પસાર થઈ બંગલામાં ચાલી ગઈ.

જેસાના મગજમાં એકદમ લોહી ધસી આવ્યું. ગાડીમાં મામલતદાર સાથે લખમીચંદ બેઠો હતો. 'આ અંઈ ક્યાંથી આઈ પોકયો? હવે મારું શાનું સાંભળે? મારો બેટો, મારી યે મોર્ય પોકી જ્યો. હું શીધો કચારીમેં જ્યો હત તો સારું 'તું. એણે તો ઊંધું સત્તું સમજાવી આલ્યું હશે. પણ એક વાર એકડા તો થવું. અતારે જ જઉં. ફરી કચારીમેં જાવું મટે.'

જેસો દરવાજા તરફ ચાલ્યો અંદર જવા જાય છે ત્યાં સંત્રીએ રોક્યો.

'ક્યમ ભઈ?'

'કિધર જાતે હો?'

'શા'બને એકડા થવું છે.'

'વરધી ભેજો.'

'આલી આય જે આલવું હોય એ. કોણ ના કે' છે ? કે'જે કે રામપરાના ગુલાબશંગ કુબેરનો જેહો એકઠો થવા આગ્યો છે.'

સંત્રીએ પટાવાળા સાથે કહેવરાવ્યું, તરત જ પટાવાળો પાછો આવ્યો, 'એને કહો કે કાલ કચેરીમાં મળે.'

જેસો ઘડીભર સ્થિર થઈ ગયો. પછી બબડ્યો :

'નગુણો મારો સાળો, રોજ આઈને ગોકળિયામાં ખઈ જતો તે બાપનું ઘર હશે! સૌ સ્વારથના સગા છે. મારી સાસના, અમલદાર કયો એટલે થઈ ર્યું–માણસાઈ ન મળે. હવે બે વાત સાંભળતાં એના બાપનું શું જાત? મહરાજ કે'તો'તો એ ખરું. અમલદાર ફાટી જ્યા છ. પણ એમાં અમલદારનો વાંક નહિ. પેલા વાણિયાએ જ અવળી સાવી સડાવી. શા'બ પોતે તો ભલો છે. ઠીક છે, કાલ કચારીમેં એકઠા થઈશું.'

જેસો ભાંગેલે હૈયે રીસભર્યો પાછો ફર્યો. 'બસ, હવે કોઈને નહિ મળવું. શીધો કાંનદાહ વકીલ પાસે જઉં. ભાવતાલ પૂછીને પછી નક્કી કરું. એને ય ખબેર પડે કે ના, પડ્યા છે. કોઈ ને માથે ભૂંગળું નહિ ભાંજ્યું!'

જેસો ઉતાવળો કહાનદાસ વકીલના ઘર તરફ ચાલ્યો.

## ૧૫

**અસલી** જમાનાનું ઘર : લાકડાના મૂળ રંગના બાંકડા ને એવાં જ ખુરશી–ટેબલ: મોટા બે ચાર કબાટમાં પુસ્તકોનાં થોથાં ભર્યાં છે. ઉપર છાપાંની પસ્તીના ગંજ ધૂળ ખાય છે. વકીલ કહાનદાસ ખુરશીમાં બેઠા હતા. માથે ધારી હતી. મોટી ચોટલી હતી. શરીર

પર માત્ર સાદું ગંજીફરાક પહેર્યું હતું. શરીર અદોદળું હતું. દાંત પડી જવા આવ્યા હતા, છતાં બોલવામાં હરકત પડતી ન હતી. વકીલની ઉંમર સાઠ ઉપરની હતી.

ખોંખારો ખાઈને જેસો ઉપર ચડ્યો. વકીલે જેસા સામે જોયું. 'આવો ઠાકોર!' જેસો બાંકડે બેઠો.

'તમે જ બપોરે આવેલા, કેમ?'

'જી હા શા'બ'

'કહો, શું કામ છે?'

'અમારી ઉપર દાવો થયો છે.'

'કોણે કર્યો છે?'

'વેપારીએ.'

'જૂનું લેણું છે કે નવું?'

'જૂનં ને નવું બે ય, શા'બ. મૂળ તો જમીન અમારી, પછી મારા બાપાએ દેવા પેટે ઘરખૂણે લખી આલી. એનું દાણુ ના ભરાયું. વરહાં ખરાબ આયાં ને મારાં લગનનું ખરચ થયું.'

'સમજી ગયો. તમારી જમીન નહિ જાય. કહો, ક્યારે કેસ છે?'

'કાલે.' જેસો હરખમાં આવીને બોલ્યો.

'મને વકીલ રાખવો છે?'

'હા. ચેટલા પૈસા લેશો?'

'તમે આપશો એટલા.'

'તો ય, ખબર પડે ને?'

'કેટલાનો દાવો છે?'

'પાંચસેં સાતસેંનો.'

'ત્યારે દસ પહેલાં, ને વીશ પછી.'

'તો મારા બાપાને વાત કરીને તમને કહીશ.'

'હજી પૂછવાનું બાકી છે?'

'હાસ્તો, પૈસા હજી લાવવાના છે.'

'ઠીક, મરજી પડે ત્યારે આવજો. પણ કાલ કેસ છે એટલે આજ નક્કી થઈ ગયું હોત તો સારું હતું...પણ કશી હરકત નહિ.'

જેસો સલામ કરી નીચે ઊતર્યો. મનમાં વિચાર કરતો ચાલ્યો: 'નહિ, માણસ લાયક છે. કેવો સાનમાં સમજી ગયો! અનુભવીને કોઈ ના પોકે. હેંડો, નિરાંત થઈ. અમલદાર છો ના મળ્યો. હવે લખમીચંદ છો ઊંચો થઈને પછડાય.'

નથુશેઠની દુકાને આવ્યો. શેઠ હિસાબ તપાસતા હતા. જેસાને દૂરથી આવતો જોયો. નજીક આવ્યો કે તરત પૂછ્યું, 'કેમ, આવી પહોંચ્યા?'

'હા.'

'શું કર્યું?'

'વકીલનો ભાવ પૂછી લીધો.'

'સારું. કોનો પૂછ્યો?' શેઠે હસવું દબાવ્યું.

'કાનદાસ કરીને છે.'

'ઓળખ્યા. બહુ સરસ માણસ છે. હવે મળે ત્યારે આપણું નામ આપજે. રાત રોકાવું છે ને?'

'છૂટકો છે કાંઈ?'

'મગન જા, ભઈને આપણે બંગલે લઈ જા.' મગન ચટ લઈને ઊભો થયો. બહાર આવ્યો.

'ઊભો રે'એ, નાસે છે કયાં ભૂતની માફક?' શેઠે ભમ્મર ચડાવી. 'સાંભળી લે એક વાર. બપોરની જેમ આડું ના વેતરતો. જો જેસાભાઈ

આપણા ખાસ આસામી છે. એમને ઘેર ખુલ્લામાં સૂવાની ટેવ છે તેથી અંધિયારમાં નહિ ગમે. આપણી દરવાજા પાસેની ઓરડીઓ-માંથી એમને ઠીક લાગે એમાં પાથરી આપજે. પાણીનું વાસણ મૂકજે. તારી કાકીને કે'જે સારું પાગરણ કાઢી આપે, સમજ્યો ?'

'જી હા.'

'લ્યો જાઓ જેસાભાઈ.'

'તમે તો મોડા આવવાના, કેમ શેઠ ?'

'હા. સાચે ભૂલ્યો, તમે જમવાનું શું કર્યું ?'

'મારે ખાવું નહિ.'

'એમ ચાલે કાંઈ ?'

'નહિ શેઠ, હું ખરું કહું છું.'

'અરે વાત છે કાંઈ ! અમે તમારે આંગણે આવીએ ત્યારે તમે અર્ધા થઈ જાઓ અને અમે કાંઈ ના કરીએ તે ચાલે ?'

'પણ મને ભૂખ નથી. મારું માથું દુખે છે. મેં નાસ્તો કર્યો છે.'

'તો ગરમાગરમ ચા પીઓ. મગન, એક સારો ચાનો કપ રસ્તામાં આપણા શામજીની હોટેલમાં ભાઈને પાતો જજે.' મગન ને જેસો ચાલ્યા. શામજીની હોટેલમાં ચા પીને બંગલે આવ્યા.

સડકને જમણે પડખે, ગામથી દૂર, સુંદર નવો બંગલો શેઠ નથુભાઈ ખીમચંદની કીર્તિ ફેલાવતો ખડો હતો. વાદળી રંગનો બંગલો બેઠા ઘાટનો છતાં ભભકાબંધ હતો. દરવાજા ઉપર નાજી વેલ ચડાવી હતી. દરવાજાથી બંગલા સુધી રસ્તાની બન્ને બાજુ ઝાડના રંગનાં પીપ મૂકયાં હતાં. અંદરના ભાગમાં આરસ જડીને કઠણ હૈયાના માનવીને નાજુક બનાવવાનો કીમિયો કર્યો હતો.

બંગલામાં પેસતાં જેસો જરા ખમચાયો.

'ચાલો ચાલો,' પાછળથી મગનલાલનો અવાજ આવ્યો. દરવાજા

પાસે ચોકિયાતને સૂઈ રહેવાની કોટડીઓ હતી. તેમાંની એકમાં જેસાને બેસાડ્યો. મગને અંદર જઈને શેઠાણીને કહ્યું, 'મહેમાન માટે પાગરણ જોઈએ છે. બતાવો, લઈ જાઉં.'

શેઠાણીએ હાથ લાંબો કરીને મોટે જાડે અવાજે કહ્યું, 'જા, બહારની દાદર નીચેની કોટડીમાંથી કંતાનનું ગાદલું લઈ જા. ક્યાંના, ગામડાના છે ને!'

'હા.'

'બસ ત્યારે, લઈ જા. ઓઢવા માટે જોઈએ તો ત્યાં જ ઉપર કાળા ધૂંસા પડ્યા હશે, આપજે.' મગનલાલે કંતાનનું સૂરણ-બટાટા થઈ ગયેલું ગાદલું અને જૂનો ઘાટી વાપરે તેવો ધૂંસો લઈને જેસાને આપ્યાં. પાણીને માટે માટીનો ઘડો ને લોટકો મૂક્યા.

'હવે કંઈ જોઈશે?'

'ના, કશું નઈ' જેસો હોઠ બીડીને બોલ્યો.

મગનલાલ ગયો. જેસાએ પગ ધોયા. ઓરડીમાં આવીને પગથી ગાદલું ખૂણામાં હડસેલી મૂક્યું.

'ચ્યમ જાણે અમે ગાદલું દીઠું ના હોય! એને મન ઢેઢ-ભંગ્યા હશે! મારી સાસનો, શેઠે તો કયું'તું, ઠાકોર ખાશ આપણા આશામી છે. સારું પાગરણ આલજે. આ મગનો જ છે જે છે એ. બપોરે અંઈ ના લાયો ને વખારે તેડી જ્યો. ચેટલો ઠપકો આલ્યો'તો શેઠે! અતારે આવે તારે એની વાત છે.' જેસાએ ફાળિયું પાથર્યું ને કોટ ઓશીકે મૂક્યો. 'હે રામ' કરીને આડો પડ્યો.

પડ્યો પડ્યો વિચારે ચડ્યો: 'બંગલો બાંધ્યો છે ને પણ! શી કળા કરી છે! મંઈથી વેલ્યો ગૂંથી છે ને ચીતર કાઢ્યાં છે. વાદળ સાથે મળી જાય માટે ઉપર વાદળી રંગ કર્યો છે. શા સારુ ના કરે? ભાગ-શાળીને શી ખોટ! બાપા એક વાર વાત કરતા'તા કે આ નથુશેઠ નાનો

હતો ત્યારે ડુંગળી ને જામફળ વેચવા રામપરે આવતો. લૂગડાંનું ઠેકાણું ન'તું. ત્રીહ ચાલીહ વરહાંમાં તાલેવંત થઈ જ્યો. ભાગ્યની વાત છે.' થોડી વાર થઈ ને વિચારે પલટો ખાધો. 'પણ એમાં ભાગ્યની વાત શાંની? ગરીબ બારૈયાને આડુંઅવળું સમજાવીને દેણામાં ઉતાર્યા, ને પછી જમીં લખાવી લીધી. એમ કરતાં મોટો જમીનદાર થઈ જ્યો. અમસ્તા આટલા રૂપિયા ચ્યાંથી એકઠા થઈ જાય? જેને ઘેર સો સો વીઘાં હતી એવા ઠાકોર ભાયડા આગળ વીઘું દોઢ વીઘું ય માંડ રહી, ને આની આગળ પાંચસેં સાતસેં વીઘાં. ફરતા બાર બાર ગાઉમાં બધાને શાફ કરી નાંખ્યા મારે બેટે! પેલો મહરાજ ચોવટ કરતો'તો, એવા એને અઈં તેડી આવવો જોઈં છ. પણ એવો એ બધું જાણતો હશે. એની ધાંન બહાર નઈં હોય. પૈશા આલીને રાખેલો. નઈતર બારૈયાના દીકરાને ધારિયાં મૂકી દેવાની વાત કરે? હવે તો બશ એમ જ કરવું છે. બારૈયાને ગરીબ કહેનાર છે કોણ? જેના હાથમાં ધારિયું હોય એવો એ ગરીબ શાંનો? બાબરિયો ને ડાહ્યોભાઈ ફોજદાર બારૈયા ને પાટણવાડિયા જ હતા ને? ડાભલો ને અજુડો ય બારૈયા જ હતા. પણ એક વાર એવા એમણે ગાયકવાડ ને અંગરેજ બેઉને તોબા પોકરાવી. એનું નામ મરદના દીચરા. એક શેજ અન્યા' ના સાંખે. તો પછી મારે ય અન્યા' શા સારુ સાંખવો? લખમીસંદ ને પ્રેમસંદ, રામજી ને નથુશેઠ સૌ ગામ મૂકીને નાહી જાય. બચારા રામાનાં, ચંદાનાં, રવલાનાં—એકે એકનાં છેતરાં દબાવીને બેહી જ્યા છ તે-જાણે બાપાની જમીં ના હોય!'

એ વખતે બાબાગાડીમાં નથુશેઠના કપૂરચંદના નાના છોકરાને સુવાડીને આયા દરવાજામાં પેઠી. જેસાની નજર પડી. માથે મોટી ફૂમતાવાળી ગરમ કાનટોપી, રેશમી ફરાક ને નાની લંગોટ. સુંદર, નિર્દોષ બાળક ખિલખિલાટ હસી રહ્યું હતું. જેસાની નજર સામે મથુરશંગ ને રામશંગનાં છોકરાં તરી આવ્યાં. 'બચારાંને પે'રવા કપડાં ય નહિ. દુલિયાને તો ફાટલી તંગડી યે છ. આ તો સાવ

નાગોપૂગો ફાટલો કોટ પે'રીને જાય છ. અને નાનાં છોકરાં! જમની-કાકી બચારી કામમાંથી પરવારે તો રમાડે ને! નાની છોડીને તો મોંએથી માંખ ઉડાડવાની ય સોં નહિ. હાથ પગ દોરડી ને પેટ ગાગરડી થઈ જઈ છ.' જેસો વિચાર કરી રહ્યો છે ત્યાં બંગલામાંથી નથુ-શેઠના દીકરાની વહુ બહાર નીકળી. કાનમાં એરીંગ, પગમાં ઝાંઝર, ગળામાં સોનાની સાંકળી, હાથમાં સોનાની ઘૂઘરીઓવાળી બંગડીઓ, રંગીન કિનારની ઝીણી સાડી–જેસાએ સામે જોયું ને નજર ફેરવી લીધી.

નાની શેઠાણીએ 'બાબા'ને તેડી લીધો. બચી ભરીને ઉછાળતી ઉપર ચાલી ગઈ.

જેસાની નજર સામે અણદરનું મોહક મુખ અને એકીટશે નીરખી રહેલી આંખો તરી આવ્યાં. જાણે કહેતી ન હોય, 'અમને કડું કરાવી આલીશ ના?' જેસાએ નિશ્વાસ મૂક્યો. 'કડું તે ચ્યાંથી કરાવી આલે? કોઠીમાં કોદરા ય થઈ રે'વા આયા છ. અરે રણછોડરાય! પણ એને ઘરે ય સો મણ તેલે અંધારું લાગે છ. જો મારો વ'લો એક વાર દીપાશેઠ પાસેથી બધી જમીં અલાવે તો પછી જોઈ લ્યો. પાંચ વરહ સુધી તમાકુ વાવીને કરજમાંથી છુટ્ટો થઈ જઉં ને હજારની મૂડી કરી લઉં. બાપાએ સૌને ઊભે ગળે ખવરાવ્યું. હું તો કોઈને એક પાઈ ના આલું. આંગણે ઊભા રે'વા ના દઉં. ગામમાં જમીં રાખું. ઈંટેરી મકાન સણાવું. બળદની નવી જોડ લઉં. એક ઘોડી. અણદર ને કાશી સારુ સોનાનાં ઘરેણાં. દુલિયાને રંગીન ટોપી ને નવી તંગડી ને કોટ-ખમીશ. ગામમાં કાયમી ઘર કરી લઉં. પાંચ માણહમાં બેહવા થાય. દેવદર્શને જવાય. ભૂતની માફક ઢોર સાથે છેતરાંમાં પડયા રહીએ એમાં બુદ્ધિ ય ઢોર જેવી જ થઈ જાય ને! મથુર-કાકા ને રામશંગ છેતી સંભાળે. મારે ગામનું ને પરગામનું ટાંપું કરવાનું. એક વાર તો કુબેર બારૈયાને ભુલાવી દઉં.'

જેસો આસમાની સુલતાની રચવા લાગ્યો. એ વખતે શેઠના છોકરાંઓ ઉપર રવેશમાં એકઠાં થયાં. રંગીન કઠેડાવાળા રવેશમાં આરસની લાદી પથરાવી હતી. નેતરની ચાર પાંચ ખુરશીઓ નાંખી હતી. છોકરાંઓ ખુરશીઓમાં ગોઠવાયાં. વચ્ચે ટેબલ પર મોટું અમેરિકન ગ્રામોફોન મૂક્યું. રેકર્ડ ચડાવી. ગાયન શરૂ થયું. 'એક બંગલા બને ન્યારા......એક બંગલા બને ન્યારા........' સુપ્રસિદ્ધ સિનેમાનટ સાઇગલનું છોકરાંઓનું પ્રિય ગાયન અભિનય સાથે સૌ ગાવા લાગ્યાં. જેસો બહાર આવીને બેઠો. સાંભળવા લાગ્યો. માથું ડોલાવતો મનમાં ગણગણવા લાગ્યો. રેકર્ડ પૂરી થઈ રહી. જેસો બબડ્યો 'મારે બેટે, બંગલાની કવિતાઓ બનાવી છે. બંગલામાં રહે એને બંગલાની જ કવિતાઓ સૂઝે ને! હોટેલવાળા કરતાં આ તાવડીવાજું સારું લાગે છે. જો જમીં મળે તો એક તાવડીવાજું ય લેવું છે.'

એ વખતે શેઠનો નાનો દીકરો કાંતિલાલ મારતી સાઇકલે દરવાજામાં પેઠો. જેસાએ જોયું અને વિચાર સાથે વિચાર મેળવી લીધો. 'બસ એક સાઇકલ પણ રાખી લેવી છે. ખેતરાંમાં ને દડમાં હેંડશે તો નઇ પણ એવું ના હેંડે ત્યાં ખાંધે મેલી લઇશું. બોરશદ જવું આવવું હોય તો બે કલાકમાં સપાટો. પછી અણદરને છેતરે ભાત આલવા ય ના આવવું. ઘેર આવીને ખાઈ જઉં. બે ઘડી સૂઈને પાછો ખેતરાંમાં. અત્યારે શું કરતી હશે? હું અહીં બંગલામાં બેઠો મોજ કરું છું. એ બચારી રોટલા કરતી હશે. ચોમાસાનું ચૂયું હશે તે લાકડાં સળગતાં નાઇ હોય ને ફૂંકતી હશે! ખેડુની તે કાંઇ જિંદગી છે? મે'નત કરીને મરી જાય તોય એને કશું સુખ ના મળે.'

નિસાસો નાંખીને ઊભો થયો.

ઉપર રેકર્ડો વાગ્યા કરતી હતી પણ જેસાનું મન પાછું હઠી ગયું. ઓરડીમાં પાછા આવતાં બગીચા તરફ નજર ગઈ. શેઠના મોટાભાઈ બાંકડા પર બેઠા બેઠા માળા ફેરવતા હતા. જેસો ગણગણ્યો:

'બાપાનું શરીરે ય હવે બાદલું થઈ જ્યું છે તો ય ચેટલું કામ કરે છ! આવતી શાલથી એમને મુદ્દલ કામ નહિ કરવા આલવું.'

ઓરડીમાં જઈને સૂવાનો વિચાર કરે છે ત્યાં પાછળથી અવાજ આવ્યો, 'કેમ જેસાભાઈ?'

'સારું શેઠ, આઈ જ્યા તમે?'

'હા, જુઓને. અમારો ધંધો બહુ આકરો છ. સવારથી રાત સુધી માથાફોડ – તમારા જેવું છ.........' ખીસામાંથી કાગળ કાઢીને આપતાં બોલ્યા. 'લ્યો આ તમારો આંકડો.'

'શાનો છ?'

'તમારો હિસાબ, વધારે નથી. સોએક રૂપિયા હશે.'

'એટલા બધા ચ્યાંથી થઈ જયા?'

'જુઓને, અંદર વિગત લખેલી છે; અને હમણાં ઉતાવળ નથી. નિરાંતે દિવાળી લગભગ આપજો.'

'આ તો નવા વરસનું વ્યાજ ન ચડે માટે, સમજ્યાને?' જેસો કાગળ સામે જોઈ રહ્યો. એના મગજમાં હતું કે પચ્ચીસ ત્રીસ હશે.

'ઠીક બેસો જેસાભાઈ, પાગરણ આવી ગયું ને?' જવાબની રાહ ન જોતાં, શેઠ બંગલામાં ચાલ્યા ગયા.

જેસો અંદર વીજળીબત્તીને અજવાળે આંકડાની રકમો ઉકેલવા લાગ્યો, પણ કશી સમજણ પડી નહિ. એનું મગજ વધારે તપ્યું. 'મારે સાસને, કોણ જાણે શું યે લછ્યું છ. કે' છે દિવાળીએ આલજો. દિવાળીએ ચ્યાંથી આલે? હજી તો વકીલને આલવા પડશે. દીપલાનું દાંણ આલવું પડશે. તાં પાછો શરકારનો હપ્તો આઈને ઊભો રે'શે આમાં ચ્યાંથી પૂરું થાય. સોનાનાં ડૂંડાં પાકે તો ય ના ભરાય.'

વિચારમાં ને વિચારમાં ફળિયા ઉપર સૂતો.

બંગલામાંથી છોકરાંઓના અટ્ટહાસ્યનો અવાજ વારંવાર સંભળાતો હતો.

જેસાની ઊંઘ ઊડી ગઈ હતી. માટીનાં ઢેફાંમાં વાછટ અને ચૂવાથી ભિન્જાઈ ગયેલા ઝૂંપડામાં પડ્યા ભેગો સૂઈ જનાર જેસો મોડી રાત સુધી ઊંઘી ન શક્યો.

કરવા જેવા અને ન કરવા જેવા અનેક વિચારો એના તપી ગયેલા મગજે કર્યા જ કર્યા: 'મહરાજ કે'તા'તા કે ધારિયું વાપર્યે સુખી નઈ થવાય. પણ બારૈયાની જીવાદોરી આ ધારિયું જ છે.'

જેસાના મગજમાં એક જ વિચાર ઘૂમી રહ્યો.

## ૧૬

જેસો મોડો સૂતેલો તોપણ વહેલો જાગી ઊઠ્યો. વકીલને આપવાના પૈસા નથુશેઠ પાસે માગવા કે નહિ એનો વિચાર કરવા લાગ્યો. પણ રાતે શેઠે તાકીદની ઉઘરાણી કરેલી એ વિચાર આવતાં મન પાછું પડી ગયું. ચાપાણી પીવા રોકાઈશ તો ફરી ઉઘરાણી કરશે એ બીકે ઊઠીને તરત બહાર નીકળ્યો.

બજારમાં એક હોટેલમાં ચાનો કપ પીવા બેઠો. પીતાં પીતાં વિચાર આવ્યો, 'એકાદ બીજા વકીલનો ભાવ પૂછી રાખ્યો હોત?' વિચાર આવતાં જોડેના એક જણને પૂછ્યું, 'હેં લ્યા, આ ગામમેં મોટા વકીલ કોણ?'

'ધરમદાસ પટેલ.'

'એ વળી ક્યાંનો?'

'અહીંનો.'

'એવો એ ક્યાં રે' છે?'

'દેસાઈપોળમાં.'

ચા પીને જેસો દેસાઈપોળ શોધતો ચાલ્યો. કલાકેક રખડીને આખરે પોળ શોધી કાઢી.

બોરસદની દેસાઈપોળના શણગાર જેવી ત્રણ માળની રંગીન હવેલી વકીલ ધરમદાસ ઈશ્વરદાસની હતી. મોટા રસ્તા પર પડતા નીચલા ભાગમાં ભભકાબંધ ઑફિસ હતી. ઑફિસ ખોલીને નોકર વાળતો હતો.

જેસો બહાર ઊભો રહીને જોવા લાગ્યો.

ભીંતે ગાંધીજી, જવાહર, વલ્લભભાઈ વગેરે દેશનેતાઓના મનોહર ફોટા લટકાવ્યા હતા. તાજા વાર્નિશ દીધેલા બાંકડા, ખાખી કવર ચડાવેલા સોફા, નેતરની મોટી ખુરશીઓ, વચ્ચે ટેબલ પાસે ચકરડી-ખુરશી ખાસ વકીલસાહેબ માટે મૂકેલી હતી.

જેસો અંજાઈ ગયો. મનમાં થયું, આને ક્યમ પોકે પેલો? સાત અનુભવી હોય તો ય આની આગળ પાણી ભરે. વિચાર કરતો ઊભો છે ત્યાં આદના ટકોરા પડ્યા. વકીલસાહેબ મેડી પરથી નીચે પધાર્યા. આવીને ખુરશીમાં બેઠા. ડાંડલી વિનાનાં સોનેરી ફ્રેઈમનાં ચશ્માં, દાઢી મૂછ સાફ, સેંથો પાડીને ઓળેલ બાબરી-ચાલીસેક વર્ષની ઉમર હતી. બંગાળી રેશમનું હાથકંતામણનું ઝીણું હાફ શર્ટ પહેર્યું હતું. ગરમી ન હતી છતાં વીજળિક પંખો ચાલુ થયો.

જેસો ઉપર ચડવાનો વિચાર કરે છે. શું બોલવું, કેટલા પૈસા માગશે એની મનમાં ગોઠવણ કરે છે ત્યાં એક બે અસીલ આવ્યા—તદ્દન ગામડિયા પાટીદાર જેવા. સલામ કરીને બેઠા. વકીલે સલામ ઝીલી સોફા તરફ હાથ કર્યો. બન્ને બેઠા.

જેસાને જરાક હિંમત આવી. પગથિયાં પર લટકતી લોઢાની સાંકળને અડકયા વિના ઉપર ચડી ગયો. ડાબા હાથમાં ધારિયું પકડી જમણે હાથે સલામ કરી. વકીલ સહેજ આડું જોઈને બીજા ભાઈ સાથે વાત કરવા લાગ્યા.

જેસો ઘડીક બાજુ પર ઊભો રહ્યો, પછી ખોંખારો ખાઈને બોલ્યો, ' સા'બ. '

' કેમ ભાઈ, કયાંથી આવો છો ? ' મીઠાશભર્યા કોમળ અવાજે ધર્મદાસ બોલ્યા: ' આવો ની ! ઉપર બેસો. પરભુદાસ આ બાજુ આવો, ઠાકોરને બેસવા દો. ' જેસો ટટાર છાતી રાખીને ઉભડક બેઠો.

' પહેલાં આ લોકોનું બે મિનિટમાં પતાવી લઉં ' કહીને વકીલ, આગળ બેઠેલા ગરીબ પાટીદાર જેવા લાગતા ગૃહસ્થ તરફ ફર્યા. ' જુઓ ત્યારે પટેલ, તમારો આખો કેસ મેં ધ્યાનપૂર્વક વાંચ્યો. તમે લખેલી હકીકત જો ખરી હોય........'

' તદ્દન ખરી છ સા'બ. '

' હાં, તો તમારા કાકાના દીકરા જે જમીન પચાવી પડયા છે તે જમીન તો તમને મળશે જ, પણ છેલ્લાં સાત આઠ વર્ષથી પાક એ લે છે તે બદલ અમુક રકમ પણ મળશે. '

' ઓહોહો શા'બ, તો તો તમારા જેવો પરભુ ય નઈ. '

' બસ ત્યારે, હવે તમે જાઓ. બાર વાગે કોર્ટમાં મળજો. મારા વકીલપત્રકના પાંચ ને અત્યારની સલાહના વીશ મળી કુલ પચીસ રૂપિયા આપતા જાઓ. કેસ હાથમાં લીધા પછી કેસના રૂપિયાના હપ્તા પાડી નાંખશું. '

પટેલે ગુંજામાંથી તમાકુ ભરવાની કપડાની કોથળી કાઢી. તેમાંથી નોટો અને રોકડ ગણી ગણીને ટેબલ પર મૂકવા લાગ્યો. આના પૈસા સુદ્ધાં ગણ્યા ત્યારે પચ્ચીસે માંડ પહોંચાયું. છ પૈસા પાછળ વધ્યા. એ

નાસ્તો કરવા રાખી બાકીના ગણી આપ્યા. પાંચ પાંચની ચાર નોટો, ચાર રૂપિયા રોકડા, અને એકનું પરચૂરણ ધ્રૂજતે હાથે ફેશનેબલ ટેબલ પર જડેલા જાડા કાચ પર ગણી આપ્યા. છેલ્લા ૭ પૈસા હાથમાં રાખીને કહે, 'આ અત્યારે મારે ચવાણું લેવાના.'

'અરે, ૭ પૈસે શું થાય? લ્યો બે આના વધારે લઈ જાઓ.'

'ના રે, આટલા તો ઘણા. પાછા તમારે હશાબમાં ખૂટે ના!'

'કશી હરકત નહિ: આ બે આનાનું મારા વતી કાંઈક લેજો.'

'ઠીક સારું, રામરામ. હવે શા'બ તમારે આશરે છીએ.'

'કશી ફિકર ના કરશો હવે. સવા મણની સેજમાં સૂઈ જાઓ.' પટેલ ફરી સલામ કરી ચાલ્યા ગયા.

વકીલસાહેબે ચશ્માં કાઢી મોં લૂછ્યું. 'હં...બોલો ઠાકોર, હવે તમારી વાત કરો. જુઓ, ટૂંકમાં પતાવો, મને વખત નથી.'

'હું રામપરેથી આવું છું.'

'હા, શું નામ?'

'જેહો.'

'બોલો જેસાજી, શું કામ છે?'

'અમારા પર એક દાવો થ્યો છે.'

'કોણે, તમારા કોઈ સગાવહાલાએ કર્યો છે?'

'ના, વેપારીએ.'

'કેટલા રૂપિયાનો છે?'

'પાંચશેં સાતશેંનો.'

'તમારું કહેવું એમ છે કે એ લેણું ખોટું છે, કેમ?'

'ના શા'બ, ખોટું તો કેમ કહેવાય? લેણું સાસું પણ ધીરે ધીરે ભરશું.'

'નહિ ઠાકોર, ત્યાં જ તમારી ભૂલ થાય છે. લેણું વધારેલું હોય છે. વ્યાજ વગેરે ખોટી રીતે ગણેલાં હોય છે. ચીજ વસ્તુના ભાવ વધારે માંડ્યા હોય છે, અને દાણની રકમ દોઢી બમણી કરી નાખી હોય છે.'

'એવું તો ખરું શા'બ.'

'બસ ત્યારે જુઓ, તમારી વાત સમજાઈ ગઈ. તમારા પાંચસે સાતસેમાંથી સો બસો ખરા નીકળશે, બાકી ખોટા ઠરાવશું અને સો બસોમાં પણ કાંધાં કરાવીશું. બસ રાજી?'

'બસ શા'બ ..અને એક બીજી વાત કરવાની છે.'

'બોલો, જરા ય મૂંઝાયા કે અચકાયા વિના બેધડકપણે બોલો.'

'મૂળ સિત્તેર વીઘાં જમીં અમારી હતી. એમાંથી દેવાં પેટે મારા બાપાને આડુંઅવળું સમજાવી આજ ફક્ત બાર વીઘાં અમારા હાથમાં રહી છે. એ પાછી મેળવવી છ શા'બ.'

'એ જરા મુશ્કેલ છે ઠાકોર.' ધર્મદાસે આંખ ઝીણી કરી.

'પૈસા થોડાક વધારે લેજો, પણ આટલું કામ પાર ઉતારી આલો. સૌનાં ઉતારો ને અમારાં ચ્યમ નઇ?'

'ઠીક ચાલો, એનું પણ કરશું, પણ મારી વકીલ-ફીના રૂપિયા પચાસ આ રોકડ લેણાના કેસના, અને બસો જમીન બાબતના કેસના થશે.'

'આલીશું શા'બ. અમારાં આટલા રૂપિયા ને જમીન અલાવશો પછી ચ્યમ નઇ આલીએ?'

'એમાંથી હમણાં પચીસ અત્યારે જ આપવા પડશે. કેસ આજે છે ને?'

'હાલ તો મારી કને નહિ. બે દા'ડા ચેડે આલી જઈશ.'

'એ નહિ બને.'

'પણ બે દનમાં શું શા'બ?'

'એક મિનિટ પણ ના ચાલે.'

જેસો જરા ઢીલો પડી ગયો. જેસા સાથે વાત ચાલતી હતી ત્યાં બીજા બે અસીલ આવીને બેઠા હતા. જેસાની પાછળ નજર કરીને, 'હાં કેમ ભાઈ? તમે આમ આગળ આવો. ઠાકોર, તમે જાઓ ભાઈ. પૈસા લઈને આવો. ગામમાં કોઈ વેપારીની ઓળખાણ છે કે નહિ?'

'હોવે, બહુએ છ, ચ્યમ નહિ. આ નથુશેઠને બંગલે ઊતર્યા છીએ.'

'ત્યારે ભલા આદમી શા માટે મૂંઝાય છે, લઈ આવ ખાતે મંડાઈને.'

જેસો ઊભો થયો. નીચે ઊતરીને ઊભી બજારે ચાલ્યો. 'ક્યાં જવું હવે? શેઠ કને તો નહિ માગવા. બાપાને બહુ વશ્વાહ બધાનો, ઘા કનેથી પચ્ચા' રૂપિયા લઈને સાથે લાગ્યો હોત તો ધડ ચાંપી આલત' થોડી વારે વિચાર સ્ફુર્યો. 'હજી માજિસ્ટ્રણને મળ્યો નહિ. એની પાસે જ કેશ હેંડવાનો. તારે એને એકઠો થઉં. એ લેનમાં વરતનારો છે. કદાચ વગર પૈસે કામ થઈ પણ જાય.'

મેજિસ્ટ્રેટનું ઘર પૂછતો ચાલ્યો.

મેજિસ્ટ્રેટ શાંતિપ્રસાદ નાગર ગૃહસ્થ હતા. એમ. એ. એલ. એલ. બી. થયા હતા. બહુ મીઠાશથી વાત કરતા. ભલમનસાઈ દેખાડતા અને મળતાવડા સ્વભાવના મનાતા હતા. તાલુકામાં આવ્યા ચાર વરસ થયાં હતાં. માનપાન સારું હતું. રામપરા ગુલાબસિંગના એક વાર મહેમાન પણ થઈ આવ્યા હતા.

જેસો ઘર પૂછતો આવ્યો ત્યારે પૂજામાંથી ઊઠતા હતા. હીરકોરી રેશમી પીતાંબર પહેર્યું હતું. ઊજળા શરીર પર ધોળું બાસ્તા જેવું ઉપવીત પૂરું જણાતું પણ ન હતું. કપાળમાં નાનું ત્રિપુંડ, વચ્ચે કંકુનો

ચાંદલો હતો. માથે વાળ ઓળેલા હતા. ચાબખડીનો અવાજ સાંભળીને પટાવાળો અંદર આવ્યો. 'સાહેબ કોઈ...'

'કેમ ?'

'કોઈ મળવા આવેલ છે.'

'કોણ છે ?'

'ગામડાનો બારૈયો લાગે છે.'

'એને કહે અત્યારે સાહેબ જમવા બેસે છે. સાડા અગિયારે કોર્ટમાં મળે.'

પાછળ બારીની ઊંચી જાળીમાંથી સાહેબનો અવાજ સાંભળી જેસાએ મોટે સાદે બૂમ મારી. લાંબે વખતે મળેલા ભાઈબંધને જોઈને હર્ષાવેશમાં આવી જાય તેમ મોટે અવાજે બોલી ઊઠ્યો :

'શા'બ, એ તો હું છું, રામપરાના ગુલાબશંગ કુબેરનો જેસલો.'

જેસાનો અવાજ સાંભળ્યો ન હોય તેમ ચાબખડીઓના પટાકા બોલાવતા સાહેબ બાજુના ઓરડામાં ચાલ્યા ગયા. જતાં જતાં પટાવાળાને કહેતા ગયા, 'એને કહી દે કે કોર્ટમાં મળે, નકામો બૂમો ના મારે.'

પટાવાળો દરવાજે આવ્યો. બારી ખોલીને કહ્યું. 'એ...ઈ અહીં આવ. સા'બ જમવા બેસે છે. બાર વાગ્યા કેડે કોર્ટમાં મળજે.'

બારણું બંધ થયું. જેસો બહાર ઊભો થઈ રહ્યો. એનું મગજ તપી ગયું. ધારિયાને એક ગોદે બારણું તોડી નાંખવાનું એને મન થઈ આવ્યું. 'આ તે આ સૌને થયું છે શું ? મારી સાસના સારા માણહે શે'રમાં આવીને ફરી જાય છે ! 'કોરટમાં મળજે !' લ્યા કોરટમાં મળવું હત તો અહીં શું લેવા આવત ? કે આને ય લખડે ચાવી ચડાવી હશે ? મારી સાસનો એ બધે ફરી વળ્યો લાગે છ. મેં નામ ના આલ્યું હોત તો શા'બ બારે આવીને મોં કાઢત. આપણુને શી માલમ ? હેંડો કોરટમાં,

જે થવું હશે એ થશે. વકીલ રાખ્યો હોત તો ખરું ફાવત. પણ એ ય સાસરીના પૈશા પેલા માગે છ. એ દ'ડામાં ચ્યાં એનાં છોકરાં ભૂખ્યે મરી જતાં'તાં. વશ્વા નઇ અધીરિયાઓને. હેંડો, કચારીમેં તો મળશે ને? તાં એના બાપથી યે ના નઇ પડાય. ભલે ને લખડો સામે ઊભો હોય, તે શું જેહલો દબાઈ જવાનો છે? એનો બાપ આવે તો ય ના દબાઉં......'

જેસો ઢીલા પગે ને તંગ મગજે પાછો ફર્યો.

## ૧૭

સફેદ ચૂનાથી તાજી ધોળેલી દીવાલો, દીવાલો ઉપર અણીદાર કાચ, ભાલા જેવાં ફળાંના સળિયાવાળો દરવાજો. દરવાજાની બન્ને બાજુ ઓરડીઓની હાર, વચ્ચે મોટું ચોગાન, સામે કચેરીઓના મોટા ઓરડા, પાછળ કાચી જેલ અને તેના રક્ષકોની ઓરડીઓ.

તાલુકા–કચેરીમાં અગિયાર વાગે લોકની ભીડ જામતી જાય છે. દરવાજે ભરી બંદૂકે, ઉઘાડી સંગીને, સંત્રી પહેરો ભરે છે. ચોગાનમાં સાદા પોશાકમાં ચાર પાંચ પોલીસો આંટા મારે છે. અંદરના ઓરડામાં કારકુનો ગાદીતકિયા ઝાપટી, ટેબલ–ખુરશી સરખાં કરી, આગલા દિવસના અધૂરા ચોપડા સામે રાખી, કામ શરૂ કરવાની તૈયારી કરે છે.

બહાર મેદાનમાં છૂટક અને કુંડાળાં વળીને લોક બેઠા છે. બારૈયા, પાટીદાર, કારીગર, વાણિયા, બ્રાહ્મણ દરેક કોમના લોક કામધંધા મૂકીને ઘરના કજિયા પતાવવા, કજિયા–દલાલોને પનારે

આવી પડચા છે. કોઈ જમીનના વાંધા માટે, કોઈ ઘરના ચણતરના વાંધા માટે, કોઈ લગનના તો કોઈ વારસા–હકના, તો કોઈ વેપારીનાં દેવાં માટે કચેરીને શરણે આવેલા છે.

અભણ અને ભણેલું ભૂલી ગયેલા લોક એક ખૂણામાં અરજી લખનાર પર ઝઝૂમી રહ્યા છે. અરજી લખનારની ગાદી ટાંક ઘસી ઘસીને રંગબેરંગી બની ગઈ છે. ટેબલ પર એવાં જ બહુરંગી ફૂલ વેરાયલાં છે. વયોવૃદ્ધ લહિયો ગાદીતકિયા ને ટેબલ જેટલો જ વૃદ્ધ, ચશ્માંની તૂટી ગયેલી સફેદ દાંડી સફેદ દોરાથી કાન સાથે બાંધી છે. છેક ટેબલ સુધી માથું લઈ જઈને એ લખે છે. લખાવનારની વાત સાંભળતો જાય છે અને સડસડાટ લીટીઓ દોરતો લખતો જાય છે.

જેસો આવ્યો ને ચારે કોર નજર ફેરવવા લાગ્યો. કોઈ જાણીતો જાણ મળે તો બધી વાત પૂછી લેવાય. પણ એવો કોઈ જડતો નથી. બહાર ઊભા રહી દરવાજા પાસેથી અંદર નજર કરી. પોલીસોને ધારી ધારીને જોવા લાગ્યો. એમાં તાજો જ કેરીપૂરી ખાઈ ગયેલો તાજભાઈ જમાદાર નીકળ્યો. જેસાએ સામે જઈને 'રામરામ' કરતાં કહ્યું:

'કેમ છો તાજભાઈ!'

તાજભાઈ અક્કડાઈથી મોટા બૂટ ચમચમાવતો, આસપાસના લોક ઉપર વટ પાડતો ચાલ્યો જતો હતો, ત્યાં આ સાધારણ બારૈયો ભાઈબંધી કરવા આવ્યો એ એને અજુગતું લાગ્યું. સહેજ ભમ્મર ચડાવી બોલ્યો, 'કેમ, ક્યારે આવ્યા તમે?'

'કાલ બપોરે. ક્યાં છે ફોજદારશા'બ?'

'ડિસ્ટ્રિકમાં ગયા છે.' જમાદાર ચાલ્યો.

'મારે થોડું કામ હતું.'

'શા બાબતનું?' જમાદાર ત્રાંસો ઊભો રહ્યો.

'આપણે એક લેણા બાબતનો દાવો થયો છે.'

'એ તો આપણા રાવશા'બ પતાવી દેશે. એમાં અમારું કશું ન ચાલે. લ્યો આવજો.' જમાદાર ચાલ્યો ગયો.

જેસો પાછળ જોઈ રહ્યો. 'મારો બેટો, રામપરે ગોકળિયામાં આવે છે તારે તો સીધો સોટા જેવો લાગે છે. ને અહીં તો જાણે મોટો કલેટણ ! ફોજદાર ચીયે ગામ જ્યા છે એ ય ના કીધું બેટીના બાપે. મારી સાસની, અહીં તો દુનિયા જ જુદી થઈ જઈ છ. કામ વના આવતો તારે એવા શલામો ભરતા, ખબેર પૂછતા ને કામ પડ્યું છે તો જાણે કોઈ દા'ડો એકઠા થ્યા નહિ. કેમ જાણે હું એમનો દશ્મન હઉં...!' વિચાર કરે છે ત્યાં એની નજર ખિલાઈ ગઈ.

પીળચટ્ટા રંગનાં કોટ–પાટલૂન, કથ્થાઈ રંગની હેટ, એવા જ રંગના બૂટ, નેકટાઈ, બૅરિસ્ટર પટેલ હાથમાં ચામડાની નાનકડી પેટી સાથે નીકળ્યા. પાછળ મોટાં થોથાંનું પોટલું ઉપાડીને કારકુન આવતો હતો અને કારકુનથી સહેજ આગળ ને બૅરિસ્ટરસાહેબની સહેજ પાછળ બાજુમાં લખમીચંદ આવતો હતો.

જેસો સમજી ગયો. લખમીચંદે આને રાખ્યો લાગે છે. મોં માગ્યા પૈસા એ ને એ વેળાએ ગણી આલ્યા હશે. મેં ય નથુશેઠને તાંથી લાઈ આલ્યા હત?' મનમાં પસ્તાવા લાગ્યો.

'કેમ ઠાકોર, શું ઊભા છો?' નથુશેઠનો મુનીમ છગનલાલ નીકળ્યો.

'આ વકીલ શા'બ જ્યા...'

'એ ધર્મદાસ પટેલ, વિલાયત જઈ આવ્યા છે. એના જેવા આણંદ–નડિયાદમાં કોઈ નથી. કેમ, તમારે એમને રોકવા છે?'

'ના.' ઢીલે મોઢે જેસો બોલ્યો, 'એના જેવા આણંદ–નડિયાદમાં યે નહિ?'

'ના. જેનો કેસ હાથમાં લે એનો બેડો પાર.'

'એમ?' જેસો વધુ ચિંતાતુર બન્યો.

'જેને જમીન અપાવવી હોય એને અપાવી દે.' છગનલાલે કહ્યું.

'એનાથી મોટો ક્યાંઈ મળે કે નઈ?'

'કેમ નહિ, અમદાવાદ–મુંબઈમાં એનાં માથાં ભાંગે એવા પડ્યા છે. પણ એ તો એવું છે ઠાકોર, આ નવોસવો છે. વિલાયત જઈ આવ્યો છે એટલે સૌ એને વખાણે છે, બાકી અમારા કહાનદાકાકા આગળ આવો આ પાણી ભરે.'

'એમ?' કહી કહાનદાસકાકાનો ભાવ ચોક્કસ કરવા જાય છે ત્યાં મામલતદારની ગાડી નીકળી. જેસાએ હાથ ઊંચો કર્યો, પણ સાહેબે બીજી બાજુ જોઈ બીજા સલામ કરનારને જવાબ આપ્યો. ગાડી અંદર ચાલી ગઈ.

જેસો એમ ને એમ ઊભો રહ્યો. મનમાં ખિજાયો, 'દુનિયા છે ને કાંઈ? સૌ પૈસાના સગા છે.' એની રીસનો પારો ચડતો જતો હતો.

સાહેબો આવી ગયા ને કચેરીનું કામકાજ ચાલુ થયું. અરજદારનાં નામ ત્રણ ત્રણ વાર પોકારવાં શરૂ થયાં. જેસો બહાર ઊભો મૂંઝાય છે. નથુશેઠે દાદ ન દીધી. મામલતદારે ધડો ન કર્યો. ફોજદાર બહારગામ ગયા છે. જમાદારે લાચારી બતાવી. વકીલ રખાયો નહિ. મૅજિસ્ટ્રેટ મળ્યા નહિ. શું થશે એની ફિકર કરવા લાગ્યો. પણ એમ હિંમત હારી જાય એવો જેસો ન હતો.

હજી એના મનમાં મૅજિસ્ટ્રેટ સાથે ચાર નજર એક થાય એટલે બધી વાત કરી નાંખવાની આશા અમર હતી.

છતાં વકીલનો દેખાવ એની નજર સામેથી ખસતો ન હતો. સૌથી વધારે ડર એનો હતો. 'શું પૂછશે ને શો જવાબ દઈશ? નથુ-

શેઠ કનેથી પૈશા લઈને સવારમાં એને આલી આયો હોત તો કંઈ ન'તું, પણ હવે શું થાય?' ત્યાં નામ પોકારાયું: 'ગુલાબસંગ કુબેર હાજર હૈ......' ત્રણ વાર બોલાઈ રહે તે પહેલાં જેસો અંદર ગયો.

અંદર પેઠો ત્યાં છાતી થડક થડક થવા લાગી. હતી તેટલી હિંમત એકઠી કરીને ઓરડામાં પેઠો. મૅજિસ્ટ્રેટ ઊંચા ઓટલા પર, ઊંચી ખુરશીમાં બેઠા લખતા હતા. બાજુમાં જાણીતા શિરસ્તેદાર કાગળિયાં ગોઠવતા હતા. આગળ લાકડાનો ઊંચો કઠેડો હતો. કઠેડા આગળ બે હારમાં વકીલોની ખુરશીઓ મૂકેલી હતી. વકીલો પોતપોતાના કામમાં મચ્યા હતા. લખમીચંદ એક બાજુ ખુરશી પર બેઠો હતો. બહારથી પટાવાળો ઉપરનો પંખો ચલાવતો હતો.

જેસાએ ઓરડામાં દાખલ થતાં જ સલામ ભરી. સાહેબનું ધ્યાન લખવામાં છે જાણી સહેજ મોટે અવાજે બોલ્યો: 'શા'બ હું, હાજર છે.'

શિરસ્તેદારે ઊંચું જોયું. મૂછમાં મોં મરકાવી હસ્યો. હાથને ઇશારે બાજુની જાળીમાં ઊભા રહેવા સૂચવ્યું.

કોઈ બોલતું નથી. બોલે છે તે દબાતે સાદે બોલે છે. એ જોઈ જેસો સિવાઈ ગયો. પોતે જાણે કોઈ નોખી દુનિયામાં આવી પડ્યો હોય એમ લાગ્યું. ક્યારે અહીંથી બહાર જાઉં એમ એને થયું. માથું ભમવા લાગ્યું. પગ પાણીપાણી થવા લાગ્યા.

શિરસ્તેદારે શાંતિનો ભંગ કર્યો. 'ફરિયાદી લખમીચંદ દીપચંદ, તમારી ફરિયાદ રજૂ કરો.'

લખમીચંદ ફરિયાદીના પીંજરામાં ઊભો અને શિરસ્તેદારે વિધિપૂર્વક સોગંદ લેવરાવ્યા.

લખમીચંદે ફરિયાદ રજૂ કરી અને છેવટે કહ્યું: 'હવે વધારે મારા વકીલ કહેશે.'

વકીલ શું કહેશે એ જેસો થથરતે હૈયે સાંભળવા લાગ્યો. આખા રામપરાના બારૈયા જુવાનોનો મોવડી જેસો જાણે સિંહ મટી શિયાળ બની ગયો હતો !

વકીલસાહેબ ઊઠ્યા. છટાદાર, એકધારું, કાયદાની બારીકીઓથી ભરપૂર અસરકારક વક્તૃત્વ પા કલાક સુધી ચલાવ્યું. સાંભળનાર દિંગ થઈ ગયા. લખમીચંદને જમીન પોતાની થઈ લાગી. જેસાને ખાતરી થઈ કે હવે જમીન આપણી નથી.

મેજિસ્ટ્રેટે ઊંચું જોયું. જેસા તરફ ફર્યાં અને કહ્યું: 'આમ અંદર નજીક આવ. શિરસ્તેદાર, સોગંદ લેવરાવો.'

'પણ શા'બ તમે તો અમારે ગોકળિયે આઈ જ્યા છો...'

'બસ કરો. આ તમારી વાડી નથી, કોર્ટ છે. બોલવાનું ભાન રાખો. કહો કે જે કહીશ તે ઈશ્વરને માથે રાખીને કહીશ.'

'પણ શા'બ હું ગુલાબસંગ કુબેરનો...'

'બસ કર.' મેજિસ્ટ્રેટ ગર્જ્યો. 'તને કઈ જગ્યાએ કેમ વર્તવું તેની ગમ નથી. જે પ્રમાણે બોલાવે તેમ બોલ અને પછી કાયદેસર કહેવું ઘટે તે કહે. બોલતાં ન આવડે તો વકીલ રાખ.'

'પણ શા'બ એમ એક દા'ડામાં વકીલ ચ્યાંથી રાખું ?'

'તો મુદત માગો.'

'હેંડો, આલો શા'બ.'

'પહેલાં જેમ રીતસર બોલાવે તેમ બોલો.'

બધું વિધિપુર:સર થયું. પંદર દિવસની મુદત પડી.

જેસો બહાર નીકળ્યો. બહાર આવતાં છુટકારાનો દમ મૂક્યો. લખમીચંદ બહાર આવ્યો. એની સામે આંખો કાઢીને કહ્યું, 'આનું પરિણામ સારું નહિ આવે ?'

'ભલે, તારાથી થાય તે કરી લેજે.' લખમીચંદ રોફથી બોલ્યો

'તારે હવે શરકાર તને જમીં ચેવી અલાવે છ અને તું ચેવી છેડ છ તે જોઉં છું.' જેસો રીસમાં ચાલ્યો ગયો.

સીધો ભાગોળે આવ્યો. આખા દિવસનો ભૂખ્યો, થાકેલો, કંટાળેલો જેસો લખમીચંદ, મામલતદાર, ફોજદાર, જમાદાર, નથુશેઠ, મૅજિસ્ટ્રેટ દરેકને વારાફરતી મનમાં ગાળો દેતો ભાગોળે આવ્યો ત્યારે પેટની ને મનની એવડી બળતરાથી એનો ચહેરો સુકાઈ ગયો હતો.

જેસો ગામ બહાર નીકળ્યો. એના શરીરમાં આળસ ભરેલું હતું. આંખમાં ઊંઘ હતી. માથું સહેજ દુખતું હતું. બપોરના બેનો સુમાર હતો.

'થોડો સા બા પીધો હોત તો સારું હતું.' જેસો બબડ્યો. વિચાર આવતાં ચોતરફ નજર કરી. સામે તાજો જ ચૂનો લગાવેલી દુકાન દેખાઈ. કાળા ડામરથી લાકડાં ચળકતાં હતાં. આગળ મોટાં કાળાં રાક્ષસ જેવાં પીપ ને બે ચાર ભાંગલી ખુરશીઓ પડી હતી. બે ચાર ખોખાં પડ્યાં હતાં. દુકાનમાં એક જણ વાસણ ધોતો હતો. જેસો એ તરફ વળ્યો. નજીક જતાં ખચકાઈને ઊભો. 'આ હોટેલ ન હોય, આ તો પીઠું લાગે છે.' પણ એને પેટમાં લાહ્ય લાગી હતી. અંગનો દુખાવો ચાલવાની ના પાડતો હતો. 'પીવાથી હુશિયારી આવી જશે અને એક પિયાલીમાં શું થઈ જવાનું છે?'

આવ્યો ન આવ્યો ને વિચારે પલટો ખાધો. 'ના. ના. કાયા અભડાવવી નઈ......પણ એમ તો હોળી ઉપર ચ્યાં ન'તો પીધો? ફોજદારશા'બ ગઈ સાલ ગોકળિયે આયા તારે ચ્યાં ન'તો પીધો? અને આજ તો દવા દાખલ લેવો છે ને...' વિચાર કરતો ઊભો છે ત્યાં અંદરથી માણસ બહાર નીકળ્યો. 'આવો આવો ઠાકોર,' મન હા ના કરતું હતું ને પગ પીઠા તરફ વળ્યા. બાંકડે બેઠો. હાથમાં પ્યાલી આવી ત્યાં સુધી આનાકાની ચાલતી રહી. આંખ મીચીને ગટગટાવી ગયો.

'લાવું બીજો?'

'નહિ.'

'લ્યો ને, તમારે ક્યાં રોજ આવવાનું છે? શરદીની ઋતુનો ઠીક પડશે. લ્યો.'

જેસાએ બીજો પ્યાલો ચડાવ્યો, 'કેટલા પૈસા આલું?'

'આઠ આના.'

'લે.' જેસાએ એક રૂપિયો આપ્યો.

'છુટ્ટા નથી ઠાકોર, કહો તો અર્ધાનો શીશીમાં ભરી આપું.'

'શેંશી?'

'હા. રસ્તામાં ખપ લાગશે. ઘર આગળ માંદે સાજે કામ લાગશે. લઈ જાઓ.'

'લાય તારે.'

નાની શીશી બૂચ મારીને આપી. જેસાએ શીશીને પોટકીમાં બાંધી. પછી ચાલી નીકળ્યો.

પગમાં જાણે નવું જોર આવ્યું હતું. શરીરમાં જાણે નવી તાકાત આવી. મગજમાં જાણે નવી ખુમારી આવી હતી. જેસો રામપરા તરફ ચાલી નીકળ્યો.

## ૧૮

**ઝરમર** ઝરમર વરસાદ પડે છે. ભાણાના ખેતરમાં હરખાબાઈ, અણદર, કાશી ને મથુરશંગ નીંદે છે. ખેતરમાં મજાની આઠ આઠ આંગળ બાજરી ઊગી નીકળી છે. બીજા ખેતરમાં કોદરા ને વચ્ચે વચ્ચે

દીવેલા—ઝાલરની ઓળો છે. શાકના વેલા સુશોભિત, નવપલ્લવિત વાડ ઉપર સ્નેહથી વીંટળાઈ વળ્યા છે. હરખાબાઈ ને અણદર વાતો કરતાં જાય છે ને નીંદતાં જાય છે. 'ઝટ કર વહુ, આજ તો જેહો સાંજ સોરો ય આવી જશે.'

'ભૂજ્યા ડાંસ આવશે.'

'હાસ્તો, તાં ચેઈ મા બેઠી'તી તે પીરહે?'

'બોરશદનું ટાંપુ બહુ વહમું પડે બઈજી!'

'કાશલી, ચ્યોં જોઈ રઈ સું? કામમેં જીવ નઈ ને! તો પછી નેંહાળે જઉં ને ઘેર રઉં એ ય સરખું.'

'કોણુ બેશી રે' છે તે?' કહીને કાશી જલદી જલદી ખરપડી ચલાવવા લાગી.

બીજી બાજુ મથુરે ય સપાટો માર્યો છે. શેઢા ઉપર બળદ, બે ભેંસો, બે પાડા, એક વાછરડો વગેરે ચરે છે. બળદના ગળામાં ઘૂઘરમાળ રણકી રહી છે. આસપાસ બધાં ખેતરોમાં લોકો કામ કરી રહ્યાં છે. કોઈ નીંદે છે તો કોઈ ખેડે છે, તો કોઈ કરબડી દે છે, તો કોઈ સમાર દે છે. ચોમેર હરિયાળી ધરતી આનંદ આપી રહી છે. સામે મહીસાગરની ઊંચી ભેખડો લાલ લાલ રંગમાં શોભી રહી છે, અને નીચેનો પાણીનો સફેદ પટ્ટો પહેલાંના ત્રિરંગી રાષ્ટ્રધ્વજના રંગોની પુરવણી કરી રહ્યો છે. કોઈ કોઈ ખેતરમાંથી મીઠાં ગીત સંભળાય છે. વાતાવરણમાં પ્રસન્નતા અને ઉલ્લાસ ભર્યાં છે.

એવામાં ઓચિંતી બૂમ પડી, 'નાસજો, નાસજો, રેલ આવે છે.' અને સાથે જ બૂમિયું થયું. ઉપર માળવામાં વરસાદ પડવાથી મહી-સાગરમાં પૂર આવ્યું. એક બાજુનો કિનારો છલી ગયો. એકાએક માઈલોમાં પાણી પાથરતી મહીમાતા ધસી આવી. ઘુઘવાટો સાંભળીને ધુમાટો ઊઠ્યો ને રણશિંગું ફુંકાયું. લોક નાઠાં.

મથુરશંગે દોડીને બળદને ને વાછરડાને પકડી લીધા. અણદરે

બેય પાડાને ઝાલી લીધા. હરખાબાઈએ અને કાશીએ અક્કેક ભેંસને પકડી લીધી બનેયામાં પાણી ભરાયેલું દેખીને બેટડી તરફ નાઠાં. ત્રીશ ચાલીસ માણસ અંતરાઈ ગયું. માઈલેકની ઊંચાણવાળી જગ્યાએ સૌ નાઠાં. દોડતાં કાશી પાછળ રહી ગઈ. ચોમેર પાણી ફરી વળ્યું છે. માઈલોના વિસ્તારવાળો જોસબંધ ધસ્યો આવતો જળપ્રવાહ આખા બેટને જાણે હમણાં ભરખી લેશે. કાશીના હાથમાંથી ભેંસ છૂટી ગઈ. કાશી એની પાછળ દોડી ત્યાં પાણી ધસી આવ્યું ને ભેંસને મૂકીને નાઠી. મથુરે પાછળ જોયું, ભેંસ પાણીની આગળ દોડી જાય છે. હરખાબાઈની રાડ ફાટી ગઈ 'મથુરભાઈ દોડો.' પણ મથુરના હાથમાં બળદ ને વાછરડો હતા. બીજાં સૌની કને પોતપોતાનાં ઢોર હતાં. નાસતી ભેંસના પગ જોતજોતાંમાં ડૂબી ગયા. નાસવું ભારે થઈ પડયું અને અર્ધો ફૂટ પાણી વધતાં ભેંસ તણાઈ. હરખાબાઈનું કાળજું ફફડવા લાગ્યું, પણ જીવ બચાવવાની ચિંતામાં ભેંસ બચાવવી અશકય હતી. હજી તો પ્રવાહ વધ્યે જ જતો હતો. ધસ્યો આવતો પ્રવાહ જાણે હમણાં આખા બેટને ભરખી જશે! બધાં માણસો બચ્યાં એટલાં ઢોર સાથે બેટડી ઉપર ચડીને ઊભાં રહ્યાં. તણાતી ભેંસને ડબકાં ખાતી સાગર તરફ જતી જોઈને હરખાબાઈનું દિલ ચિરાતું હતું, પણ શું કરે? 'રણછોડરાય રણછોડરાય' 'ખોડિયાર મા, તું સાચી છો. 'શંકરદાદા કરે તે ખરું' જેને જે દેવ હૈયે ચડ્યો એનું નામ સંભારવા લગ્યાં

સેંકડો ખેતરો ઊગતા મોલ સહિત પાણીમાં તરબોળ થઈ ગયાં. બમણાં ને ત્રમણાં દામ આપી ખરીદેલ બી, અંકુરિત થયેલ હરિયાળી ધરતી સાથે જળબંબોળ બની ગયું. ઘડી પહેલાં મનોહર લાગતા સામેના કિનારા ભયાનક લાગવા લાગ્યા. સૌ કાળો કકળાટ કરવા માંડ્યાં. અણદરના મનમાં બીક પેસી ગઈ છે. આવું પૂર એણે કદી દીઠું ન હતું. એને થતું હતું, 'આમાં કેમ બચાય? હમણાં એક મોટો ઘોડો આવશે ને તણાઈ જશું. એ ઓરસદથી આવશે ને જાણશે કે બા, બ્હાંન ને હું તણાઈ જ્યાં? અરરર ઓ બા, ખોડિયારમા તું સાચી સો.'

અણુદરનો ભયભીત ચહેરો જોઈને હરખાબાઈએ આશ્વાસન આપ્યું, ' વઉ, મૂંઝાશો નઈ. આવી રેલ તો દર શાલ આવે છે. હમણાં ઊતરી જશે. આપણે વાતોમાં રયાં ને રેલ અચાનક આઈ જઈ. અમણાં હોડીવાળા આઈ પોકશે. '

' આપણી ભેંસ બઈજી ? '

' જઈ. માતાજી લઈ જ્યાં. મારી હાથણી જઈ. ' હરખાબાઈ ભીની આંખે દરિયા તરફ જોવા લાગ્યાં. જુએ તો બેટડી ફરતો જ દરિયો થઈ ગયો છે.

આ બાજુ ગામલોકો ટેકરા પર ઊભાં રહીને રેલ જુએ છે. નાનાં મોટાં સૌને ખૂબ મજા પડે છે. નજર પહોંચે ત્યાં સુધી પાણી પથરાઈ ગયાં છે. જાતજાતની વસ્તુઓ તણાતી આવે છે. બનૈયાના મધ્ય વહેનમાં પાણી ઘૂમરી ખાય છે. ઊંડાણમાં ખોદાણ થતું હોય તેમ ' ઘો ઘો ઘો ' અવાજ કોઈ મોટા સૈન્યના હોકારાની માફક, કોઈ મોટી રેલગાડીના ઘરઘરાટની માફક સાંભળનારનાં મનને આનંદ આપે છે. અવાજ સાંભળીને નિશાળમાંથી માસ્તરો છૂટચા. વિદ્યાર્થીઓને પૂર જોવા લઈ આવ્યા. મુખ્ય મહેતાજી મોટા ધોરણના વિદ્યાર્થીઓને લાકડી બતાવીને ભૂગોળનો પાઠ સમજાવવા લાગ્યા. ' માળવામાં પુષ્કળ વરસાદ પડ્યો હશે તેથી પૂર આવ્યું. આ બાજુનો કિનારો નીચો છે તેથી નદી છલી ગઈ. ભાઠાની જમીન કસદાર ગણાય છે તેનું આ જ કારણ. આપણા દેશમાં આવી મહાન નદીઓ ભારે ફાયદો કરી આપે છે. બ્રહ્મપુત્રા, ગંગા, જમના, અને ત્રણેના બનેલી પદ્મા, સિંધુ, વગેરે નદીઓ રેલે છે ત્યારે બહુ ફાયદો થાય છે અને...'

ત્યાં દા પાંચ પંદર માણસ સાથે આવ્યા. ' ત્યા લોક અંતરાઈ ગયું છે. હોડીવાળાને ખૂમ પડાવો. માસ્તર, તમે જરા આ છોકરાઓને કહો સામટો સો પાડે. લોક બચારાં અંતરાઈ ગયાં છે. ' મહેતાજીનો કીમતી પાઠ અધૂરો રહી ગયો. ' પરભાતિયા, તારો ભઈ ભાઠામેં નેંદવા જ્યો'તો ? '

'હોવે' કરતો પરભાત બાંયાવગામાં દોડ્યો. ખુમાણસંગ, 'મારી બા ય જઈ છ' કરીને ઘર તરફ નાઠો. પાછળ નાનો દુલો ઊભો છે. એની સામે ખુમાણ ભટકાઈ પડ્યો. સામું જોઈને, 'લ્યા દુલિયા, તારી બા ને બાંન ને જેહલો ભાઠામેં હતાં કે ના?'

'હતાં ને મને કેતાં જ્યાં'તાં કે તું આવજે છૂટીને. સાથે ગોકળિયે જશું.' દુલો મૂઠીઓ વાળીને ગોકળિયા ભણી નાઠો. નાસભાગને ખૂમિયાં. 'અચાનક રેલ આઈ એટલે માછાની શરત ના રઈ, ને હોડી તણાઈ જઈ' એવા ખબર આવનાં લોકોમાં ચારે ચિંતા ફેલાઈ. જોનારનો જોવાનો આનંદ અર્ધો થઈ ગયો. શિક્ષકોનો ભણાવવાનો રસ અટકી ગયો.

આ તરફ દુલો દોડતો ઊપડ્યો. હાંફી જાય એટલે ધીમે પડે, વળી દોડે; એમ કરતાં ગોકળિયે પહોંચ્યો. જેસો હાથ પગ ધોઈને ખાવા બેસતો હતો. ગુલાબસિંગ સાથે બોરસદની વાત કરતો જતો હતો. દુલાને શ્વાસભેર આવતો જોઈને ગુલાબે પૂછ્યું, 'ચ્યમ દુલિયા, શું છ?'

'રેલ આઈ છે. મારી બા, ભાભી ને કાશીબાંન આઈ જ્યાં છે?'

'નહિ આયાં.' ગુલાબ હોકો મૂકી ઊભો થઈ ગયો.

'હું તમને ન'તો કે'તો બાપા કે ઘુઘવાટો સંભળાય છે?' જેસાએ રોટલા એમ ને એમ કોકારિયામાં મૂક્યા.

'તું થોડુંક ખાઈ લે જેહલા.' ગુલાબે કહ્યું, પણ જેસાએ ફાળિયું બાંધ્યું, ધારિયું લઈ ને નીકળ્યો.

'રેલમાં ત્રીશ ચાલી જણ અંતરાઈ ગયું છે, અને એમાં બા, બાંન ને અણદર છ' એ ખબરે જેસાના મગજને ઘેરી લીધું. બોરસદના બધા વિચારો પળવારમાં પલટાઈ ગયા.

ગુલાબ, જેસો, દુલો, રામશંગ ને હિંમતશંગ—બધા દોડતા નદી ભણી ચાલ્યા.

સાંજ નમી ગઈ હતી. અંધારું થવા આવ્યું હતું, પણ પાણી ઓછાં થતાં ન હતાં. ચાર પાંચ માઇલ પહોળો પ્રવાહ જોસબંધ સમુદ્ર તરફ ધસ્યે જતો હતો.

દૂરથી પાણી જોતાં જ ગુલાએ કહ્યું, 'જેહલા, તું દોડીને આગળ જા. હોકારો કરાવ તે હોડી છોડે.'

જેસો સીધો ટેકરે ચડ્યો. માણસો જેસાને દોડતો આવતો જોઈ ને બાજુમાં ખસ્યાં. 'તારી બા ને વહુ અંતરાઈ ગ્યાં કે શું?

'હોવે. ઘા ચ્યાં છે?'

'એ પેલી મેર ઊભા. પણ હોડી તણાઈ જઈ છે.'

'હોય નઇ?' જેસો વધારે ઉતાવળો ઘા પાસે પહોંચ્યો.

'ચ્યમ જેસા?' ઘા પાછા ફરીને બોલ્યા.

'હોડી તણાઈ જઈ ઘા?'

'હોવે' કરીને ઘા પૂર તરફ ચિંતાભરી નજરે જોઈ રહ્યા.

'ખોળ કઢાવી?'

'જ્યા તે ઈ માછીડા. પણ જડશે નહિ હવે અંધારું થવા આવ્યું છે.'

'ના શું જડે ઘા, હું ખોળી આવું.'

'તો જા ને મારો ભઈ, આ લોક બચારાં ફફડે છે ને વચ્ચે અંતરાઈ ગયાં છે એનાં મનમાં તો કોણ જાણે શું થતું હશે! બે ચાર જુવાનિયા સાથે લઈ જજો.'

'કશી ફિકર નઇ' જેસાએ ટોળા તરફ નજર કરી. અંધારું થતાં ટોળું ઓછું થતું જતું હતું, પણ બારૈયાવગાનાં પચીસ ત્રીસ માણસો ઊભાં હતાં. જેસો એમની પાસે ગયો, 'ભઈ મહીજી, ઉદેશંગ, ભીખા, હેંડો આપણે હોડી શોધી આવીએ.'

'અરે, અતારે અંધારે હોડી ક્યાંથી જડે ?'

'ના શું જડે ભલા ભઈ, તમે ય તે. હેંડો હું સાથે આવું છું. ને ઘાની આગળથી એક પાનશ લઈ લ્યો. જા ઉદેશંગ, દોટ કાઢ મારો ભઈ, ચોરામેંથી, તાં ન હોય તો ઘાને તાંથી એક પાનશ લઈ આય.'

પાછો ઘા પાસે આવ્યો, 'ઘા, અમેજ ચાર પાંચ જુવાનિયા જઈએ છ.'

'સારું, પણ જાળવજો. સાહસ ના કરશો.'

'કશી ફકર નઈ ઘા.'

જેસો ચાર પાંચ ભાઈબંધોને લઈને નીચે રસ્તા પર આવ્યો ત્યાં ગુલાબસિંગ આવી પહોંચ્યો. 'ક્યમ જેહલા ?'

'હોડી તણાઈ જઈ છે તે ખોળવા જનછ.'

'તું ?'

'હોવે, આ બીજા ભયાઓ છે ને પાનશ મગાવી છે.'

'રામશંગ, તું જા ભાઈની સાથે, હું આવું ભઈ ?'

'ના બાપા, તમારું કામ નહિ.' થોડી વારમાં ફાનસ લઈને ઉદેસિંગ આવી પહોંચ્યો.

જેસો દોસ્તદારો સાથે નદીના પ્રવાહની ગતિએ હેઠવાસ ચાલી નીકળ્યો.

માછીઓ ધીરે ધીરે કિનારો જોતા જોતા ચાલ્યા જતા હતા. અંધારું થતાં એક જગ્યાએ બેસવાનો વિચાર કરે છે: 'ઘા યે ભલા માણસ છે. અત્યારે રાતે તે હોડી જડતી હશે? બેસ શંકરિયા, નહિ જવું.'

પાછળ ફરીને બેસવાનો વિચાર કરે છે ત્યાં પાછળ ફાનસનો પ્રકાશ દેખાયો, 'કોણ હશે ?'

'શી માલમ !' બન્ને ઊભા રહી ગયા.

જેસઝાની ટુકડી નજીક આવી પહોંચી. 'ચમ શંકરિયા, હોડીની ભાળ લાગી ?'

'નારે ભયા, તમે પાનશ લઈ આયા, સારું કર્યું.'

'હેંડો અવણાં ખોળી કાઢીએ.' જેસો એના એ જ વેગે આગળ ચાલ્યો.

વરસાદનું લપસણું. અંધારું. ફાનસનો પ્રકાશ આગળના બે ત્રણ જણને જ કામ આવે છે. પાછળના ધીરા પડી જાય છે. 'જેહાભાઈ, ધીરે હેંડ' સાંભળતાં જેસો પાછળ ફાનસ ધરે છે, ને વળી આગળ દોડે છે.

નદી સામે નજર કરતાં ભય લાગે છે. રાત્રિના અંધકારથી ટેવાયલા ખેડૂતોને પાણી ભયંકર લાગે છે. પાણીથી ટેવાયલા માછીને રાત્રિનું જંગલ ને કોતર ભયંકર લાગે છે.

ચારેક ગાઉ ચાલ્યા ત્યારે જેસો ઊભો રહ્યો. 'શંકરિયા, જો તો ખરો, પાણી ચડતાં છે કે ઊતરતાં ?'

'ચડતાં ય નહિ ને ઊતરતાં ય નહિ.'

અર્ધોક ગાઉ આગળ ચાલ્યા. ઉદેસિંગ જરા પાછળ રહી ગયો. ચોમેર નજર કરતો જાય છે. ફાનસના પ્રકાશમાં આંધળા બનીને દૂર બરાબર જોઈ શકાતું નથી. પણ ઉદેસિંગને વાંકમાં કંઈક કાળું દેખાયું. ધારી ધારીને જોવા લાગ્યો. થોડી વારમાં ખાતરી થઈ ગઈ. 'એ એ જ હોડી' રાજી થઈને બૂમ મારી. 'જેહલા, ઊભા રો'.' સીતાની શોધ લાગી ત્યારે હનુમાન ઉમંગમાં આવી ગયા હતા તેમ ઉદેસંગ આનંદમાં આવી ગયો. અનેક અબોલ જીવને માનવીને તારનાર હોડી એની નજરે પડી હતી. એ દોડીને જેસાની સાથે થઈ ગયો.

'અરે ગાંડાભઈ, એમ ક્યાં દોડયા જાવ છો ? આ જો સામે વાંકમાં પડી.'

ફાનસ બાજુ પર રાખીને સૌએ જોયું. થોડી વારમાં નજીક પહોંચ્યા ને ખાતરી થઈ ગઈ, 'બસ હોડી જ છે.'

પણ હોડી કાદવમાં ખૂંચી ગઈ હતી. એને પાણીમાં પાડવી એ રમત વાત ન હતી. પાંચ જુવાનિયાનું એ કામ ન હતું.

'શંકરિયા ?' જેસાએ માછીને પૂછ્યું.

'ચ્યમ જેહાભાઈ ?'

'આપણા આટલાથી હોડી પડશે ?'

'ના રે ભયા. પચ્ચા' માણહ જોઈ.'

'એમ ?'

'હા. અને માણહાં આવતાં વાર લાગે ને પાણી ઘટી જાય તો વળી વધારે જોઈ.'

જેસો ઘડીક નીચું જોઈને ઊભો રહ્યો.

'સવારે આઈશું માણહાં લઈને જેહાભાઈ ?'

'અરે, શી વાત કરો છો તમે! પેલાં બચારાં રાત આખી ચ્યમ કરીને કાઢે ?' ઉદેસિંગ સામે જોઈને જેસો બોલ્યો. 'હેંડ ભયા, આપણે બે ય જણ માણહાં લઈ આઈએ.'

'અતારે ?'

'હા હા, અમણાં. જુઓ ભયા, તમે અંઈ જ રે'જો, ચ્યાંઈ નાહી ના જતા.'

'સારૂં.'

વરસાદ હજી પડ્યા કરતો હતો. જેસો ને ઉદેસિંગ પગ ફેરવતા બને તટલા ઉતાવળા પાછા ફર્યા.

ઘા હજી ખડકી આગળ બેઠા હતા. બે પાંચ જણ ઊભા હતા. પૂરની, લોક અંતરાઈ ગયાની વાત ચાલે છે. જેસાને આવતો જોઈને ઘા બોલ્યાઃ

‘ આ આવ્યો જેહલો. ચ્યમ ભઈ, શું કરી આયો ? ’

‘ ખોળી કાઢી. ’

‘ શાબાશ. ચ્યાં હતી ? ’

‘ છેક દેવાસાને આરે. તાં વાંકમાં નેહરી જઈ છ. ’

‘ હવે શું કરશો ? સવારે કાઢી આવો. ’

‘ સવારે શું, અતારે જ. હું માછી ને બે તણ જુવાનિયાને બેહારી આયો છું. બીજાં પચ્ચા સો માણહાં જોશે ઘા. ’

‘ પણ અતારે કોણ આવે ? ’

‘ ચ્યમ ના આવે ગામનું કામ હોય ને ? ઢોલ વગડાવો, અબઘડી એકઠા થઈ જશે. ’

‘ એકઠા તો થાય, પણ રાતવખતની હોડી નીકળે નઇ. ’

‘ એ મારે માથે. મને માણહાં આલો ઘા. ’

‘ જાઓ મુખી, ભંગિયાને કહો ઢોલ વગાડે. ’

મુખી ગયા. ભંગીને જગાડ્યો. ઊઠીને ખૂંગિયો શરૂ કર્યો.

પથારીમાંથી ઊઠી ઊઠીને લોક ખડકી આગળ આવી પહોંચ્યું. સો દોઢસો માણસ થઈ ગયાં. ચંદાને ઘેરથી ગુલાબસિંગ પણ આવી પહોંચ્યો.

‘ જુઓ ભયા. ’ ઘાએ કહ્યું. ‘ આપણી હોડી તાં દેવાસાને આરે છીતી જઈ છે. આપણો જેસોભઈ ખબેર કાઢી આવ્યો છે. હવે તમે સૌ થઈને ધકેલી આવો. લોક બચારું અંતરાઈને ઊભું છે. ’

‘ પણ આ અતારે ? ’

‘ હા. બચારાં નાનાં બાળ દૂધ વના તલપે છે. માયો અંતરાઈ જઈ છે, જાઓ મારા ભઈ કરું. અને જેહલા, આ જુવાનિયાને તું સાચવજે, મહીં મહીં લડી ના પડે. ’

'કશી ફકર નઈ ઘા.'

'હું જાઉં ઘા?' ગુલાબસિંગે પૂછયું.

'ના, તમારું શરીર સારું નથી. તમે રે'વા દ્યો. જેસો છે એટલે કશો ફિકર નથી – એ એક હજારાં છે.'

સાંભળીને જેસો આગળ થયો ને હોકારો કર્યો, 'હેંડો ભયા.'

લોક ચાલી નીકળ્યું. બારૈયા, માછી, ઢેડ, ચમાર ને થોડા બીજા વસવાયા. બે ચાર પાટીદાર જુવાનિયા, વાણિયા, બ્રાહ્મણ જોઈ રહ્યા.

માછી ને રામશંગ બીજા બે ભાઈઓ સાથે જેસાની રાહ જોઈ જોઈને થાકયા. ઊઠીને ઉપર આવ્યા. એક આંબા નીચે બેઠા. થોડી વારે બૂંગિયો સંભળાયો, 'હં, લોક એકઠું કરવા ઢોલ વાજ્યો.'

'હા.'

પરોઢિયું થવાની તૈયારી થઈ ત્યારે લોકોની સાથે જેસો આવી પહોંચ્યો. પડવાનો ભય રાખ્યા વિના ફલાંગો મારતો આવે છે.

'ચ્યમ ભયા, બેઠા છો ને! હેંડો, ઊભા થાઓ હવે.'

'શંકરિયા કહે, કઈ બાજુ ડેલી મૂકીએ?'

શંકર માછી ઊભો થઈને જોવા લાગ્યો.

પાણી ઊતરતાં હતાં. કોતરામાંથી ધક્કેલીને નદીના પ્રવાહ સુધીમાં સો બસો હાથનું છેટું પડી ગયું હતું. માછી જોઈ રહ્યો.

'ચ્યમ મૂંગો મૂઓ છે. બોલ ને?' જેસો તાડૂક્યો.

'આ આમ રહીને પરવાહમાં પાડો, પણ પાણીના જોસમાં જાળવજો ભયા.'

'કશી ફકર નઇ. હેંડો ઊતરો હેઠા. બીડો કાછોટા.' સૌએ કચ્છા બીડયા. કાદવમાં પિંડી પિંડી સુધી પગ ખૂંચી જતા હતા. મહેનતુ

માણસો ય હારી જાય એવું કામ હતું. જેસો સૌથી પહેલો પહોંચ્યો. ધીમે ધીમે સૌ આવી ગયા. 'ભરાવો કેડો' જેસાનો અવાજ ગાજ્યો. 'કરજો એક જોર ભયા.'

કેડો ભરાવીને સૌએ જોર કર્યું પણ હોડી ચસકી નહિ. જોર કરતાં પગ કાદવમાં વધારે ખૂંચી જતા હતા.

'દન ઊજ્યા મોર ના નેહરે જેસાભાઈ.' શંકર માછી બોલ્યો.

'અરે ના તે ચ્યમ નેહરે, આટલા આદમી છીએ ને? એક જોર થતું નહિ ને. ભયાઓ જે જોર ના કરે એને ગા ખોડિયારના શોગન.'

સૌએ હોકારાની સાથે ફરી કેડો ભિડાવીને જોર કર્યું. હોડી જરા ખસી. 'ખશી છે. ખશી છે.'

જેસાએ અવાજ કર્યો. બે હાથ સુધી કાદવ ઉપર હોડીને ખસેડી નાંખી. કેડો કાઢી લઈ ને સૌ બે ઘડી શ્વાસ ખાવા ઊભા. 'નઈ, હવે નેહરશે. મારી બેટી ભારે છીતી જઈ'તી. હેંડો, હવે છોડશો ના. ધકેલી ઘાલો છેક લગી.' જેસાએ પાવર ચડાવીને કેડ ભરાવી. કાદવમાં પરાણે પરાણે પગ ઉપાડતા હોડીને જોસભેર ધકેલવા લાગ્યા. અજવાળું થતાં થતાંમાં તો પાણીમાં પાડી દીધી.

'પડી ગઈ' હર્ષનાદ સાથે સૌ બાજુએ ખસ્યા. જેસો ને બે માછી ઉપર ચડી ગયા. 'લ્યા ચડી જાઓ બીજા બે ચાર જણ, જેનાં લોક અંતરાઈ ગ્યાં હોય એ.'

બે ચાર બારૈયા ચડ્યા ને હોડી સામે પૂરે ચાલી.

બેટડીમાં આખી રાત ઈશ્વરનું ભજન કરતાં, મરવાની બીકે ફફડતાં લોક જાગતાં બેઠાં હતાં. પાણી ઊતરતાં છે કે ચડતાં એની મધરાત સુધી તો કશી સમજણ જ ન પડી. ડાહ્યા એવા બેચાર જણ થોડી થોડી વારે હોકારા કરતા હતા. હરખાબાઈ ને મથુરશંગ અણદર અને કાશીને શાંતિ આપતાં હતાં, પણ એમનાં મનમાં તો તોફાન ચાલી રહ્યું હતું.

અજવાળું થતાં પાણીને ઊતરેલું દીઠું. સૌના જીવમાં જીવ આવ્યો. પણ હજી બાનૈયામાં માથોડા ઉપર પાણી હતું. બે ચાર જુવાનિયા તરીને પાર જવા તૈયાર થયા. હોડી ના મૂકવા માટે, સગાંવહાલાં ઉપર, દા ઉપર, ગામલોક ઉપર સૌ ખિજવાઈ રહ્યાં હતાં. ઈશ્વર ને ખોડિયારમા પાછાં પોતપોતાનાં મંદિરમાં નાસી ગયાં હતાં.

એમાં હોડી દેખાઈ.

'લ્યા મથુરિયા, હોડી તો આમથી આવી.'

'તણાઈ જઈ હશે.'

'એટલે, નઇતર દા હોડી મુકાવ્યા વના રે'?'

'અને માછી બચારા મોતનો ભે હોય તો ય આયા વના ના રે'.'

હોડી નજીક આવી. જેસો પોતે વાંસડો લઈને હોડી ચલાવતો હતો.

હરખાબાઈ એ જોયો. ઓળખ્યો. ઊઠીને આગળ આવી. 'જેહલા વના આટલી ઉતાવળી હોડી કોણ લાવે!'

'એ આયા? ક્યાં છે?' અણદર ઊભી થઈ.

જેસો ઉઘાડે શરીરે, ભીના થેપાડાના કચ્છાભર, માથે નાનું ફાળિયું વીંટેલો હોડી ચલાવી રહ્યો છે. સૌ જોઈ રહ્યાં.

હોડી થોડે દૂર અટકી. બધાં ઢોરને લઈને ધીમે ધીમે કાદવમાં ખૂંચતાં ચાલ્યાં. જેસો સામે આવ્યો. નજર મળી એટલે હસ્યો, 'ચ્યમ?'

'સારું, તું આયો તો જીવ્યાં.'

'સો માણહે મે'નત કરી તારે હોડી આઈ છે.'

'એમ કે? હેંડો, સારું થ્યું.'

'આપણી રૂખી ક્યાં ?'

'જઈ.'

'ક્યાં ?'

'રેલમેં તણાઈ જઈ.' હરખાબાઈ દુઃખી અવાજે બોલ્યાં.

'હશે, આટલાં રયાં એ પાડ.'

બાજુમાં ખેતરો નીકળતાં આવે છે. સહેજ દૂર જેસાનું ખેતર દેખાયું. હરખાબાઈએ જોયું. જોયું ને કકળી ઊઠ્યાં. 'નકરો રેત પડ્યો છ.' ઠેકઠેકાણે રેતીના થર બાઝયા છે. મથુરશંગે જોયું, 'હા મારું બેટું, રેત બહુ પડી ગ્યો છે.'

'હવે જેવાં નસીબ' જેસો બોલ્યો. 'માતાજીની જેવી મરજી. કોઈ વાર રેત નાંખે તો કોઈ વાર માટું.'

'આપણા હાથની વાત થોડી છ ?'

'પણ બહુ નથી પડ્યો લાગતો જેહલા.' મથુરે મન વાળ્યું.

'અરે, આજની રેલમાંથી બચ્યાં એ ભગવાનનો પાડ માનો ને !' જેસો ફરી બોલ્યો.

જીવતા રહ્યાના આનંદમાં બધો અફસોસ વિસરાયો.

હરખાબાઈ ને આણુદર હાથ પકડીને હોડીએ પહોંચ્યાં. કાશીને મથુરે પકડી છે. જેસાએ ઢોરને લીધાં છે. બીજાં પણ સૌ એક પછી એક ઢોર સાથે આવવા લાગ્યાં.

'ભયા, થોડે થોડે બે ત્રણ ફેરે લઈ જઈશું.'

'સારું બા સારું, તું કઈશ એમ કરશું.'

જેસો સૌથી પહેલો હોડી પર ચડી ગયો. ઢોરને પહેલાં લીધાં, પછી હાથ ઝાલી ઝાલીને માણસોને લેવા લાગ્યો. પચીસેક માણસ થયાં એટલે 'બસ હવે બીજે ફેરે.'

હોડી વાળી મૂકી. બનૈયામાં ઝાઝું પાણી ન હતું. વચ્ચે વહેનમાં જરા ઊંડું હતું. ઘડીકમાં પાર જઈ પહોંચી. સૌને ઉતાર્યાં: હરખાબાઈને કહ્યું, 'તમે ધીરે ધીરે હેંડતાં થાઓ, હું પેલાંઓને ઠેકાણે પાડીને આઈ પોકું છું.'

'વે'લો આવજે.'

'કશી ફકર નઈ.'

ભિજાયલા શરીરે, નીતરતે કપડે, કાદવથી ખરડાયેલાં સૌ ગોકળિયે પહોંચ્યાં. કૂવે જઈને નાહ્યાં. જૂનાંપાનાં કપડાં બદલીને કોરાં થયાં. બીજો ફેરો ઉતારીને જેસો સીધો ગામમાં ગયો. ગુલાબશંગ ને દુલાને લઈને ગોકળિયે પહોંચ્યો.

મોટી આફતમાંથી બચ્યાનો સંતોષ ગોકળિયા પર ફરી વળ્યો.

## ૧૯

**આ**ખો દિવસ સૌએ રેલની વાતમાં કાઢી નાંખ્યો. ગુલાબશંગે બાળપણથી અત્યાર સુધીની રેલોનાં રોમાંચક વર્ણન કર્યાં. 'ચૂમોતેરની રેલ તો મને સાંભરે છ.' હરખાબાઈ બોલી. 'અણદરની પેઠ હું ય નવી નવી આયેલી, મારે જેહલો પેટમાં, પણ એ રેલ મારા બાપ, વાહદના પૂલના પાટડા તોડીને મહીશાગર છલી વળેલો. લોક તણ તણ દન ઝાડ ઉપર બેઠાં રિયાં'તાં. આ તે રેલ કે'વાય?' આખું ગોકળિયું ગુલાબશંગને આંગણે આખો દા'ડો બેસી રહ્યું ને એવી ને એવી સરસ વાતો કર્યાં કરી. છેક દા'ડો આથમે સૌ વેરાયાં.

હરખાબાઈ ભેંસ દોવા બેઠાં ને રૂપીને સંભારી. 'અરેરે મારી રૂપી!'

'હવે વારે વારે શું સંભાર્યાં કરતી હઈશ?' ગુલાબે કહ્યું. 'જીવતાં રયાં એ રણછોડરાયનો પાડ માન ને?'

'પણ સાંભરે નહિ? જાનવર જેવું જાનવર હેંડયું જાયું.' વળી હરખાબાઈ ગળગળી થઈ ગઈ. 'આપણે માથે નક્કી પનોતી બેઠી છ. નઈતર આ દશા હોય! હાથી જેવો બળદ હેંડ્યો ગ્યો, હાથણી જેવી ભેંસ તણાઈ જઈ. ખેતરમાં રેત પડચો. રોયા કો'કની નજર લાગી જઈ છ.'

'હવે તું મેલીશ છાલ?' ગુલાબે આંખો કાઢી.

હરખાબાઈ ભેંસ દોહીને ઘરમાં ગઈ. મૂંગાં મૂંગાં સૌને પીરસ્યું. સૌથી વધુ એને અફસોસ થતો હતો.

વાળુપાણી કરીને થાક્યાં પાક્યાં સૌ સૂતાં. જેસો પોતાના નવા ઘરમાં ખાટલો ઢાળીને પડચો. પાંગત ઉપર આવીને અણદર બેઠી. 'બહુ થાચી ગ્યા હશો.'

'હા. થાક તો લાગ્યો છે, પણ તમે બધાં સાજાં સારાં બહાર નેહર્યાં તે થાક ઊતરી ગ્યો.'

'હું તણાઈ જઈ હોત તો?'

'તો? ના કે'વાય.'

'ચ્યમ કો' ને?'

'બીજી પરણત.'

'હત તમારી માના.' અણદરે હાથ ઉપર ટાપલી મારી.

'અરે, તારા હાથ ઠંડા ચ્યમ છ? ઊભી રહે દવા આલું.' કહીને જેસો બેઠો થઈ ગયો.

અણદર જોઈ રહી.

'શું છે?'

'તને ભેજ લાગી ગયો છે, ને હુંય આખી રાત પલળ્યો છું તે એની દવા છે આપણી પાહે.' જેસાએ એક ખાલી કોઠીમાંથી શીશી કાઢી. 'ગમે એવી ટાઢ ચડી હોય, તરત મટી જાય. લે, બે ઘૂંટડા પી લે.'

'પણ શેયાની છે એ તો કહો!'

'તું ચાખ તો ખરી.' જેસાએ બુચ ખોલ્યું.

ગંધ આવતાં અણદરે નાક ચડાવ્યું:

'આ તો દારૂ છ.'

'એ તો દવા કે'વાય.' જેસાએ ઘૂંટડો ભરવા શીશી મોં પાસે લીધી ત્યાં અણદરે શીશી પકડી લીધી.

'દારૂ પિવાય આપણાથી?'

'ચ્યમ ના પિવાય? લાવ આલી દે મને.'

'નઈં આલું. તમને આ લત ચ્યારની વળગી?'

'મને લત નથી.'

'તારે? કુબેર બારૈયાનું કુળ લાજી મરે કોઈ જાણે તો, ખબેર છે?'

'લાવ લાવ હવે, બહુ ડાયલી ના દીઠી હોય તો.'

જેસાએ શીશી પકડી. અણદરે જેસાનું કાંડું પકડયું ને કહ્યું, 'નહિ પીવા દઉં. બઉ કરશો તો બાપાને બૂમ પાડીશ.'

બાપાનું નામ આવતાં જેસો ઢીલો પડી ગયો.

હાથ છોડી દીધો અને 'હું તો દવા દાખલ લાયો છું. લાવ મૂકી દઉં.' કહીને લાળા ચાવવા લાગ્યો.

'મારા સોગન ખાઓ, નઈં પીઉં.'

'તારા સોગન.'

અણદરે શીશી આપી.

જેસો ખાલી કોડીમાં મૂકવા નમ્યો ને ધીમે રહીને એક ઘૂંટ પીને મૂકી દીધો.

બહાર પાછો ધીમો ધીમો વરસાદ શરૂ થયો હતો. ઘરમાં ચોમેર પાણી ગળવા લાગ્યું હતું.

'અઈં પણ પાણી ગળે છ.' અણદર ઊભી થઈ.

'હોય નઈં.' જેસાએ ખાટલો ખસેડી લીધો તો ત્યાં ય ટીપાં પડવા લાગ્યાં. પણ ઘર આખું ભરેલું હતું. નવું ઘર કહેવા માત્ર હતું. એક ખૂણામાં પૂળા હતા. બીજામાં કોઠારિયું હતું. ત્રીજામાં ઘંટી હતી. ચોથામાં કોસ ને એનો સામાન મૂક્યો હતો.

ફેરવતાં ફેરવતાં બિલકુલ ન ચૂવે એવી જગ્યા ખોળી કાઢીને જેસો બેઠો. અણદર હજી હાથ ઊંચા રાખીને ચૂવે છે કે નહિ એની ખાતરી કરવા ઊભી છે. જેસો બોલ્યોઃ 'બા ને બાંન સૂતાં છે તાં તો બધે ય ગળતું હશે.'

'ના ગળે જૂનું ઘર હોય તે?'

'અહા અણદર, હું પરમ દા'ડે સૂતો 'તો! શી વાત કરું તને.'

'ક્યાં સૂતા 'તા?'

'શેઠના બંગલામાં. પાણીનું ટેપું ના પડે.'

'ગમે એવો વરશાદ હોય?'

'હા, છો ને બારે મેઘ પડતા હોય.'

'બાપાને એવી મોટા મોટાની ઓરખાણ બઉ છે નઈં?'

'તારે, કેમ ના હોય. પાછું તાવડીવાજું. વાગે. સૂતાં સૂતાં સાંભળવાનું. મઈં બંગલાનાં ગીત બોલે.'

'મારું દાચરું.' અણદર આંખ માંડીને જોઈ રહી.

'અને શેઠની વહુ! ઘરેણાં ને કપડાં પહેરેલાં, કોઈ અપચ્છરા જેવી લાગે.'

'અમને તો ઘરેણાં કે કપડાં કશું લઈ નહિ દેતા.'

'તને તે ક્યાંથી લઈ આલે. વકીલને આલવાના પૈશા ન'તા, એમાં તો કેશની મદત આલી.'

'મારા બાપાએ મોટું ઘર જોઈ આલી, પણ અઈં તો ભૂખ છે.'

'હવે ભૂખ નહિ રે'વાની,'

'ચ્યમ, શાથી?'

'એ તને ના ખબેર પડે.'

'પણ વાત કરવામાં શું મોત આવે છે?'

'હવેથી આ સિમેરે વીઘાં જમીં આપણી સમજી લેવાની. બસ બે પાંચ વરસમાં મનમાગ્યો પાક લઈને........' જેસાએ પોતાની આસમાની સુલતાની, દિલચસ્પ ભાષામાં અણદરની સામે ખડી કરી દીધી. ભોળી અણદર કશો ભેદ સમજી નહિ.

અણદરની આંખ ઘેરાવા લાગી ત્યાં સુધી જેસાએ પોતાના મનોરાજ્યની કથા કર્યા કરી.

## ૨૦

રેલ આવી એનો લાભ લઈને વેપારીઓએ ઘી મોંઘું કરી નાંખ્યું. પ્રેમચંદ શેઠ પાસેથી પાંચગણા દામ આપીને બાજરી, કોદરા,

ઝાલર, દીવેલી વગેરે બી જેસો લઈ આવ્યો. રામશંગનો બળદ માગી લઈને ફરી ઓર્યું.

કુદરતે જેસાની મહેનત સામે જોયું હોય તેમ ચાર પાંચ દિવસ ઉઘાડ કાઢીને પાછો બે દિવસ વરસાદ વરસાવ્યો. મનમાન્યું વાવેતર ઊગી નીકળ્યું. કામકાજમાં પંદર દિવસ ક્યાં ગયા તેની ખબર પડી નહિ. કેસની મુદત આડા ફક્ત બે દાડા રહ્યા.

જેસાએ તો મનમાંથી કેસની વાત કાઢી જ નાંખી છે. એ સવારમાં ભાઠામાં બળદ ચારવા તથા નીંદવા ચાલ્યો.

બે ત્રણ દિવસ પછી પૂર્વ દિશાની રંગભૂમિના પડદા ઉપર અવનવા રંગો પલટાઈ રહ્યા હતા. જેસાની મનની મૂંઝવણનાં વાદળ વિખરાતાં, ત્યાં પણ આછો ઉલ્લાસ તરવરતો હતો.

જેસાને જતો જોઈને ગુલાબસિંગે પૂછ્યું 'જેહલા, હું દા કને જતો આવું ને ?'

'નહિ જવું દા કને' જેસાએ બળદની રાશ ખેંચી રાખીને પાછળ જોયું. 'તમને ય લાજ નહિ બાપા.'

'પણ એમની કનેથી વકીલ સારુ પૈસા લેતો આવું.'

'વકીલ-બકીલ કશું કરવું નહિ. હું અવાર ઓરશદ જવાનો જ નહિ.'

'તું નઈ જા તો હું જઈશ.'

'તમને નહિ જવા દેવા.'

'કાંઈ ગાંડો થયો. સમજણો જનો ગાંડાં કાઢ છ. જા છેતરે જાનોમાનો.' ગુલાબસિંગ ગામની તૈયારી કરવા ઘરમાં ગયો.

જેસો રીસમાં બળતો ખેતરે ચાલ્યો.

'બાપાને હજી એવા એનો વશ્વા છ' મનમાં બબડતો ગયો. જેસો ભાઠામાં આવ્યો. શેઢા ઉપર બળદને ચરવા મૂક્યા. પોતે નીંદવા લાગ્યો. મજાની ઘૂંટણપૂર બાજરી ઊભી છે. કાદરા ય એવડા થઈ ગયા

છે. વચ્ચે ઝાલર મકિયા પણ ઊગી નીકળ્યાં છે અને દીવેલાંનું બબ્બે વેંતનું છત્તર જામતું આવે છે. જ્યાં નજર પડે છે ત્યાં લીલવણી મોલ પવનમાં ઝૂલી રહ્યા છે. ચોમેર કામ કરતાં ખેડૂતોની આંખો ને હૈયાં ઠરીને હિમ થઈ જાય એવી કુદરત ખીલી ઊઠી છે. રસ્તે જતાં વટેમાર્ગુ પણ બે ઘડી જોઈ રહે છે. જેસાના મનનો સંતાપ શમી ગયો જણાય છે. મનમાં ગણગણતો જાય છે. 'આજ અગરે કહ્યું છે વહેલા આવતા રહેજો. આજ મોટી અગિયારસ છે.' પણ ખેડુના દીકરાને કોઈ દા'ડો સુખ નઈ. અગિયારસ હોય કે પૂનમ. રાત ને દા'ડો કામ, કામ ને કામ. ઢોર જેવી જિંદગી. એમ નઈ કે મોટો દા'ડો છે તે નાઈ ધોઈને બે ઘડી ભગવાનનું નામ લઈએ.' વિચાર કરતો જાય છે ને નીંદતો જાય છે.

લખમીચંદ મોડો મોડો ઊઠીને લોટો ઢોળવા ચાલ્યો ત્યારે દીપચંદે કહ્યું, 'આજ ભાડામાં બાજરીની ખબર કાઢતો આવજે.'

'સા......રું.'

લખમીચંદ એક પછી એક ખેતર જોતો ચાલ્યો. મન ઠરવાને બદલે ઊંચું નીચું થવા લાગ્યું. 'આવતી સાલ લાખલાની આ પાંચ વીઘાં મંડાવી લેવી છે. કેટલી સરસ છે! અને આ રવલાની ત્રણ વીઘાં સાથે લગી થઈ જાય અને પેલી બાજુની ગુલાબશંગની તો મળવાની જ છે. પછી એક સાથે વીશ વીઘાંનું ખેતર થઈ જવાનું.' વિચાર કરતો ચાલ્યો જાય છે. 'હવે ફરી રેલ ના આવે તો સારું. પાક સારો થવાનો. પણ આ લોકો આળસુના પીર છે. બિલકુલ કાળજી રાખતા નથી. વચ્ચે આટઆટલું ઘાસ ઊગી નીકળ્યું છે પણ કરબડી ફેરવતા નથી. આ બીજા કેવાં ચોખ્ખાં રાખે છે. પારકે હાથે કામ કરાવવું અને એમાં સાળી કાળાંની જાત!' મનમાં ગાળો દેતો જાય છે ને ચાલ્યો જાય છે.

એમાં જેસાના બળદને બાજુના પોતાના ખેતરમાં બાજરી ખાતાં જોયા. એકદમ દોટ કાઢી. હાથમાં નાની લાકડી હતી તે ઉગામીને હોકારો કર્યો અને બૂમ મારી 'અલ્યા કોઈ છે કે ખેતરમાં?'

'કેમ, કોણ છે?' જેસો બાજરી વચ્ચે ઊભો થયો.

'કોણ જેસલો છે કે? લ્યા ભાન છે કે નહિ. આ બળદ બધી બાજરી ખાઈ જાય છે.'

'ક્યાં છે બળદ?'

'આ રહ્યા, દેખતો નથી? પારકા ખેતરમાં મૂક્યા છે તે તારાં ખેતરાં નથી બાજુમાં?' આંખો કાઢીને તાડૂક્યો.

'ધીમો બોલ, હું બહેરો નહિ.' જેસાનું મગજ ફાટ્યું.

'બહેરો નથી, આંધળો છે.' માથા ઉપર અણધાર્યો ફટકો પડે એવા શબ્દો સાંભળતાં જેસો ભાન ભૂલ્યો. દાતરડું ફેંકીને પડખે પડેલું ધારિયું ઉપાડ્યું. નજીક ધસી આવ્યો.

'કોણ આંધળો છે, કહે જોઈએ હવે?'

'કોણ તે શું, તું. એમ બિવડાવી......'

વેણ પૂરું થાય તે પહેલાં લખમીચંદના માથા પર ફટકો પડ્યો. અવળા ધારિયાની હળવી ચોટ લાગવા છતાં લખમીચંદ 'ઓ બાપ રે' કરતો પડી ગયો. અને 'દોડજો, ઓ બાપ રે, મરી ગયો.' એવી બૂમો પાડવા લાગ્યો. જેસાએ ક્રોધમાં ને ક્રોધમાં ફરી ઘા કર્યો. માથે ફેરવીને ઝાપટતાં ઘા સવળો પડ્યો. લખમીચંદ આડો હાથ ધરવા ગયો ત્યાં અર્ધી ભુજા વઢાઈ ગઈ. લોહીની ધાર થઈ. લોહી દીઠું ને જેસો ગભરાયો. એકદમ નાઠો. લખમીચંદ હાથ કપાતાં બમણી બૂમો પાડવા લાગ્યો. બૂમો સાંભળીને આસપાસથી લોક દોડી આવ્યા. બે ચાર જણ પરબાર્યા જેસાની પાછળ પડ્યા.

એક જણે લખમીચંદને હાથે લૂગડાનો છેડો ફાડીને બાંધ્યો.

લોહીથી જમીન ભિન્જાઈ ગઈ હતી. કપડાં ને શરીર લોહીલોહાણ થયાં હતાં. જોનાર ત્રાસી ગયા. લખમીચંદ પોતાનું લોહી દેખીને બેભાન થઈ ગયો. એક મોટી પછેડીમાં નાંખ્યો. ત્રણ જણે માથે કેડે ને પગે માંડ ઉપાડ્યો. ગામમાં લઈ ચાલ્યા. લોહી બંધ પડ્યું ન હતું. નીચે ટપક્યા કરતું હતું. સામે મળતા લોક બીકથી, કુતૂહલથી જોવા લાગ્યા. ખેતરમાંથી નીકળી નીકળીને જોવા લાગ્યા.

'કોણ છે?' એકે પૂછ્યું.

'લખમીચંદ' બીજાએ કહ્યું.

'કોણે માર્યો?'

'જેહલે, બીજા કોણે?'

'મરી ગયો કે જીવે છે?'

'કોણ જાણે?'

લોકો દબાતે સાદે, ફાટેલી આંખે, ઇશારતથી વાતો કરતા વાટે ઊભા રહી જતા હતા. કેટલાક કામનું બહાનું કાઢી પાછળ પાછળ ગામમાં ચાલ્યા.

ભાગોળમાંથી તો બૈરાં છોકરાં ને પુરુષોનું ટોળું થઈ ગયું. વાયુ-વેગે ગામમાં વાત પસરી ગઈ.

દીપચંદને ખબર પડતાં હાંફળોફાંફળો સામો દોડ્યો આવ્યો. 'અરરર શું થયું મારા દીકરાને, દોડો ઝટ, ઘેર ખાટલો ઢાળો.'

શેઠની હવેલીમાં, નીચેના ઓરડામાં ઢોલિયો ઢળાયો. ગામમાંથી વૈદને બોલાવ્યા.

'ઊભા શું રહ્યા છો? રવલા, ચંદા, રામા, ઝાલી લ્યો જેહલાને, જાય નહિ હાથમાંથી. મારી નાંખ્યો મારા લખમીચંદને.'

આખું ગામ શેઠના ઘર આગળ ટોળે વળ્યું. ઘા ઘેર પૂજામાં બેઠા હતા. રામચંદ્રજીની મૂર્તિ આગળ માળા ફેરવતા હતા. સામે ગુલાબ-

સિંગ આંખ મીચીને ઉઘાડે માથે બેઠો હતો. એ વખતે ખબર આવ્યા, ‘જેહલે લખમીચંદને માર્યો.’

ગુલાબસિંગ ચમકી ગયો. ફાળિયું વીંટીને ઊભો થયો.

દાએ ઝટપટ માળા પૂરી કરીને તેણે અડાડી આંખ ઉઘાડી.

‘શું છ લ્યા?’

‘લખમીચંદને જેહલાએ માર્યો.’

‘ક્યાં, દુકાનમેં?’

ગુલાબસિંગ ઊભો થઈ ને સાંભળી રહ્યો છે.

‘ના, છેતરમેં. હાથ કપાઈ ગ્યો છે.’

‘હોય નહિ!’ દા ઊભા થયા.

ગુલાબસિંગનું કાળજું થડક થડક થવા લાગ્યું.

‘જેસલો ક્યાં છે લ્યા?’ દાએ પાઘડી બાંધતાં પૂછ્યું.

‘નાહી ગ્યો. ઝાલવા ગ્યા છ.’

ગુલાબસિંગ નીચી નજર રાખી ગભરાટ શમાવવા મથતો હતો, ‘શું થયું હશે? કાંઈ બોલાચાલી થઈ હશે. જેહલાનો દાંડો ફર્યો છે, બીજું કંઈ નઈ, હવે આ મૂઓ દીપલો કોણ જાણે શું કરશે? અરે ભગવાન!’

પાઘડી બાંધીને દા નીકળ્યા, ‘હેંડ ગુલાબસિંગ’. બન્ને બજારમાં આવ્યા. ઘર આગળ ભીડ જામી છે. દાને જોઈ ને લોક ખસી ગયા. ગુલાબની ત્રાસેલી આંખો સામે જોઈ ને એક જણ બોલી ઊઠ્યો, ‘બચારા આ ડોસાનું જેહલો મોત બગાડશે.’

‘નઇતર આવું શું લેવા કરે?’ બીજાએ ટેકો આપ્યો.

‘આ દાવો માંડ્યો તારનો જેહલો લાગ ખોળતો ’તો.’

'ઘણું વાગ્યું છે.' બીજાએ કહ્યું, 'કપાર આગરથી ખોપરી નેહરી જઈ છે.'

'હવે બચે એમ નહિ.'

'બચારા દીપચંદને એકનો એક છે. રણછોડરાય એને સારો કરે બાપજી!'

અંદર દીપાશેઠનો જીવ ઊંચો ચડી ગયો છે. એનાથી પૂરું બોલાતું પણ નથી. શ્વાસ લઈને બે વેણ માંડ કાઢે છે. લખમીચંદ હજી બોલતો નથી.

વૈદે માત્રા ચટાડીને હાથે પાટો બાંધ્યો. ઘરમાં બૈરાં કાળો કકળાટ કરી રહ્યાં છે. દા ને ગુલાબસિંગ આવ્યા. દીપાશેઠે 'પધારો દા' કહીને આવકાર આપ્યો. ગુલાબસિંગ સામી રોષભરી નજર કરીને લખમીચંદ સામે જોયું.

દાએ વૈદને પૂછ્યું, 'કેમ લાગે છે? કેવુંક વાગ્યું છે?'

'હાથ અર્ધો કપાઈ ગયો છે. લોહી બહુ વહી ગયું છે. નાડી મંદ છે. હજી ભાન નથી આવ્યું.'

ચિંતાતુર આંખે દા જોઈ રહ્યા.

થોડી વાર વાતાવરણમાં ભયભરી ગંભીરતા છવાઈ ગઈ.

'દીપાશેઠ!'

'કેમ દા?'

'આને આણંદ લઈ જનઓ. વધારે ઓછાની આપણને ખબર ના પડે, સમજ્યા?'

'બહુ સારું દા, હું એ જ વિચાર કરતો હતો; પણ મનમાં થયું કે દાને પૂછ્યા પછી વાત.'

'હા. તે મને એમ લાગે છે. ભગવાનની મરજી હશે તો હરકત નહિ આવે.'

દાએ બારણે જોયું. પાછળ ફર્યા.

'કેમ ત્યાં આટલાં બધાં એકઠાં થયાં છો? વેરાઈ જાઓ. કામ-ધંધો છે કે નહિ?'

લોકો બહાર નીકળી રસ્તા પર ને બાજુ પર ઊભાં રહ્યાં.

'બેસો દા' દીપચંદે ગાદી ઝાપટીને તકિયો સરખો મૂક્યો. દા બેઠા. 'ગુલાબસિંગ આવ ને,' ગુલાબસિંગ તો સફેદ થઈ ગયો છે. આમાંથી શું થશે એના વિચારમાં ઊંડો ઊતરી ગયો છે.

'આ જેહલાને શું સૂઝ્યું? દીપોશેઠ કેસ માંડશે તો જેલમેં જવું પડશે.' જેલનો વિચાર આવતાં એમનાં અંગ ઢીલાં પડી ગયાં. દાએ બેસવા કહ્યું તે પણ સાંભળ્યું નહિ. ફરી કહ્યું ત્યારે ઓટલાની કોરે બેઠા.

'જેહલાને તમે કાબૂમાં નથી રાખ્યો' દા હળવી ભાષામાં દીપોશેઠ સાંભળે એ રીતે બોલ્યા.

'મારું પણ એ જ કહેવું છે દા.' દીપોશેઠ બાજુમાં બેઠા. 'છોકરો હદ બહાર ફાટી ગયો છે. ગુલાબશંગનું ઘરમાં કશું ચાલતું નથી.'

'એક વાર એ જેલના સળિયા દેખશે તારે જંપશે.' ગુલાબસિંગના મનનો ભય બહાર નીકળી આવ્યો.

'એ તો દેખવાનો જ ને હવે હું કાલ ને કાલ ફરિયાદ માંડવાનો છું. આવા માણસો છૂટા રહે તો બીજાને ત્રાસરૂપ થઈ પડે. આમાં હું દાની કે તમારી કોઈની શરમ નહિ રાખું.'

દા નીચે જોઈ ને બેસી રહ્યા. જેસો હાથ આવવાનો નથી એની એમને ખાતરી હતી. ગુલાબસિંગને શું બોલવું તે સૂઝ્યું નહિ. માથું ધુણાવતો દુઃખપૂર્વક નીચું જોઈ ને એ બેસી રહ્યો.

'ઠીક ત્યારે દીપાશેઠ, બેસો. વહેલામાં વહેલો આણંદ લઈ

જાઓ. ભાનમાં આવે એટલે મને ખબર આપજો. અને ગુલાબસિંગ, જેહલો ઘેર આવે તો તમે મારી કને લઈ આવજો.'

'તરત લઈ આઈશ દા.'

દા ઊઠ્યા. ગુલાબસિંગ ઊઠ્યો. દીપચંદ બારણા સુધી આવ્યો. 'આવજો દા. ગુલાબસિંગ આવજો.' દા ખડકીએ ગયા. ગુલાબસિંગ ગોકળિયા તરફ ચાલ્યો. એના ચહેરા ઉપરની બધી કળા સંકેલાઈ ગઈ હતી. લોકો એના પડી ગયેલા મોં સામે જોઈને રોષ, દુઃખ અને ભયની મિશ્રિત લાગણી અનુભવવા લાગ્યાં.

# ૨૧

**હરખાબાઈ** કૂવાવાળા ખેતરમાં ચાર વાઢે છે. રામશંગ ને મથુરશંગ કરબડી ફેરવે છે. અણદર ઘેર રોટલા ઘડે છે. કાશી ને દુલો નિશાળે જવાની તૈયારી કરે છે. એ વખતે જોડેના ખેતરવાળો દુલભાઈ સમાચાર લાવ્યો, 'દીપાશેઠના લખમીચંદને મારીને જેહલો નાશી ગયો.'

સાંભળીને રામશંગ ને મથુરશંગે બળદ ઊભા રાખી દીધા. હરખાબાઈ ઘાસની પોટલી પડી મૂકીને દોડી આવી. સાંભળેલું માન્યામાં ન આવતું હોય તેમ ફરી પૂછ્યું :

'શું કયું દુલભઈ?'

'જેહલો લખમીચંદને ટચકો મારીને નાહી ગ્યો.'

'હાય હાય, ક્યારે?'

'અમણાં. હું ભાઠામેંથી જ આઉં છું.'

'પૂરી વાત તો કર મૂઆ.'

'મારા છેતરમાં હું સમાર દેતો 'તો, તાં મેં બૂમ સાંભળી. 'ઓ બાપ રે મરી જ્યો, દોડજો' જઈને જોયું તો લખમીચંદ તરફડે, ને લોહિયાળે ધારિયે જેહલો નાઠો જાય.' રામશંગ ને મથુરશંગ ફાટી આંખે એક બીજા સામે જોવા લાગ્યા. હરખાબાઈ ઊંચે શ્વાસે સાંભળી રહી.

'અને બે ચાર જણ લખમીચંદને ઉપાડીને એને ઘેર પોંચાડી આયા. ને બે ચાર જણ જેહલાને ઝાલવા જ્યા.'

'ઝલાઈ જ્યો ?' મથુરે પૂછ્યું.

'ના રે, એમ શાનો ઝલાય. એ તો મહીસાગર પાર નેહરી જ્યો.'

હરખાબાઈનો શ્વાસ જરા હેઠે બેઠો. એણે પૂછ્યું, 'જેહલાના બાપા ચ્યાં હતા ?'

'એમની ખબર નહિ. મારા બળદ મોકળા હતા તે હું તરત પાછો છેતરે જ્યો, ને તાંથી તમને ખબર આલવા અહીં આયો.'

'સારું કર્યું ભયા ખબેર લાયો.' હરખાબાઈ બે કોળી ચાર લઈને ઘેર આવી.

ઘરમાં જઈને પૂછ્યું 'શું કરો છો વહુ ?'

'આ રોટલા કર્યા ને શાક મૂક્યું છ.' અણદરે હરખાબાઈ સામે જોયું. હાથમાં થોડીક ચાર ને ચહેરા પર વ્યગ્રતા જોઈને અણદરને ચિંતા થવા લાગી. પૂછવાનું મન થયું પણ બોલી નહિ. ત્યાં તો હરખાબાઈએ જ કહ્યું,

'જેહલો નાહી જ્યો.'

'હેં ?'

'લખમીચંદને મારીને.'

અણદરના હાથમાં પાણીનો કળશો એમ ને એમ રહી ગયો.

હરખાબાઈ સામે એકી ટશે જોઈ રહી. હરખાબાઈ એક ખૂણામાં ચાર ને બીજા ખૂણામાં છાયલ ને છાતરડી ફેંકીને બહાર ચાલી.

'ક્યાં જાઓ છો બા?'

'જાય ક્યાં?' હરખાબાઈ માથે હાથ દઈ ને ઓટલી પર બેઠી.

'શું થયું બા?' નાનો દુલો બોલ્યો.

'કાંઈ નઈ.'

'મોટાભઈ નાહી ગ્યા બા?' કાશીએ પૂછ્યું.

'હા, નાહી ગ્યા. કમાણી કરી. હું એમને રોજ કૅ'તી 'તી કે તમે આ છોકરાને બહુ કટવા છો. પછી વાત વધી જશે તારે હાથ ઘસશો.'

કાશી મા સામે જોઈ રહી. એને મનમાં દુઃખ થવા લાગ્યું હતું. 'શાથી ભઈ નાહી ગ્યા હશે? ક્યાં નાશી ગ્યા હશે? શા માટે લખમીચંદને માર્યો ભઈએ?' એવા જ વિચારો અણદર ને દુલાને મૂંઝવી રહ્યા હતા.

થોડી વાર થઈ ત્યાં ગુલાબસિંગ આવ્યો. આંગણામાં આવતાં હરખાબાઈને પૂછ્યું, 'કેમ બેશી રયાં છો?'

'આ જેહલાનું સાંભળીને જ તો.'

'એમાં આમ રોતલની પેઠ બેશી શું રઈ છું, કાલ સવારે આવશે ગ્યાં હશે ત્યાંથી. કાશી દુલિયા, જાઓ નેહાળે.'

'તમે ક્યાં હતા અતાર સુધી?' હરખાબાઈએ પૂછ્યું.

'મહાણમાં ગ્યા 'તા અમે.' ગુલાબસિંગે ઘરમાં જઈને ડગલું ઉતાર્યું. ફાળિયું વળગણીને છેડે ખોસ્યું.

'હેંડ, ખાવા આલ.'

'છોકરાની ભાળ કાઢી?' ઘરમાં આવતાં હરખાબાઈ બોલી.

'હવે ભાળ શી કાઢવી 'તી? એવા છોકરા કરતાં વાંઝિયાં સારાં.'

'તારે શું, એ હેંગલાની ગાળો સાંખી લે?'

'ના, માણહનાં ખૂન કરે. તેં જ એને ફટવી મેલ્યો છે. અતારે મને બોલાવીશ મા, નઇતર ખઈ બેહીશ.'

હરખાબાઈએ કશો ઉત્તર ન આપ્યો. ભાણું પીરસ્યું. અણુદર બહાર બારણાને અઢેલીને ઊભી રહી. બિચારી બહુ અકળાય છે. 'ક્યારે આવશે પાછા? આવશે કે નહિ આવે? પકડાઈ જશે તો? ઓલા બોરશદનો ફોજદાર મૂઓ બઉ ભૂંડો છે.' વિચાર આવતાં અણુદર ધ્રૂજી ઊઠી.

ગુલાબસિંગે મૂંગા મૂંગા ખાઈ લીધું. બહાર આવીને ખાટલો ઢાળીને હોકો લઈને બેઠો.

થોડું ઘણું ખાઈને હરખાબાઈ બહાર આવી.

ગુલાબસિંગને ઉદાસ ચહેરે બેઠેલો જોઈને કહ્યું, 'ક્યમ આમ બેઠા છો?'

'મને ચેન પડતું નહિ. ગમે તે હોય.'

'અમથા અમથા ખોટા વચાર ના કરશો.' હરખાબાઈ બોલી. 'ઊઠો, ભાઠામેં કરબડી ફેરવી આવો. જાઓ, કામ વના નકામા વચાર આવ્યા કરે.'

ગુલાબસિંગ સાંભળ્યું ન હોય તેમ બેસી રહ્યો.

'તમે છોકરાંને ને મને ધમકાવતા 'તા ને આમ ક્યમ થઈ જ્યા છો?' ગુલાબે માત્ર સામે જોયું.

હરખાબાઈ ઘરમાં ગઈ. વાસણ અજવાળ્યાં. ઘર વાળ્યું. અણુદર તળાવે કપડાં ધોવા ચાલી, ને હરખાબાઈ ભેંસ છોડીને પાણી પાવા કૂવે લઈ ચાલી. આંગણામાંથી ઢોળ ઊતરીને રસ્તે આવી ત્યાં ભેંસ ભડકી. ઊંચું મોં કરીને ઊભી રહી. હરખાબાઈએ પાછળ જોયું તો

બોરસદને માર્ગેથી બે ઘોડેસવાર અને આઠ દસ પોલીસ આવતા દીઠા. છીંડું ઉઘાડીને અંદર આવ્યા.

ગુલાબે ઘોડેસવાર જોયા. એની છાતી ધડકવા લાગી. હરખાબાઈ પાછી વળી. ભેંસ ખીલે બાંધી ને ઘરને બારણે જઈને ઊભી રહી.

જમાદાર જૂનો હતો પણ ફોજદાર નવો હતો. આવતાંવેંત ત્રાડ મારી, 'ગુલાબ કુબેર કોનું નામ ?'

'મારું શા'બ' થેપાડું સરખું કરતાં ગુલાબ બોલ્યો.

'ક્યાં છે તારો છોકરો ?'

'નાહી ગ્યો છે શા'બ.'

'ક્યાં નાસી ગયો છે ?'

'એની ખબર હોય તો શોધી ના કાઢીએ ?'

'ઘરમાં કોણ છે' ?

'કોઈ નહિ.'

'જમાદાર, જુઓ, બધાં ઘર તપાસી લ્યો અને ગુલાબસિંગને સાથે લઈ લ્યો ચોરામાં. મથુરો ક્યાં છે ?'

'એને ઘેર.'

'બોલાવો એને.'

એક પોલીસ મથુરસંગને બોલાવી લાવ્યો.

'ક્યાં છે જેહલો ?'

'શા'બ મને શી ખબર ? હું તો અઈં કૂવાવાળે ખેતર હતો.'

'સાચું બોલે છે ? મારી નાખીશ સાળા, ખોટું બોલ્યો તો ?'

'ખોટું શું લેવા બોલું ?'

'જાઓ તાજભાઈ, આખી વાડી તપાસી લ્યો. દરેક ઘર જોઈ લ્યો. મોટાં ઝાડ ઉપર પણ તપાસી લેજો.'

પોલીસો ધબડ ધબડ કરતાં આખું ગોકળિયું ખૂંદી વળ્યા. ગોકળિયામાં બીકની લાગણી પસરી ગઈ. પંખીઓ કકળાટ કરવા લાગ્યાં. પશુઓ ખાવું છોડી ઊભાં રહી ગયાં.

બે ત્રણ કલાકની તપાસ કરીને પોલીસો પાછા આવ્યા. ગુલાબ-સિંગને લઈ ફોજદાર રસાલા સાથે રામપરા ચાલ્યો ગયો. આખું ગોકળિયું ભયભર્યું પાછળ જોઈ રહ્યું.

## ૨૨

સાંજ પડવા આવી તોપણ ગુલાબસિંગ પાછો ફર્યો નહિ. ગુલાબના ઘર આગળ રામસિંગ, હિંમતસિંગ, મથુરસિંગ, જમનાવહુ, રાધાવહુ, હિંમતની મા, હરખાબાઈ, અણદર–સૌ બેઠાં છે. નિશાળેથી કાશી ને દુલો પણ આવી ગયાં છે. સૌના ચહેરા પર ચિંતા ને દુઃખ છવાયાં છે. ધીમી વાતો ચાલી રહી છે. હિંમતની મા હાથનો અભિનય કરીને બોલ્યાં, 'જેહલો મારો મરતાંને મેર ન કે', પણ પછી કચરાય તારે તો કીડીયે ચટકો ભરે.'

'અને એવો એ લખડો એ જ લાગનો હતો. હું તો કઉં છું, મરી ચ્યમ ના જ્યો!' જમનાએ ટેકો આપ્યો.

'આ મૂઓ નવો ફોજદાર બહુ નીચ છે.' હરખાબાઈ બોલી. 'બારૈયાનો તો દુશ્મન છે. મા ખોડિયારમા કરે ને ડોસાને કંઈ ના થાય તો સારું.'

'કોને, મારા ભાઈને ? કોઈથી હાથ ના ઉપાડાય એમના ઉપર.'

'એ વાત જવા દેજો મથુરકાકા,' રામશંગે કહ્યું.

'આ સપાઈડા કોઈના થ્યા નહિ ને થશે નઈ. સગા ભાઈને પકડાવીને કેદમાં પૂરી દે.'

અણદર એક બાજુ નીચું ઘાલીને બેઠી છે. એના મનમાં દુઃખ સમાતું નથી, પણ કહે કોને ? સૌને સરખું જ દુઃખ થતું હતું.

છેક અંધારું થવા આવ્યું. એક પછી એક ઊઠી ઊઠીને જવા લાગ્યાં. હરખાબાઈએ ઊઠીને દીવો કર્યો. બહાર આવીને મથુરસંગને કહ્યું, 'ભઈ, તમે જાઓ ને જરા જુઓ તો ખરા ?'

'હા જઉં.' મથુરે ચુંગી ખંખેરીને ખીસામાં મૂકી. ફાળિયું સરખું કરીને ઊઠ્યો. 'ઘેર કહેતો આવું' કહીને ઘેર ગયો.

'મૂઓ ફોશી છે આ મથુરિયો' હરખાબાઈથી ન રહેવાયું.

'હું જઉં બા ?' દુલો બોલ્યો.

ત્યાં છીંડે કૂતરું ભસ્યું ને તરત બંધ પડ્યું. 'આયા તો ખરા' હરખાબાઈ બોલી. ગુલાબસિંગ આવ્યો. સીધો ઘરમાં ગયો. હરખાબાઈ પાછળ ગઈ. વાટ સરખી કરી.

સુસકારો નાંખીને ગુલાબ નીચે બેઠો. ફાળિયું થાંભલીને ઓઠીકણે મૂક્યું, 'કાશલી, બેટા પાણી આલ્ય.'

કાશી પાણી લેવા ઊઠી.

ગુલાબની ઊંડી ઊતરી ગયેલી આંખો વધારે ઊંડી લાગતી હતી. કાળી કરચલી પડી ગયેલી ચામડી દીવાના પ્રકાશમાં તગતગતી હતી. પાણી પીને અંગરખું કાઢ્યું. હરખાબાઈની ધીરજ ખૂટી.

'કાંઈ મારકૂટ તો કરી નહિ ને ?'

'ના. ના. મારશે શું ?' આખે રસ્તે મારની બીકે ફફડતો ગયેલો ગુલાબ ખૂંખારીને બોલ્યો.

'તો સારું. કાશલી, ઘીનો દીવો કર. ઊઠ બોન. અંબામાએ રક્ષા કરી મારી મા.'

'ખાધું તમે ?'

'કાંઈ નહિ ખાધું.'

'લે તારે, બોલતી ચ્યમ નહિ ? ઊઠ કાશલી, દુલા. છોકરાંને ભૂખ્યાં શા સારુ માર છ.'

હરખાબાઈ ઊઠી. ભાણાં પીરસ્યાં.

ગુલાબસિંગ જમવા બેઠો. બટકું ભાંગ્યું. મોં આગળ લીધું ત્યાં ગળગળો થઈ ગયો. 'ચ્યાં હશે જોહલો ? શું કરતો હશે ?'

'પરભુ જાણે.' કહીને હરખાબાઈએ આંસુ લૂછ્યાં. બહાર ઊભી અણદર સાંભળતી હતી. એનું હૈયું ભરાઈ આવ્યું. એને તો ક્યાંય ગમતું નથી. સામે ને સામે તરે છે.

હરખાબાઈએ ગળું ખંખારીને કહ્યું: 'કોઈકને કો' તો ખરા. ભાળ કાઢે છોકરાની.'

'કઢાવશું. પણ ચ્યાં કઢાવવી ?'

'ચ્યમ મોટાભઈ, આઈ જ્યા ?' મથુર અંદર આવ્યો. પાછળ હિંમત પણ આવ્યો 'ચ્યમ કાકા બઉ મોડા ?'

'પૂછપરછ કરી, સવાલ-જબાપમાં મોડું થયું.'

'ફોજદાર જોયો કે છે ?'

'છે. એક નવું લાકડું ઘાલ્યું છે.'

'શું ?'

'રોજ સાંજે આપણે સૌ ભયાઓએ ચોરામાં હાજરી પુરાવવા જાવું. ન જાઈં તો દંડ કરે ને કેદમાં નાંખે.'

'એ તો દખના દા'ડા. રોજ નવરાઈ ચ્યાંથી મળે ?'

'અને જેહલો આવે તો હાજર કરી આલવો.'

'કરશે હાજર.' મથુર બોલ્યો.

'હું દાદાને મળતો આયો.'

'શું કહ્યું દાદાએ?' હિંમતે પૂછ્યું.

'કહ્યું કે તમારું શરીર બાદલું છે તે રોજનાં ટાંપાં નઈ ખવાય.'

'તારે શું કરે?'

'ગામમેં રેવા આઈ જાઓ એમ કહ્યું.'

'આપણે ગામમેં નહિ જવું.' હરખાબાઈ વચ્ચે બોલી.

'પૂરું સાંભળ તો ખરી. આપણે ને જેહલાને વાંક ભયાઓને દખમાં નહિ નાંખવા. આ ફોજદાર બઉ ખરાબ આયો છ. રાત મધરાત ગોકળિયે આવે. બારણાં ઉઘડાવે. જડતી લે. આપણાં બૈરાં–છોકરાં મહીં સૂતાં હોય ને એવાં નકામાં માણહાં ઘરમાં આવે એ એમ પોહાય?'

'એ સાચું.'

'તારે અમે જે વચાર કર્યો હશે એ કાંક જોઈ વચારી કર્યો હશે. નઈતર દા ઊઠીને એવી સલાહ આપે? એટલે મથુરા, તું, હેંમત ને રામશંગ રે'જો. દીપલાની દાબું રાછી છે એટલી મથુરા આ શાલ છેડવી હોય તો તું છેડ. હું તો મારે કાલ સવારે ગામમેં હેંડ્યો જઈશ. તમારે સૌને સુખ થાય.'

ગુલાબસિંગ નીચી નજરે જોઈ રહ્યો. સૌ એના ચહેરા સામે તાકી રહ્યાં. ઘડીભર ક્રૂર શાંતિ છવાઈ. વિખૂટાં પડવાની વાત આવતાં સૌનાં દિલ દુભાયાં; પણ બીજો ઉપાય ન હતો એટલે સમસમી રહ્યાં.

'જેહાભઈના કાંઈ ખબેર આયા?' હિંમતે ભારે સાદે પૂછ્યું.

'ના–ના.'

થોડી વારે ગુલાબસિંગ બોલ્યો. 'મથુરભા, તું કાલ ગામમે જઈને ઘરનું છાપરું સરખું કરી આવીશ ને?'

'હોવે.'

'અને તમે રાતોરાત બધું બાંધી લ્યો.'

હરખાબાઈ તો ગામમાં જવાની વાત આવી ત્યારથી જાણે તેલમાં માખી ડૂબી છે. 'આટલી ચીજ વહત ક્યમ લઈ જવી? વળગણી, પેટી, કોઠારો, હાંલ્લાં, ગોળી, રવૈ, ઘંટી, ભેંસ, પાડી...બધું ક્યમ કરીને લઈ જવાશે?'

વિચારમાં ઝટપટ ખાઈ લીધું. મથુરની વહુ આવી, હિંમતની મા આવી.

'જાઓ કેમ હરખાબા!'

'ક્યમ કરીએ વહુ! અમારે વાંકે સૌને દખી કરાય કાંઈ?'

'અમને કશું દુઃખ નહિ. ના જશો.'

'પણ દાદાએ કહ્યું છે ને!'

બધાં બેરાં કામે વળગ્યાં. નાની મોટી ચીજ બાંધતાં સુખદુઃખની વાતો કરવા લાગ્યાં. પાછલી રાતે હરખાબાઈ સહેજ સૂતી.

સવારમાં છાણુ–વાસીદુ, શિરામણ કરીને હરખાબાઈ ગામનું ઘર સાફ કરવા આવી. સાથે અણુદર, કાશી ને દુલો હતાં.

જૂનું કટાઈ ગયેલું તાળું તેલ મૂકીને મુસીબતે ઉઘાડ્યું. બારણું ઉઘાડતાં જ પુરાઈ રહેલી હવા છૂટી. નાક ચડાવીને શ્વાસ રૂંધીને બહાર ઊભી રહી. મોટા બારૈયાવગામાં વચ્ચોવચ્ચ ઘર હતું. પાડોશણોને ખબર પડતાં આવી પહોંચી.

'આઈ જ્યાં કે હરખાબા?'

'હોવે.'

'સારું કર્યું બા, વરસાદ—પાણીનાં.'

ઘરમાં ઊભા રહેવાય તેમ ન હતું. ધૂળના ઢગ પડ્યા 'તા. ખડ, રાડાં, સડેલું ઘાસ, મોટી મોટી ભાંગી ગયેલી કોઠીઓ ભૂતના વાંસા જેવી ભયંકર દેખાય છે. છાપરું આમલી બાજુથી નમી ગયું છે. વળીઓ ને કાથી સુદ્ધાં સડી ગયાં છે, તોરણની માફક જાળાં લટકે છે. નામનું ટકી રહ્યું છે. ઘરમાં જ્યાં ત્યાં પાણી ટપકીને ભીનું થઈ ગયું છે. ચૂલા ખોદાઈ ગયા છે. અંદર રાખના ને ધૂળના ઢગલા વળ્યા છે.

બેય બાજુ પચ્ચીસ પચ્ચીસ ઘર ઓળબંધ હતાં. વચ્ચે ચાલવાના રસ્તામાં—આંગણામાં રાબડ જામી હતી, ઘરની ઓસરીમાં બન્ને બાજુ બાંધેલાં ઢોરનાં છાણ મૂતર અને વરસાદના કીચડથી ઘૂંટીસામો કીચડ જામ્યો હતો. કીચડ ઉપર નાની જિવાત આછી કાબરચીતરી ચાદર માફક ઢંકાઈ ગઈ હતી.

હરખાબાઈ તો આંગણું, ઓસરી, ઘર, છાપરું બધું જોઈ ને ઘડીક તો ગભરાઈ જ ગઈ. ગોકળિયાની મોકળાશ, ખુલ્લી હવા, તડકો અહીં ક્યાંથી મળશે?

પણ નછૂટકે મન મારીને હરખાબાઈએ સાવરણી લીધી. અણુદરને કહ્યું, 'વહુ, તમે પાવડાથી ઓસરીમાં કચરો કાઢો, હું ઘર સમું કરું છું. કાશલી, તું ઉપરથી બાવાં પાડ. દુલિયા, તું ચૂલામાંથી ધુળ—રાખ કાઢ.'

ચારે જણ કામે વળગ્યાં.

આડોશીપાડોશીની પૂછપરછ તો ચાલુ જ છે. 'આઈ જ્યાં હરખાબાઈ? હેંડો, સારું કર્યું.'

'જેહલો આઈ ગ્યો બા?'

'લખમીચંદનું શું થયું?'

જેને જેવો હૈયે ચડ્યો એવો જવાબ આપીને હરખાબાઈ કામ કર્યા કરે છે.

બપોર સુધીમાં બન્યું તેટલું સાફ કરીને સૌ ગોકળિયે ગયાં.

મથુરશંગને ત્યાં ખાઈને ગાડું તૈયાર કર્યું. મથુરશંગ, રામશંગ, હિંમતશંગ સૌ સામાન ભરવા આવ્યા. જૂની નવી ગોદડીઓના ગાભાનો વીંટો કર્યો હતો. જૂનાં નવાં કપડાંનો પોટલો બાંધ્યો હતો. ઘંટી, પેટી, કોઠારો, ખાટલા બધું ગાડામાં ભર્યું. વખત વરતીને ધીમો વરસાદ શરૂ થયો. સામાન ભરાઈ ગયો. બૈરાં–છોકરાં બધાં એકઠાં થઈ ગયાં. કોઈ વહાલું વિદેશ જતું હોય એવું વિયોગદુઃખ સૌનાં દિલમાં ભર્યું હતું. ઝાડપાન ઉદાસ બન્યાં. ભેંસને ખીલેથી છોડી તો એણે ખીલેથી ડગલું ન દીધું. મથુરે પાછળ જઈને પાટુ મારી, બીજી બાજુ ફરી ગઈ. કોઈ અગમ્ય સ્થળે દોરાઈ જવું હોય એમ એ બચત્રસ્ત નજરે હરખાબાઈ સામે જોઈ રહી. મથુરે ફરી વાર પાટુ ઉગામી ત્યારે હરખાબાઈ આડી ફરી.

'રે'વા દ્યો, લાવો મારા હાથમાં, એમ લાતો શું મારો છો!'

માથે હાથ ફેરવીને ધીરે રહીને પંપાળી, 'આવ બા, હેંડો આપણે જૂને ઘેર.'

ભેંસ ચાલી. ગાડે બાંધી દીધી.

ઘર બન્ને ખાલી થયાં. ખાલી ઘરમાં આંટો મારતાં હરખાબાઈનો જીવ ટુંપાયો. બહાર નીકળીને ઝટ સાંકળ વાસી, 'હેંડો વઉ.'

હરખા ચાલી. ગુલાબે હુકો લીધો. મથુર હાંકવા બેઠા. આખું ગોકળિયું વળાવવા એકઠું થઈ ગયું.

હરખાબાઈએ કહ્યું, 'લ્યો જમનીવઉ, આવતાંજતાં રે'જો' બોલતાં ગળું રૂંધાયું. જમનાને પણ લાગી આવ્યું. 'આવજો બા.'

'આવજો હરખાવઉ.' હિંમતની બા બોલી.

હિંમતનાં, રામશંગનાં ને મથુરનાં છોકરાંઓને કહ્યું, 'આવજો છોકરાંઓ, નેહાળે જતાં આંટો ખાઈ જજો.' છોકરાંઓને સમજણ પડતી નથી, શા માટે મોટા બાપુ જાય છે? શા માટે હરખાબાઈ જાય છે? સૌ નિમાણાં થઈને ઊભાં રહ્યાં છે.

ગુલાબે ગોકળિયા સામે છેલ્લી નજર ફેંકી–જાણે ફરી આવવું જ નથી! ઊંચો આકાશે અડતો ઘેઘૂર મહુડો, જમીન તરફ ઝૂકી પડતો જબરજસ્ત આંબો, ઘઉંનું રખોપું કરતી કોઠી, વાડના શણગાર જેવી બોરડી ને સીતાફળી–સૌ એને રોકી રહ્યાં છે. ગુલાબસિંગના અંતરના તાર પાંદડે પાંદડે પરોવાઈને ખેંચાઈ રહ્યા છે. સાથળસમા મોલ માથાં ઝુલાવીને ના પાડી રહ્યા છે. દીવેલાં પોતાનાં પંજાદાર પાનથી મા કારો કરે છે. ગુલાબસિંગ ઘડીભર સ્થિર થઈને ઊભો રહ્યો. શરીરની ખાલ ઉતરડાઈ જતી હોય એટલી વેદના થવા લાગી.

ઘડીભર મન પાછું હઠી ગયું. છો ફોજદાર આવે. છો કરવું હોય તે કરે. નહિ જવું ક્યાંઈ. એમ બી બીને ક્યાં જશું? છો મારી નાંખે. જે ગોકળિયામાં કુબેર બારૈયો મર્યો ત્યાં જ ગુલાબશંગનાં હાડકાં પડશે.'

'હેંડો ને બાપા.' દુલો નવે ઘેર જવા ઉતાવળો થયો.

'હેંડો.' મોંએથી બોલ્યો પણ નજર ન ફેરવી.

'ભગવાનની મરજી હશે એમ થશે. રણછોડરાય રાખે એમ રે'વું.' ફરી ફરીને બધું નીરખી લીધું. ગોકળિયે રહેવાનો વિચાર આકોલિયાના રૂની માફક આવ્યો એવો જ ઊડી ગયો. ગુલાબસિંગે પરાણે પગ ઉપાડ્યા.

ગાડું ચાલ્યું. હરખાબાઈ, અણુદર, કાશી, દુલો વગેરે ચાલ્યાં. સૌની પાછળ ગુલાબ ચાલ્યો. રસ્તો વાંક વળ્યો ત્યાં સુધી સૌ 'આવજો

આવજો ' કરતાં પાછળ આવ્યાં. ગુલાબ ઊભો રહ્યો. ' લ્યો હવે ઊભાં રહો. ' કુંજ જેવી ઘટા તરફ ફરી ગુલાબ જોઈ રહ્યો.

ગમગીન ચહેરે સૌ ઊભાં રહ્યાં દિઙ્મૂઢ બનીને પાછળ જોઈ રહ્યાં ' શી દશા આઈ ! ' હિંમતની માના મોંમાંથી વેણુ નીકળી પડ્યું.

ગોકળિયું આખું હતાશ બની ગયું—જાણે ગોકળિયાનું પ્રાણ-પંખી ઊડી ગયું !

## ૨૩

રાતે વાળુ કરીને ગુલાબસિંગ ઓરડામાં આવ્યો. ગામમાં આવ્યાને આજે ત્રીજો દિવસ થયો. એક બે દ'ડા હાજરી પુરાવવા જતાં સહેજ નાનમ લાગી. ઘરમાં એક બે દિવસ બંધિયાર જેવું લાગ્યું.

દુલાને સામે બેસાડીને અર્ધો કલાક આંક બોલાવ્યા ને સુવાડી દીધો.

બેસવા આવનાર ઊઠીને ગયાં. વાળુપાણીથી પરવારીને હરખાબાઈ રાંધણિયામાંથી બહાર આવી.

' ચ્યમ, આજ કોઈ બેહવા નહિ આયાં ? '

' આયાં'તાં. સૌ મળી ને ગ્યાં. તું જરાક પાહે આય. ' ગુલાબે હરખાબાઈને કહ્યું.

' ચ્યમ ? '

' આ ઉદેશંગ આયા'તા. વાત સંઘરવાની છે. ' ગુલાબસિંગે બારણા સામે જોયું. હરખાબાઈએ ડોકું ધુણાવ્યું.

' જેહલો એવા એને તાં છે. '

'હા…' હરખાબાઈના ચહેરા પર હર્ષ તરી આવ્યો.

'એવો એ ખાશ સંદેશો આલવા આયો છે.'

'જેહલો સારો છ ને?'

'મજામેં છે. કયું છે કે ગામડામેં ઝલાઈ જવાની બીક છે તે શે'રમાં થોડા દ'ાડા ચાલ્યો જાઉં.'

'સારું. છો જતો થોડા દ'ાડા. તાં આ બધું બેહી જશે.'

'પણ શે'રમાં ખાવાની આપદા પડે ને, એટલે થોડા પૈસા મગાયા છે.'

'મોકલીએ.' વહાલસોઈ મા બોલી.

'પણ આપણી કને ચ્યાં છે?'

'ઉછીના લાવો.'

'આપણને હવે કોણ આલે?'

'તારે ચ્યમ કરશું?'

ઘરમાંથી અણદરે જોઈ લીધું. બન્નેને ગંભીરતાથી વાત કરતાં જોઈને એને કુતૂહલ થયું, પણ મર્યાદા ખાતર ભીંત આડી લપાઈ ગઈ. મનમાં થયું, 'જેહાની કંઈક ખબેર આઈ લાગે છે.'

ગુલાબે થોડી વાર વિચાર કરી કહ્યું, 'તારાં કલ્લાં ચ્યાંક મૂકીએ.'

'પછી કાશલીને શું આલવું?'

'પણ તાં સોરાં તો છોડાવી લઈશું. અતારે પૈસા મોકલ્યા વના નઈ હેંડે.'

'મોકલવા સાચા. બચારો છોકરો ચેટલો મૂંઝાતો હશે!'

'તો લાવ. કાલ સવારમેં એવો એ જવાનો છે.'

'કોને તાં મૂકશો?'

'ઘાને તાં.'

'ઠીક, કાઢી આલું તારે.'

ઘરમાં રાંધણિયું અને ઓરડો એક જ હતાં. વચ્ચે છાતીસમાણી પડદી ચણી લીધી હતી. અણુદર ને કાશી પડદી આડાં બેઠાં વાતો કરતાં હતાં. હરખાબાઈ અંદર ગઈ એટલે કાશીએ ધીમે રહીને પૂછ્યું, 'બા, મોટાભઈના ખબેર આયા છે?'

'મૂંગી મર.' હરખાબાઈએ ડોળા કાઢચા: 'જાઓ બેય જણી, અવણાં ચંદાભઈને તાં જાઓ.'

અણુદર સમજી ગઈ. બન્ને ઊઠીને બહાર ગયાં. હરખાબાઈએ કોઠારામાંથી લૂગડાંની એક પોટકી કાઢી. કેટલાંય મેલાં ચીંદરડાં ઉપર વીંટચાં હતાં. એ જ એક એનું રાચ હતું. એ જ એની મૂડી હતી. એ જ એનો ખજાનો હતો. પોતાના પૈસાદાર બાપે ઘણું આપ્યું હતું એમાંથી આટલું સચવાઈ રહ્યું હતું. કાશીને લગ્ન વખતે આપવાની હરખાબાઈની ઇચ્છા હતી. પણ 'મારો જેહલો બચારો પૈશા વના ચેવો મૂંઝાતો હશે!' એ વિચારે બધી ઇચ્છાઓ ઊડી ગઈ હતી.

પણ જ્યારે ચીંદરડાંઓ છોડવા લાગી ત્યારે એક પછી એક લાગણીઓ એના દિલમાં ઊઠવા લાગી. હાથ ધ્રૂજવા લાગ્યો. 'મારી માએ શું કહેલું? 'આ કલ્લાં તું જ પે'રજે.' પણ મેં કોઈ દ'ાડો પેર્યાં જ નઇ. કોને ખબેર પાછાં આયાં કે નઇ?'

હરખાબાઈ ઘડીભર મૂંઝવણમાં પડી. પોટકી એમ ને એમ મૂકી બહાર ડોકાઈ. ગુલાબસિંગ ઊંડા વિચારમાં હુક્કાની ને મોંમાં રાખીને બેઠો હતો.

'આપા આવો તો?'

'ચ્યમ?'

'કામ છે.' ઊઠીને અંદર આવ્યો.

'દા અંગ-ઉધાર પાંચ દહ નઇ આલે?'

'અતારના સમામાં કોઈ ના આલે. આપણે માગીએ ને કોઈ ના પાડે તો માથું વઢાઈ જાય. પણ તું આટલી મૂંઝાસ શીદ? દિવાળી ચેડે છોડાવી લઈશું. લાવ, ઝટ કર, પછી મોડું થાય છે.'

હરખાબાઈએ મન મજબૂત કરીને ચીથરાં છોડચાં.

બન્ને કલ્લાં નવાં જેવાં જ દેખાતાં હતાં. હરખાબાઈ જોઈ રહી. દીવાના પ્રકાશમાં રૂપાની ચમક એની આંખને આંજી દેતી હતી. 'કેવું શરશ રૂપું વાવર્યું છે! બાને એમ કે મારી હરખાને મોળું ના આલવું.'

'લાવ જોઈએ ઝટ?'

હરખાબાઈએ કપડામાં વીંટીને આપ્યાં. ગુલાબે થેપાડામાં વીંટીને બગલમાં દબાવ્યાં. માથે ફાળિયું બાંધીને ચાલ્યો.

ઘાને મેડે આખી ખડકીનાં બૈરાં–છોકરાં એકઠાં થયાં છે. મોટા અક્ષરનું તુલસીકૃત રામાયણ સામું ઘોડી પર રાખીને ઘા વાંચે છે. બહાર ગેલેરીમાં ઘા ને છોકરાં બેઠાં છે. બે ચાર ભાવિક વૃદ્ધો ને આધેડ બેઠા છે. ઓરડામાં અંધારે બૈરાં બેઠાં છે. ઘાનો પહાડી અવાજ આખી ખડકીમાં ગાજે છે.

'ગુલાબસિંગ નીચે આવીને ઊભો રહ્યો. દાદરે બૈરાં બેઠાં હતાં. થોડી વાર નીચે ઊભો રહ્યો. પછી થાંભલીએ ટેકો દઈને બેઠો. પૂરું સમજતો નથી તો ય ભક્તિભાવથી કાન ઉપર રાખીને સાંભળવા લાગ્યો. આંખ મીચી ગયો.

અર્ધો કલાકે પૂરું થયું, છેલ્લો દુહો લલકારીને ઘા બોલ્યા:

તબ લગ કુશલ ન જીવ કહેં, સપનેહુ મન વિશ્રામ ।
જબ લગ ભજત ન રામ કહેં, શોક ધામ તજી કામ ।।

જ્યાં સુધી માણસ ખોટી હાયવોય ને મનના ઘોડા ઘડતો મટે નહિ, અને ઘટઘટમાં વ્યાપી રહેલા રામની સેવામેં એટલે પરમારથના

કામમેં જીવ પરોવે નહિ, ત્યાં સુધી એને સ્વપ્ને ય શાંતિ મળે નહિ, એના જીવનું ત્યાં સુધી કલ્યાણ થાય નહિ. બોલ સિયાવર રામચંદ્રદેવ કી જય.'

ધીમે ધીમે સૌ વીખરાયાં. ગુલાબ બાજુ પર ઊભો રહ્યો. ઘરનાં માણસો પણ નીચે આવી ગયાં. પછી ગુલાબ મેડે ચડ્યો. દ્દા હોકો પીતા પથારીમાં બેઠા હતા.

'કોણ ત્યા ?'

'હું છું દ્દા.'

'ગુલાબશંગ ? આવો, આમ અંદર આવો. કેમ અતારે ?'

'થોડુંક કામ પડ્યું છે દ્દા.' ગુલાબે અંદર નજર કરી.

'કોઈ નથી. કહો જે કહેવું હોય તે–કશી ફકર રાખ્યા વિના.'

'જેહલાના સમાચાર આયા છે.'

'ક્યાં છે ?'

'સગેવહાલે'

'સારું, ખુશીમાં છે ને ?'

'હા. એને થોડાક પૈશા મોકલવા છે. મારી પાહે શવડ નહિ, ને વેપારી કોઈ આલે એમ નહિ.'

'હુ આલું. પણ કાંઈક જણશ મેલી જા.'

'જણશ લાયો છું દ્દા, હું તમારો ધારો જાણું ને.' ગુલાબ લુખ્ખું હસ્યો.

'શું લાયા છો ?'

'કલ્લાં.'

'કોનાં, તારી વઉનાં કે જેહલાની વઉનાં ?'

'ના, એનાં છે.'

ઘાએ કલ્લાંનું રૂપું તપાસીને કપડું પાછું વીંટી દીધું. કબાટ ઉઘાડીને અંદર પેટીમાં મૂક્યાં. 'કેટલા રૂપિયા આલું?'

'વીહ આલો.'

'રોકડા કે નોટો?'

'રોકડા.'

ઘાએ રોકડા વીશ ગણી આપ્યા. ચોપડામાં કલ્લાં ગુલાબને ખાતે જમે કર્યાં ને વીશ રૂપિયા ઉધાર્યા. પછી કહ્યું: 'જો, દિવાળીએ પાછા આલી દઈશ તો વ્યાજ નઈ લઉં, સમજ્યો?'

'સારું ઘા. તમારો ઉપગાર. ખરે વખતે કાઢી આલ્યા.'

'બધો સામાન ગામમાં લઈ આવ્યો?'

'હા.'

'આજ સાંજે પ્રેમચંદ શેઠ ખબર લાવ્યો છે કે લખમીચંદને ઠીક છે.'

'કેસ કર્યો છે ને?'

'હા. જેહલા ઉપર વારંટ નીકળ્યું છે. છોકરાને કહેજે હમણાં આ બાજુ ના આવે.'

'એ તો કોઈ શે'રમાં નોકરી જવાનો છે.'

'શહેરમાં શા માટે? શહેરમાં તરત ઝલાઈ જશે. રહેવાનું ઠેકાણું નહિ મળે ને પકડી લેશે.'

'તારે ક્યાં રહે તો સારું?'

'ગામડામાં કોઈ સગાને તાં રહે. પછી મહિને બે મહિને બોલાવી લેશું.'

'સારું ઘા. એમ કહી આલીશ.'

'તારી જમીનનો ફેંસલો સાંભળ્યો ને?'

'હા. દેવું ના ભરાય તાં સુધી જમીનનો માલિક એવો એ.'

'હવે શું કરીશ?'

'હું આ શાલ કશું નહિ કરવાનો. અઢી વીઘાં રહી છે એમાં પાકશે એ ખઈશું. દાણે રાખી 'તી એ મેલી દેવી છે. મારું શરીર બાદલું છે તેથી ના પોકાય.'

'તો હું કહું એમ કરજે. તારી વહુને ને જેહલાની વહુને આપણે ત્યાં કામે મોકલતો જજે.'

'કામે?'

ગુલાબનો સાદ ઊંચો થયો. એનું સ્વાભિમાન ઘવાયું.

'મારે ત્યાં આવવામાં શી હરકત છે?'

'વાત કરી જોઈશ.'

'વાત નહિ, સમજાવીને મોકલજે કાલથી.'

'સારું ઘા.' ગુલાબસિંગ પગે લાગીને નીચે ઊતર્યો.

ઘેર આવ્યો ત્યાં સૌ સૂઈ ગયાં હતાં. ધીમે રહીને બારણું ધકેલ્યું: ઊઘડી ગયું. ખરડાયલા પગ ઉંબરે લૂછી ઘરમાં પેસતાં બૂમ મારીઃ

'કાશી, દુલિયા.'

હરખાબાઈ જાગી ગઈ. 'ચેટલું મોડું કર્યું?'

બબડતાં બબડતાં બાકસ શોધીને દીવો કર્યો. પાણીનો લોટો આપ્યો.

પગ ધોઈને ગુલાબસિંગ અંદર આવ્યો. બારણું અટકાવી ખાટલે બેઠો. ફાળિયું ને ડગલું કાઢ્યું.

'ચ્યમ, લઈ આયા?'

'હા, સવારમાં વહેલી જઈને આલી આવજે.'

'આલવા તે જવાતું હશે? એવો એ આવીને લઈ જશે.'

'સારું, જો હેઠી બેસ. તને એક વાત કરું.'

હરખાબાઈ સામે બેઠી.

'દાએ મને કહ્યું કે અઢી વીઘાંમાં તો પૂરું મહેસૂલે નહિ નેકરે.'

'હું તો તમને કે'તી'તી કે ગોકળિયું છોડ્યું પછી ખાશું શું? પણ મારું શાના માનો?'

'તું સાંભળ તો ખરી. એમણે કહ્યું કે મારે ઘેર કામ ઘણું રહે છે, તે જો તારે ત્યાંથી બે જણ આવે તો ખાવાનું ને થોડા વાપરવાના પૈસા મળી રહે.'

'કોણ કામે જાય?' હરખાબાઈએ ભમ્મર ચડાવી.

ગુલાબસિંગે નબળે અવાજે કહ્યું. 'તું ને અણદર.'

'મારી ભૂખ કામે જાય છે. તમને શરમ નથી લાગતી એવું કે'તાં?'

'હું તો દાએ કયું એ કહું છું. મને કાંઈ એવું ગમે?'

પણ આજ બપોરે દુલિયો કોદરાનું ભડકું ના ભાવ્યું તે ખાધા વના ઊઠી જ્યો તારે મને ચેવું થ્યું હશે! એટલે મને થ્યું કે દાને તાંથી કોઈ વાર દાળભાત મળે, કોઈ વાર મોળિયું મળે, એમ મળ્યા કરે. વળી બીજે વાણિયા–બામણમાં આપણાથી ના જવાય. દાનું ઘર એ પારકું ના કે'વાય. દા તો આપણા દાજી* બરોબર કે'વાય.'

હરખાબાઈ કશું બોલી નહિ. એના સ્વમાન પર ઘા પડ્યો. પણ વળી પાછી પાસે સૂતેલા દુલા પર નજર ગઈ.

---

* ગુલાબસિંગ, કુબેરસિંગને 'દાજી' કહેતો. મોટાં ઘરોમાં બાપને 'દાજી' કહેવાનો રિવાજ છે.

બપોરે ભડકું ના ભાવ્યું તેથી આંસુ પાડીને ઊઠી ગયેલો તે સાંભર્યું : ગડમથલ ચાલવા લાગી.

થોડી વારે ગુલાબસિંગે પૂછ્યું :

'શો વચાર કર્યો?'

'જાશ સવારે.' 'બસ થયું. મને ય ગમતું નહિ. પણ છોકરાંને ભૂખ્યાં મરાય છે.' ગુલાબસિંગ ઊડ્યો. 'લે હવે દીવો ઓલવીને સૂઈ જા.'

સવારમાં મોંસૂઝાણું થયા પહેલાં ઉદેસિંગ સમદરને અને છોકરાંને લઈને રામપરામાંથી નીકળી ગયો.

હરખાબાઈએ વહેલાં ઊઠીને ભેંસ દોહી લીધી. રોટલા કરી લીધા. કચરા કાઢ્યા. સૂરજ થોડોક ઊંચે ચડ્યો એટલે બોલી, 'કાશલી, તું ને દુલિયો ખાઈ લેજો. તારા બાપાને ય ખાવા આપજે. હું ને વઉ આવીને ખાઈશું.' અણદરને લઈ હરખાબાઈ ચાલી.

'ચ્યાં હેંડ્યાં અતારમાં?' ચંદા ને માએ પૂછ્યું.

'ચાર લેવા.'

'દાતરડી ને થેપાડું તો લીધાં નહિ?'

'ગોકળિયે પડ્યાં છ.'

'ઠીક.'

હરખાબાઈ સહેજ દૂર ગઈ એટલે ઘરમાં પોતાની વહુ સાંભળે એમ બોલી. 'આનું નામ કળજગ. કુબેર બારૈયાની વઉને ખોટાં બોલીને કોઈકના કામે જવું પડે છ.'

'ચ્યમ જાણ્યું?' પાડોશમાંથી રવાભઈની વહુએ પૂછ્યું.

'એની વઉ કે'તી 'તી. સવારમાં છાશ લેવા આવેલી કની? તારે.'

'તોય હજી મોટાઈમાંથી પગ કાઢે છે? કે' છે છેતર જઉં છું. ચાર લેવા જઉં છું.'

'બઈ, શું કરે બચારી? એ તો રાયનાં રંક ને રંકનાં રાય, ભગવાનના હાથની વાત છે બા.'

હરખાબાઈને બજારમાંથી નીકળતાં જમીનમાં પેસી જવાનું મન થતું હતું. ખડકી આગળ આવતાં પાછા વળવાનું મન થયું. કોઈ મહા ભયંકર ગુનો કરવા જતાં હોય, હલકામાં હલકું કામ કરવા જતાં હોય એમ સાસુ–વહુની ચાલમાં મેળ ન હતો. ઘાના ઘર આગળ આવ્યાં. બહાર ઊભાં રહ્યાં. ઘાના મોટા દીકરાની વહુ રૂક્મિણીએ દીઠાં. બહાર આવીને આવકાર આપ્યો.

'આવ હરખા.'

હરખાબાઈના મગજમાં ઘા વાગ્યો. અણુદરની હાજરીમાં એને કોઈએ 'હરખા' એવું તોછડું સંબોધન કર્યું ન હતું.

'બન્ને ઓરડામાં ગયાં. રૂક્મિણીએ પાણિયારું બતાવ્યું: 'જુઓ, આટલું પાણી ભરવાનું. આ બે કોઠીઓ નહાવાના પાણીની. બપોરે વાસણ અજવાળવાનાં ને કપડાં ધોવાનાં. અત્યારે પાણી ભરી આવો પહેલાં.'

ખડકીમાં જ કૂવો હતો. બે ચાર બેડાં લાવતાં સુધી હરખાબાઈએ ઊંચી નજર ન કરી. અને બપોરે ઘેર જતી વખતે રૂક્મિણીએ કહ્યું 'ખાવાનું ઘેતી જજે હરખા.' ત્યારે 'વહુ તમે લેતાં આવજો.' કહીને એ ચાલી ગઈ.

આવેલાં સુંદર દાળભાતમાંથી એક દાણો એણે ચાખ્યો નહિ. કોદરાની ભડકી ખાઈને ઊઠી ગઈ!

❦

દેવાણના બારૈયાવગામાં ઉદેસિંગનું ઘર સાધારણ ગણાતું હતું. ઉદેસિંગને ઘરની ફક્ત બે વીઘાં જમીન હતી. વિઘોટી માંડ પૂરી થતી. માથાના વાળ જેટલું કરજ હતું. બીજી પાંચ વીઘાં વાણિયાની દાણે ખેડતો હતો, પણ કોઈ વરસ દાણ પૂરું થયું ન હતું. બીજું કશું સૂઝતું ન હતું એટલે ખેતીને વળગી રહ્યો હતો. રામપરામાં એનું મોસાળ હતું અને સાસરું પણ હતું. જેસાનો બાળપણનો એ ભાઈબંધ હતો.

એક રાતે ખેતરમાંથી મોડો મોડો ઉદેસિંગ ઘેર આવ્યો ત્યારે એણે જેસાને ખાટલા ઉપર બેઠેલો જોયો.

'તું ક્યાંથી જેહલા?'

'આવી પોક્યો ફરતો ફરતો.'

ઉદેસિંગે ચારની પોટલી નીચે નાંખીને ઘર ઉઘાડ્યું.

'ક્યાં જઈ મારી બાંન?' જેસાએ પૂછ્યું.

'લે, એ તો તાં છે. તું આજ ક્યાંથી આયો?'

'રામપરેથી.'

'જુઠ્ઠું નાં બોલીશ. તો તને ખબેર ક્યમ ના હોય?'

ઉદેસિંગે બારણું ઉઘાડી દીવો કર્યો. જેસાને પગ ધોવા પાણી આપ્યું: 'ખાધું કે ભૂછ્યો છો?'

'ભૂછ્યો.'

સવારનો નાઠેલો જેસો દસ પંદર માઈલ મહીસાગરને કાંઠે કાંઠે, કોતરોમાં લપાતો છુપાતો, દોડચો આવ્યો હતો.

આખા દિવસનો ભૂખ્યો દેવાણ આવ્યો ત્યારે મનમાં વિચાર કરતો આવતો હતોઃ 'સમદરઆંન જઈને રંધાવીશ.'

પણ આવીને જુએ તો તાળું. ઉદેસિંગનાં માબાપ નાનપણમાં મરી ગયાં હતાં. એક બેન હતી તે સાસરી હતી.

હાથે રસોઈ કરવાની હતી. 'લે મહીં આવ.'

જેસો અંદર ગયો.

ઉદેસિંગે ધીરે ધીરે સાદે પૂછ્યું. 'મારા સોગન છે. જુઠું બોલું તો. આમ પહેર્યે લૂગડે ક્યાંથી આયો ?'

'રામપરેથી જ આવું છું.'

'કાંઈક થયું છે. તું વાત છુપાવ છ.' જેસા સામે જોઈને ઉદેસિંગે ચૂલો સળગાવ્યો.

એકાએક એની નજર જેસાના થેપાડા ને ટગલા પર પડેલા લોહીના ડાઘા પર પડી. ધારી ધારીને જોવા લાગ્યો. કપડાં ભીનાં થઈને સુકાઈ ગયાં હતાં, છતાં ઉપર કાદવના અને લોહીના છાંટા સ્પષ્ટ જણાતા હતા. ઉદેસિંગને ખાતરી થઈ ગઈ. હવે વાત કેમ કઢાવવી એનો વિચાર કરવા લાગ્યો.

સાંગરાના લોટના જાડા જાડા બે રોટલા કર્યા.

'શાક તો કશું નહિ જેહલા.'

'કશી જરૂર નહિ શાકની.'

'હેંડ તારે.' ઉદેસિંગે રોટલો, મરચું ને તાવડી ભરીને જાડી છાશ જેસા આગળ મૂકચાં.

થોડું ખાધું પછી ઉદેસિંગ બોલ્યો. 'તું કે' ન કે', હું જાણી ગયો છું.' ઉદેસિગ લોહીના છાંટા તરફ નીરખી રહ્યો.

જેસાએ ઉદેસિંગ સામે જોયું. બન્નેની નજર એક થતાં જેસો ચમક્યો.

'ગભરાઈશ ના. વાત કર્યે કશી હરકત ના સમજીશ. અને ના કરવી હોય તો ય તારી મરજી.'

જેસો વિચારમાં પડ્યો. 'કહું કે ના કહું? નહિ કહું તોપણ ખબર તો પડશે જ. ઉદેસિંગ કાંઈ કોઈને કહેશે નહિ. ઊલટો મદદ કરશે.' મન સાથે નક્કી કરીને ધીરે અવાજે બધી વાત કરી દેખાડી. છેવટ કહ્યું: 'હવે ભગવાનને ખબર એવો એ જીવતો રે'શે કે નઈ?'

'એનું તો જે થયું હશે તે ખરું, પણ મામી બહુ ફકર કરતાં હશે.'

જેસાની નજર સામે હેતાળ માનું મુખ તરવા લાગ્યું. આગળ પડતા બે દાંત, ભીનો વાન, આગળ આવેલું કપાળ, કરચલી પડેલા હાથ, મોટું નાક—જાણે ઠપકાભરી આંખો સામી માંડીને ઊભી છે! જેસો રોટલા સામે જોઈ રહ્યો. 'મારી બા મને ઝંખતી હશે. અને બાપાને પોલીસ હેરાન કરશે. દીપલે કેસ કર્યો હશે. જમીં તો જશે જ હવે. પછી સૌનું શું થશે? અણદર, કાશી, દુલો—સૌ શું ખાશે? અણદર ચેટલાક દા'ડા વાટ જોશે? આઠ પંદર દા'ડા જશે પછી પિયર હેંડી જશે. કે'શે મહીસાગરમાં મગરે ફાડી ખાધો. બીજું ઘર કરી લેશે. આ મેં શું કર્યું? લખડાને મારવો નહોતો જો'તો. હવે ગોકળિયાનાં ઝાડ ફરી જોઈ રહ્યા.'

ભાંગેલું બટકું હાથમાંથી ભાણામાં પડતું મૂકીને જેસાએ હાથ ધોયા.

'ચ્યમ, ચ્યમ?'

'બસ ધરાઈ રયો.'

ઉદેસિંગ જેસાનું મનદુઃખ કળી જઈને બોલ્યો: 'બારૈયાનો

છોકરો થઈને આટલી બીક રાખ છ? ધારિયાના ચટકા મારવા એ તો મરદનાં કામ છે.'

'એની બીક નહિ ઉદેસિંગ.'

'તો પછી?'

'બાપા ને બા બચારાં રડતાં હશે.'

'બે ચાર દ'ાડા રડશે. પછી એની મેળે છાનાં રહી જશે. છતાં તારો જીવ ન રહેતો હોય તો હું જઈ આઈશ. મારે તારી બાંનને તેડવા જનાનું છે જ.'

'ખરું કહે છે?'

'હા, હા. એક બે દ'ાડામાં જઈશ. તું તારા ગોકળિયામેં બેઠો રહે એમ લે'ર કર. અહીં તારું નામ કોઈ નઈ લે.'

જેસાને ધીરજ આવી.

એક બે પાડોશીઓ ચુંગી લઈને બેસવા આવ્યા. ખુશીસમાચાર પૂછવા લાગ્યા. 'ચ્યમ છે વરસાત એ પા?'

'સારો છે.'

'કાદરાં-બાજરી?'

'સારાં.'

'ભાઠામેં રેલ આઈ હશે?'

'હોવે, નાનકડી આઈ'તી.'

'તમારી બાંનને તેડતા ના આયા?'

'આવશે થોડા દ'ાડા ચેડે.'

આડીઅવળી વાતો કરીને 'ઠીક તારે બેસો' કહીને એક પછી એક ચાલ્યા ગયા.

ઉદેસિંગે પથારીઓ કરી. બન્ને સૂતા. ઉદેસિંગની આંખ ઘેરાવા લાગી. જેસાને ઊંઘ આવતી ન હતી. પથારીમાં માંકડ હતા તેથી નહિ. માંકડમાં ઊંઘવાની તો એને ટેવ હતી, પણ આંખ મીચતો હતો ને નજર સામે ગોકળિયું તરતું હતું.

થોડી વારે મનને બીજી તરફ વાળવા ઉદેસિંગને પૂછ્યું:

'ચેટલી ભોંય છે અતારે ઉદેસિંગ?'

'કોને, મારે?'

'હા. તમારી પોતાની?'

'બે વીઘાં.'

'બસ?'

'બધી બહુએ હતી. તાણી જ્યા આડીઅવળી.'

'કોણ તાણી જ્યા?'

'આ વાણિયાના લેણામેં જઈ, બાપાના કારજમેં જઈ, થોડી ઠાકોરની વિઘોટી ના ભરાઈ તેમેં જઈ.'

'ત્રીહ પાંત્રી' વીઘાં હતી, નઈ?'

'હા પચીસેક વીઘાં હતી. પણ એમ તો તમારે ચ્યાં થોડી હતી?'

'અમારે તો બાપાએ બધું ઉડાવી બહુ દીધું.'

'ઉડાવશે શું? વાણિયા બમણાં ત્રમણાં વાજ માંડે. વિઘોટી વધ્યા કરે, હપ્તા ભરાય નઈ, ખરચ આયા કરે, ને એમ ઘસાઈ જવાય.' ઉદેસિંગે પોતાનો અનુભવ રજૂ કર્યો.

'તારે પૂરું થઈ રે' છે?'

'બાર મહિને પચ્ચા પોણોહો તૂટે છે.'

'તો પછી શા માટે વળગી રયા છો?'

'ના વળગે તારે કરે શું?'

'સાચી વાત કરું ઉદેસિંગ?' જેસો બેઠો થયો. બારણા તરફ નજર કરીને બોલ્યો. 'આથી જ મને આ બધા વાણિયા ઉપર રીસ ચડે છે.'

'અમને ય પે'લાં ચડતી. પણ રીસ ચડાવ્યે શો દા'ડો વળે?'

'પણ તારે આપણી આંખમેં ધૂર નાંખીને લઈ જાય એ કેમ સંખાય?'

'સંખાય કે ના સંખાય. આ અમારો ગોરધન શેઠ છે. વીહ વરહ મોર્ય આયો તારે કશું ન'તું. ચણામમરા વેચતો. આજ એને ઘેર અર્ધું ગામ છે.'

'પણ આનો ઉપાય શો?'

'ઉપા' કશો નઈ. આપણે ટાઢ, તડકો ને વરસાદમેં ઢોરની સાથે ઢોરના પેઠ કામ કર્યાં કરવું ને દરબારની તિજોરીમેં ને આ વેપારીઓની હવેલીઓમેં ભર્યા કરવું. ઈ બચારા બેઠા બેઠા ખાયા કરે!' બોલીને થોડી વારે બબડ્યો.

ઉદેસિંગ ઊંડો ઊતરી ગયો, 'કશો ઉપાય નહિ. એમ ને એમ વરહાં પૂરાં થશે એટલે મહાણ ભેગા થશું.'

ઉદેસિંગ શાંત થયો એટલે જેસો બોલ્યો, 'ઉદેસિંગ, વચાર તો કર. મારી બાનના અંગ ઉપર એકેય ઘરેણું છ? છોકરાંને ખાવા ઘી દૂધ કે પંડ ઉપર પૂરાં કપડાં ય છે?'

'નહિ. પણ એનું કરવું શું એ જ નહિ સૂઝતું ને?'

'મને સૂઝે છે.' અંધારામાંય જેસાની આંખ ચમકી.

'શું?'

'તારી હિંમત હોય તો આપણે નોકરી જઈએ. આ ઊંચી હવેલીઓમેં આપણું ધન ભર્યું છ.'

'ચોરી કરવી? બારૈયાનો દીકરો ચોરી કરે?'

'ચોરી નઈ. સામે મોંએ, ધોળે દા'ડે, પડકારી પૈસા કઢાવીએ પછી શું? મારે તો અમસ્થાંય હવે ગોકળિયાનાં છાપરાં દેખવાનાં નહિ. બે જણ હશું તો બાવીશનું જોર આવશે.'

ઉદેસિંગ બોલ્યા વિના વિચાર કરવા લાગ્યો. જેસાએ દબાતે સાદે પણ એના એ જુસ્સાથી આગળ ચલાવ્યું.

'તને એમ નહિ થતું કે ઉદેશંગ, આપણી જમીં કકડે કકડે, ફોસલાવી પટાવી ને કચારીની બીક દેખાડી આવડા આ દબાવી બેઠા છે? એ બેઠા બેઠા અમનચમન કરે છે ને આપણે રાત દા'ડા તૂટી મરીએ છીએ?'

'અમલદારો ને પૈશાદારના છોકરા કોટ-પાટલાં ચડાવી, શાબ્કિસે બેઠી નેહરે જાય ને આપણાને પે'રવા ગાભો ના મળે. શેઠાણીઓ ઘરેણે તૂટી પડે ને આપણી બચારી એક કકડા સારુ વલખાં મારે. એવા એ બંગલા ઉપર બંગલા ચણાવ્યે જાય ને આપણે પાણી ગરતાં છાપરાં ઉપર મેલવા નાળો ના મળે? આવો લડબડતો અન્યા' કેમ સંખાય, બોલ જોઉં?'

'શું બોલું? સૌ જાણે છે. કોણ નહિ જાણતું? પણ વાણિયાની વખારમાંથી એક દહ શેર દીવેલી જઈ હોય તો આપણને મારી મારીને અધો કરી નાંખે.'

'એવી દીવેલીમાં શા સારુ હાથ ઘાલીએ? વાટમાં આંતરીને અંગરખાં ના ખેંચી લઈએ?'

'અને પછી ઝલાઈ જઈ તારે? ફોજદાર ઊંધે માથે લટકાડીને નીચે તાપ કરે કે બીજું કંઈ?'

 

'પણ એમ ઝલાઈ શાના ?'

'મોટા બાબરિયા જેવા ઝલાઈ ગ્યા ને ફાંસીએ લટકી ગ્યા તો આપણે શા લેખામાં ?'

જેસો જરા ઠંડો પડ્યો. બોલતો બંધ થયો પણ એના મગજનું તુમુલ ચાલુ રહ્યું 'બાબરિયો, ડાહ્યાભાઈ, ડાભલો એવા એ તો વેર વાળવા નીકર્યા'તા. અને એમ જ 'તું કે વેપારીનાં નાણાં ઝૂંટવીને બારૈયાને વેંચી આલવાં. જે ઘડીએ પાંચ પાંચ રૂપિયા ભયાઓના હાથમાં આલીશ તે ઘડીએ કોણ ઝાલી હકશે ? ઉદેશંગની હિંમત ન હેંડે તો હું એકલો નીંકરીશ. આમેય હવે માબાપનું મોં ક્યાં દેખવું છે ?' જેસો એકલા બહાર પડવાની ગણતરી કરવા લાગ્યો. 'ક્યાં રે'વું ? ક્યાંથી શરૂઆત કરવી ?' એની નજર સામે તાજા રંગરોગાન કરેલો, બગીચામાં ફૂલથી મહેકતો નથુશેઠનો બંગલો તરવા લાગ્યો. પણ તરત જ બોરસદની કોર્ટ, સંત્રીની સંગીન, ટૂંકી ચડ્ડી બાંડિયું ને થાળી વાટકા જેવી ટોપીઓ પહેરીને બેડીઓ સાથે પાણીના ગોળા ઊંચકતા કેદીઓ નજર સામે તર્યા, ઘડીભર ઢીલો પડી ગયો : 'આ શાહુકારોને શરકારની બાથ મોટી છે. મહરાજ કે'તા એ ખરું.' થોડી પળો ગઈ. બબ્બે ગાઉ દૂરથી દેખાતી રામપરાની હવેલીઓ દેખાઈ. દીપોશેઠ, લખમીચંદ, પ્રેમચંદ, રામજી ઠક્કર, શનાભઈ, નાગરભઈ–સૌ નજર સામે ખડા થયા. અને સાથોસાથ વૃદ્ધ પિતા, વહાલસોઈ માતા, પ્રેમળ પત્ની, નાનાં ભાંડુડાં–બધું યાદ આવ્યું. કાકો મથુરશંગ અને ચંદોભઈ નજરે તર્યા. 'એક વાર જઈને સૌને એકઠા થઈ આવું. ઉદેશંગ જઈ આવે પછી વાત. એકઠો થઈને પછી નેહરી જઉં. બે ચાર ભઈબંધ એકઠા કરી લઈશ. એક પછી એક વેપારી લેવા માંડીશ, એય દીચરા સમજે કે હરામનું ક્યમ ખવાય છે. માંખ ગળાય તો છઠ્ઠીનું ધાવણ સોત ઓચ્યા કાઢવું પડે–એમ રામાની ને ચંદાની ને રવલાની બધી આલી દેવી પડશે. અને પછી લોટી લઈને આવેલા

એ ને એ મોંએ છો પાછા જાય. પણ બહારવટામાં બંદૂક જોઈ. એ વન્યા ના હેંડે. ઉદેસિંગને વાત કરું.'

થાક્યો પાક્યો ઉદેસિંગ નિરાંતે ઊંઘતો હતો. થાક તો જેસાને વધારે લાગ્યો હતો. પગ કળતા હતા પણ એની ઊંઘ ઊડી ગઈ હતી.

'ઉદેસિંગ.'

'ક્યમ ?' ઉદેસિંગ ઝબકી ગયો.

'ઊંઘી ગયા ?'

'ના, જરાક ઝોલું આઈ ગયું. તમે હજી નહિ સૂતા ?'

'ના, મેં વચાર કરી લીધો.'

'શો ?'

'તમારે ન નેંકરવું હોય તો તમારી ખુશી. હું એકલો નેંકરીશ.'

'પણ એવા હાથે કરીને પગમાં કાંટો શીદ મારવો ?'

'પણ આખા બારૈયા કોમને સુખ થઈ જાય ને !'

'એમ સુખ થતું હોત તો અમે ના નેંકરત ? હા, સો બસો ભાયડા નેંકરતા હોય તો જુદી વાત છે.'

'પહેલો તો એક જ હોય ને ?' જેસાએ ઉત્તર વાળ્યો. 'વનરાજ સાવડો એકલો જ હતો ને ? પછી ભીલ-ઠાકરડાની મદત મળી રઈ.'

'વનરાજ તો રાજા કે'વાય.'

'આગળ પડીને માથું મેલે એ રાજા.'

'તને એટલું બધું દાઝતું હોય તો પડ આગળ. અમારાથી ઘેર બેઠાં બનતી મદદ આલીશું.'

'પહેલી એક બંદૂક જોઈએ.'

'બંદૂક હું આણી આલીશ. પણ મારી કને પૈસા નહિ.'

'કાલ તું રામપરે જાજે તાં બાપા કનેથી લેતો આવજે. કે'જે કે જેહાને ગામડામાં કલાઈ જવાની બીક લાગે છે ને શે'રમાં નાહી જવું છે. તાં ખાવાપીવા સારૂ પૈસા મગાવ્યા છે.'

'બાપા પાહે હશે?'

'આણી આલશે ગમે તાંથી.'

'પૈસા મળશે તો તને આક દો'ડામં બંદૂક આણી આલીશ.'

'બસ.' જેસાએ સંતોષ પામતાં કહ્યું.

ઉદેસિંગ પાછો તરત ઊંઘી ગયો. જેસો બહારવટાનાં સ્વપ્નો રચતો મોડી રાતે ઊંઘ્યો.

સવારના અગિયાર વાગ્યાને શુમારે આખા બારૈયાવગામાં એચાર બુઢ્ઢાં, એચાર માંદાં ને સાતઆઠ છોકરાં સિવાય સૌ કામે ચાલ્યાં ગયાં છે. જેસો ઉદેસિંગના ઘરમાં બેઠો ચુંગી પીએ છે. મનમાં અનેક ઘોડા ઘડે છે. 'બસ એક સુંદર બંદૂક મળી જાય, અથવા ચાર છ કારતૂસનો તમંચો મળી જાય તો પછી આખી પલટણ ભલે સામી આવીને ઊભી રે'. આ ઉદેસિંગ મારૂં હૈયું ભાંગી નાંખે છે. પણ એ મૂળથી કાચા હૈયાનો છે. એના બાપે ય એવા હતા. અને હું તો કુબેર બારૈયાનો છોકરો! છ મહિનામાં ખુમાટો બોલાવી દઉં. લખડો જીવતો હોય કે મૂઓ હવે મારે એની શી પંચાત છે? કેશ કર્યો હોય કે ના કર્યો હોય. કલાઉં તો બીક છે ને? પેલો બામણે ય જાણે કે ધારિયાં ને બંદૂકો ચેવું કામ આલે છે!' અનેક તરંગો રચતો બેઠો છે.

એ વખતે સામે ઉદેસિંગને આવતો દીઠો. એક ખભે છત્રી ને ધારિયું, બીજે ખભે છોકરો. પાછળ સમદર પોટલું ને કાખમાં છોડી તેડીને ચાલી આવે છે. પાછળ મોટી છોકરી પોટકી લઈને દોડી આવે છે.

નજીક આવ્યાં ત્યાં સમદર બોલી ઊઠી, ' લે, આ જેહાભાઈ અઈ ચ્યાંથી ? '

' ચાર દા'ડાથી આવેલ છે. ' ઉદેસિંગે કહ્યું. સમદરે દુખણાં લીધાં ને સમાચાર પૂછ્યા.

' સારો છે ને ભઈ ? '

' હા, ચંદાભઈ ચ્યમ છે ? '

' સારા. તમારી બા–બાપા સૌ સારાં છે. ' સમદર પોટલું બાજુ પર મૂકી, પગ ધોઈને બેઠી. ઉદેસિંગ ને છોકરાં બેઠાં.

' મને તો ખબેર જ નઈ: જેહાભઈ તું અઈ હહિ. આજ સવારે નેંકર્યાં તારે અણદર એકડી થઈ 'તી, પણ કશું બોલી નઈ. '

' એને ખબેર હોય તારે બોલે ને ! '

' બીજી બધી બહુએ વાત કરી. છેતરાં ત્યાં, ગોકળિયું મૂકી દાધું, દાને તાં કામે જવાનાં છે... '

' કોણ કામે જવાનું છે ? '

' હરખાકાચી ને અણદરવહુ બે ય. '

' શા સારુ ? ' જેસાએ ભમ્મર ચડાવી.

' ઘરમાં ખાવા દાણા નહિ તી સારુ. '

જેસાનું મગજ તપી ગયું. ' મારી મા ને મારી વહુ બીજાને ઘેર વાસણ–કપડાં કરવા જાય એ કરતાં પેટ ફોડી નાંખવું સારું. ' મનમાં બળી રહ્યો છતાં મોંએથી અક્ષર બોલ્યો નહિ.

' તમને લાગે જેહાભઈ, પણ દાને ઘેર કામ કરવામાં નાનમ નહિ. '

' અરે દા હોય કે મોટો મીર હોય. ' જેસાએ હોઠ કરડ્યા.

' લે આ વીહ રૂપિયા. ' ઉદેસિંગે ગાંઠડી મૂકી.

'ખાવા દાણા ન'તા ને પૈશા ક્યાંથી આલ્યા?' જેસાના ચહેરા પરથી કડકાઈ ને ગાંભીર્ય ઓછાં થયાં.

'ક્યાંકથી આણી આલ્યા. તું આમ નેહરી આયો ને મામા મોકલ્યા વન્યા રે'?'

'તેં શું કહ્યું 'તું?'

તેં, કયું 'તું તે જ.'

'બાપા દુશ્મનને ય કાળી રાતે કાઢી આપે તો મને ક્યમ ના પાડે? કશું બોલ્યા મારા બાપા?'

'કયું કે વધારે જોઈ તો મગાવે, ને શે'રમાં ના જાય: તાં પકડાઈ જશે–ગામડામેં સગેવહાલે સંતાઈ રે'.'

જેસો ગુલાબસિંગનો ચહેરો યાદ કરીને ઘડીક મૂંગો થઈ ગયો.

'લ્યો હવે, તમે ઊઠો.' સમદર બોલી. 'ગામમેંથી ઘઉં ને ગોળ લઈ આવો. જોડે ઘી હોય તો પૂછો.' ઉદેસિંગ ઊઠ્યો.

'ઉદેસિંગ!' જેસાએ કહ્યું.

'ક્યમ?'

'આ તું જ સાચવ, અને...' ઉદેસિંગે આંખ મીચીને ગાંડી લીધી. કોઠારામાં મૂકી ગામમાં ગયો.

જેસાએ રામપરાની નાની મોટી દરેક બાબત સમદરને પૂછી.

બપોરે સમદરના હાથનું ચૂરમું જમીને બે ઘડી સૂતો. રાતનો ઉજાગરો હતો. ઘેરથી ખુશીખબર આવ્યા હતા. લખમીચંદ જીવતો હતો અને ભાવિ સ્વપ્ન સિદ્ધ કરવા માટેની મૂડી આવી પહોંચી હતી.

સૂતો કે તરત જ આંખ મળી ગઈ.

ત્રણ ચાર ગાઉના ઘેરાવામાં બાવળની ઘાટી કાંટચ ઊભી છે. ખરે બપોરે પણ સૂરજ—ચંદ્રનાં અજવાળાં પૂરાં પેસી શકતાં નથી. માલદાર માણસ એ રસ્તે એકલો નીકળતાં ભય પામે છે. ચોમાસાના દિવસોમાં બાવળની કાંટચ ભેજને લીધે મચ્છર, ચાંચડ અને વગડાઉ માખોનું ઘર બની ગઈ છે.

એવી અવડ જગ્યાએ એક આદમી એકલો લપાઈ રહ્યો છે. ધોરી રસ્તાથી પચાસ કદમ દૂર બાવળના એક ઝુંડ વચ્ચે જરાક કોરું કરીને બેઠો છે. માથે મોટું અણીદાર, કાન ઢાંકીને ફાળિયું બાંધ્યું છે. ફાળિયા પર બોકાનું બાંધ્યું છે. રંગીન ખમીસ ઉપર કમરકોટ પહેર્યો છે. કછોટો મારીને ધોતિયું પહેર્યું છે. બાજુમાં ધારિયું ને બંદૂક પડ્યાં છે. શકરાની નજરે એ કોઈના નીકળવાની રાહ જોઈ રહ્યો છે.

બે અઢી કલાક સુધી એક સરખી આતુરતાથી રાહ જોયા છતાં કોઈ નીકળ્યું નહિ. થાકીને ઊઠવાની તૈયારી કરે છે ત્યાં એક ભૂખલ્યો વેપારી નીકળ્યો–દેવાસાનો તરભોવન ઠક્કર. બોરસદ જતો હતો. કેડ બાંધીને ઉતાવળો ચાલ્યો જતો હતો. હાથમાં છત્રી હતી. અંગરખું પહેર્યું હતું. માથે રંગીન ફેંટો હતો.

પલકવારમાં પતંગિયાની માફક આગળ જઈને જેસો આડો ફર્યો, ‘ તાં ને તાં ઊભો રઈ જજે. ’ પડકાર્યો.

તરભોવન ધ્રૂજી ઊઠ્યો. ઊભો રહી ગયો.

‘ કાઢી નાંખ જે હોય તે. ’

'ભઈશા'બ, કશું નથી.'

જેસાએ અવળા ધારિયાનો ગોદો મારીને ડાબા હાથની લપાટ ચોડી દીધી. 'કાઢ હરામખોર ?'

સૂના જંગલમાં જેસાનો અવાજ ગાજી ઊઠ્યો. ઝોંટ મારીને અંગરખાની કસો તોડી નાખી. અંદરના ખીસામાંથી પૈસાની કોથળી નીકળી. માથેથી ફેંટો લઈ લીધો. કેડેથી ફાળિયું છોડી લીધું. હાથમાંથી છત્રી આંચકી લીધી. પાછળથી બંદૂકનો કુંદો મારીને કહ્યું, 'જા, જેને કહેવું હોય એને કે'જે—જેહલા જમાદારે લૂંટી લીધો.'

છુટકારાનો દમ મૂકીને તરભોવન એક શ્વાસે નાઠો.

જેસો ઘડીક પાછળ જોઈ રહ્યો. મૂછમાં હસીને બબડ્યો, 'બચારો કોઈક ગરીબ સુવાળો લાગે છે. શુકન સારા કરાવ્યા.' જેસાએ કોથળી છોડી. અંદરથી પાંચની નોટ ને ચારપાંચ આના છૂટા નીકળ્યા: 'ચાલો, જે મળ્યું તે.'

ફેંટો કેડેથી છોડેલા ફાળિયામાં બાંધ્યો. પાછો બાવળિયામાં ભરાયો ને એ જ ઝાડીમાં ગાઉ બે ગાઉનો ફેર ખાઈને બીજી બાજુ નીકળ્યો.

રસ્તાથી પચાસેક હાથ દૂર બાવળના એક ઝુંડમાં લપાઈને બેઠો. વરસાદ ધીમો ધીમો પડવા લાગ્યો હતો. બાવળિયાએ થોડી વાર રોક્યો પણ પછી ટીપાં પડવા લાગ્યાં. છત્રી ઉઘાડીને બેઠો.

એ વખતે એક સ્ત્રી ને પુરુષ દૂરથી આવતાં જણાયાં. છત્રીમાંથી ત્રાંસી નજરે જોઈ રહ્યો. નજીક આવતાં સ્પષ્ટ દેખાયાં.

આગળ મેલાઘેલાં કપડાંવાળો ગરીબ બારૈયો, પાછળ એની સ્ત્રી હતી, સાથે બે છોકરાં હતાં. નાના છોકરાને બાઈ છાતીએ ધવરાવતી આવતી હતી, ને મોટી છોડી બાજુમાં ચાલી આવતી હતી.

તદ્દન પાસે આવ્યાં એટલે જેસો ધીરે રહીને ગાજ્યો. બુકાનું છોડી

નાખ્યું. બંદૂક બાજુ પર મૂકી. ધીમે રહીને બીજી બાજુથી આવીને રસ્તે સામો મળ્યો. ‘ રામરામ. ’

‘ રામ. ’

‘ ક્યાં હેંડ્યા ? ’

‘ બોરશદે. ’

‘ છત્રી બત્રી કંઈ નહિ ? ’

‘ છત્રી ક્યાંથી હોય અમારે ગરીબ માણહને ? ’

‘ ક્યમ, છેતી નહિ કરતા ? ’

‘ ભોંય વન્યા ક્યાંથી કરે ? ’

‘ તારે શું ધંધો કરો છો ? ’

‘ ટાંપાં કરીએ છીએ. ભયાને ક્યાં રે’વું ? ’

‘ હેમતપરે. લ્યો આ છત્રી છોકરાને માથે રાખો. ’

‘ ક્યમ. તમે શું કરશો ? ’

‘ મારે હવે ક્યાં છેટું છે ? તમારે આ નાનું છોકરું વરહાદનું મૂંઝાઈ જશે, લ્યો. ’

થોડી આનાકાની પછી છત્રી લીધી. ‘ પાછા પોકાડી જનશ ભયા, ‘ તમારું નામ ? ’

‘ નામ જેહો. નઈ પોકાડો તો ય હરકત નઈ. ’ જેસો ચાલ્યો ગયો.

બાઈ આભારભરી નજરે પાછળ જોઈ રહી. પુરુષે છોડીને વચ્ચે રાખીને બાઈ ઉપર છત્રી ધરી. ત્રણે જણ ધીમે ધીમે ચાલ્યાં.

‘ માણહમાં દયા હોય છે ! ’ સ્ત્રી બોલી.

‘ હોય. ’ પુરુષે ટેકો આપ્યો. ‘ નઈતર આ કળજગમાં રે’વાય ક્યમ કરીને ? ’

બન્ને દેખાતાં બંધ થયાં એટલે જેસો પાછો ફર્યો. પોતાની 'દૂક અને પોટકી સંભાળીને ઝાડીમાંથી બહાર નીકળીને ખેતરોમાં તો આડે રસ્તે થઈને ચાલ્યો ગયો.

મનમાં બબડતો ગયો: 'આટલું તો મહિને ય ન'તો કમાતો.'

ધીમે ધીમે વાદળાં વધતાં ગયાં. રાત પડતાં મેઘલી જામી. વીજળી બાખા કરવા લાગી. ભયંકર કોતરોમાં જેસો એકલો ચાલ્યો જતો તો : એના એકાકી જીવનમાં એવી જ મેઘલી જામી હતી. એને દિશા ઝતી ન હતી. જેમ આવે તેમ ચાલ્યો જતો હતો.

વીજળીનો પ્રકાશ પડતાં કોતરકાંઠે ખેતરમાં એક નાનું ઝૂંપડું બાયું. પળવાર પ્રકાશ પથરાયો ને પાછો અંધકાર વ્યાપી ગયો. જેસો ભો હતો ત્યાં જ નીચે બેઠો. રેતમાં ખાડો ગાળીને બંદૂક, કોથળી, ડાં બધું દાટ્યું. ધારિયું હાથમાં લઈને કિનારે ચડ્યો. ધીરે ધીરે ાગળ ચાલ્યો. ફરી વીજળી થતાં અજવાસ પડ્યો. ઝૂંપડું બાજુમાં બાયું. બારણે જઈને ઊભો રહ્યો. ખોંખારો ખાધો.

'કોણ એ ?' અંદરથી અવાજ આવ્યો.

'વટેમાર્ગુ. વાટ ચૂકી ગયો છું. કટલું ઉઝેડશો ? પલળી યો છું.'

'હે રામ' કરીને આદમી ઊઠ્યો. ચૂલામાંથી રાખ ખંખેરીને ાણું કાઢ્યું. ફૂંક મારીને દેવતા સતેજ કર્યો. બે'ક રાડાં મૂક્યાં. ઊભા ઈને કટલું ઊંચું કરીને બાજુ પર મૂક્યું.

'આવો ભયા.'

જેસો અંદર આવ્યો. સળગતા છાણાના ઝાંખા અજવાળામાં સો ઝૂંપડામાં નજર ફેરવવા લાગ્યો. ફરતી તુવેરોનાં કરાંઠાંની દીવાલ તી. ઉપર કાલ્હડાનું છાજ હતું. ઉપરથી ચારે કોર ટપકતું હતું. એક

ગોદડી પર ત્રણ છોકરાં અને એની મા સૂતાં હતાં. ઘરમાં બેચાર કપડાં હતાં તે ઓઢ્યાં હતાં. પુરુષે માત્ર લંગોટ વાળ્યો હતો. ઉઘાડા કાળા શરીર પર વળ દેખાતા હતા. ત્રીશ વર્ષનો જુવાન હતો પણ ડાચાં મળી ગયાં હતાં. દાઢું વધી ગયું હતું. આધેડ જેવો લાગતો હતો. ખાલી ઉધરસ ખાઈને એણે પૂછ્યું :

'એમ, અતાર ક્યાંથી ભયા ?'

'આંકલાવથી.'

'આમ ક્યાં સુધી ?'

'હેમતપરા સુધી.'

'ઠીક.'

'તમારું નામ.' જેસાએ પૂછ્યું.

'સોમલો. લૂગડાં બદલવાં છે ?' સોમાએ પૂછ્યું.

'કાંઈ નઈ, અવણાં સુકાઈ જશે. તમે ચોમાસે ગામમેં રે'વા નહિ જતાં ?'

'ગામમેં ક્યાં રઈ ? જગા જોઈ ને ?'

'આ ખેતરાં તમારાં છે ?'

'આટલો આ દાદ વીઘાનો કકડો છે.'

'આમાં પૂરું થાય છે ?' જેસાએ ચુંગી સળગાવતાં પૂછ્યું.

'એ તો એવું છે ભયા, આટલામાં કશું ના નેપજે; પણ આ એક ભેંશ છે એ અમારું પૂરું કરે છે. સમજ્યાને ભયા ? આટલો કકડો હોય તો ચાર-પૂળાનું દુ:ખ ના પડે.'

'સમજ્યો. આટલું ખેતર હોય એટલે રાત, મધરાત આજુબાજુથી ચાર-પૂળો લાવો તો કોઈ પૂછી ના શકે, એમ ?'

'હવે સમજ્યા.' સોમાએ નીચે જોઈને મોં મરકાવ્યું.

'પહેલાં એટલી ભોંય હતી ?'

'એટલી તે શું, બધી બહુએ હતી–પંદર વીહ વીઘાં.'

'ક્યાં જઈ બધી ?'

'ક્યાં તે જ્યાં ? શરકારી વિઘોટી ને વાણિયા–પાટીદારોની દાણુમેં લખાઈ જઈ.'

વાતચીત સાંભળીને બાઈ જાગી ગઈ. બેઠી થઈને બોલી. 'કોણ છે ?'

'એ તો વટેમાર્ગુ.'

'ક્યાંના છે ?'

'હેંમતપરાના.'

'આપણા બારિયા છે ?'

'હોવે.'

'દીવો કરો ને ?'

'કશી જરૂર નહિ. તમારે ખાવું છે ભયા ?'

'ના ના.'

'શરમાશો નહિ !'

'મને ભૂખ નહિ.'

સોમાએ ક્યરિયો હુક્કો ધર્યો. 'લ્યો, આ પીઓ તારે.' જેસાએ હુક્કો પીવા માંડ્યો. એનું મગજ વિચારોમાં ગૂંથાયું હતું.

'તારે હવે સૂઈ જાઓ' કહી સોમાએ ઝૂંપડામાં કોરી જગ્યા શોધવા નજર ફેરવી.

'તમે ક્યાં સૂશો ?' જેસો બોલ્યો.

'મને તો ઊંઘ આવતી નહિ. હું તો તાપોશ બેઠો બેઠો.'

'તો હું ય તાપીશ એ ઘડી.'

બાઈ પાછી માથે ઓઢીને સૂઈ ગઈ. બહાર ધીમો ધીમો વરસાદ પડયા કરતો હતો.

'જેસાએ થોડી વારે ગંભીરપણે પૂછયું, 'ભયા!'

'ચ્યમ?'

'તમને આમ જીવવું ગમે છે?'

'ચ્યમ કરીએ? કાંઈ જીવ કાઢી નખાય છે? ભગવાને આલ્યાં એટલાં પૂરાં કરવાં ને!'

'પણ જેની જમીન હતી એનાં છોકરાં ભૂખે પેટે સૂવે, કોદરાંનું ભડકું ખાય, રાતે ટાઢે ઠરે; ને જેણે છેતરી છેતરીને, બિવાડી બિવાડીને એકઠી કરી લીધી એ સૌ માલમલીદા ઉડાવે, હવેલીઓમાં પલંગ ઉપર પોઢે એ ચ્યમ સંખાય?'

'એને ભગવાને અક્કલ આલી.'

'આપણને ચ્યાં નહિ આલી. પણ આપણામાં ભયા ભયામાં સંપ હોય ને સાથે લગા સામા થાય તો...'

'તમે કોણ છો?'

'બારિયા છું.'

'એ તો દેખાય છે, પણ તમારું નામ?'

'નામ જેહલો.'

'રામપરાના ગુલાબશંગ કુબેરનો?'

'હોવે. પણ તમે ગભરાશો નઈ.'

'તમને પકડવા ફોજદાર રામપરે આવેલો ને?'

'આયો હશે.'

'તમે ભાગતા ચ્યમ ફરો છો?'

'મેં નિ'મ કર્યું છે.'

'શું?'

'બારિયાની જમીં વાણિયા–પાટીદારોએ લઈ લીધી છે એ એમને સૌને પાછી અલાવવી.'

'શરકાર આલવા દેશે?'

'તો શરકારને ય શીધી કરવી પડશે. બારિયાનાં છોકરાં હવે ચેટલા દા'ડા ભૂખ્ચે મરશે? તમે આમ ભૂખ્યાં મરો છો ને પારકા છેતરમાંથી ચોરીછૂપીને ખડ વાઢો છો એ કરતાં હેંડો મારી સાથે. રોજના પાંચ દહ રૂપિયા મળી રે'શે.'

'પણ ઝલાઈ જઈ તો?'

'તો જે થવાનું હોય તે થાય. પણ એમ ઝલાઈ શાના?'

સોમો નીચું જોઈ વિચારમાં પડ્યો. જેસાએ પાનો ચડાવ્યો, 'મારી પાહે બંદૂક છે. આજ પાંચ રૂપિયા મળ્યા છે એમાંથી તમારાં છોકરાં સારુ બાજરી આણી આલો ને હેંડો મારી સાથે.' સોમાએ ઊંચું જોયું. જેસો ચમકતી આંખે જોસબંધ બોલ્યે જતો હતો, 'આપણે કોઈને મારઝૂડ કરવી નહિ. જે આંખમેં ધૂળ નાંખીને લૂંટી ગયા છે એમની પાસેથી સામી છાતીએ પાછું લેવું છે.'

'વાત તો ખરી છે જેહાભઈ, પણ શરકારનો ડર ભારે છ.'

'મોતના ડરથી મોટો ડર નથી ને?'

'ના.'

'તો પછી હેંડો.'

'હું વશાર કરી જોઈશ.'

'વચાર નઈ. હું અઈં થોડો બેસી રે'વાનો? કાલ સવાર થતાં આઠ દસ ગાઉ નેકરી જઈશ. તમારું મન થતું હોય તો અમણાં પૈસા લઈ આવું. તમારી વહુને આલીને સાથે હેંડો.'

'એને વાત કરવી કે ના?'

'ના. બૈરાના પેટમાં વાત ન ટકે.'

'ઠીક, તયેં લઈ આય, જે થશે એ ખરી.'

'શાબાશ!' જેસો ચલમ ઠારીને બહાર નીકળ્યો.

એના ત્રણ, ચાર, પાંચ એમ ધીમે ધીમે ટોળી વધવા લાગી. કોઈ અમલદારનો દાઝ્યો, કોઈ વેપારીનો બળ્યો, કોઈ ઘરનો કાયર થયેલો, કોઈ અંગત અદાવતથી—બારૈયા, પાટીદાર, પાટણવાડિયા ત્રણે કોમના મળ્યા. ચોમેર નાની નાની લૂંટફાટ શરૂ થઈ. કસ્બામાં જવાના કેટલાક માર્ગો બંધ જેવા થઈ ગયા. એકલદોકલને રસ્તે જતાં ભય લાગવા માંડ્યો. સારું કપડું, ઘરેણું કે પૈસા લઈને નીકળવું મુશ્કેલ થઈ પડ્યું.

એક મહિનામાં તો બૂમ બોલી ગઈ. અંગ્રેજી, ગાયકવાડી ને રજવાડી ફોજદારો બહારવટિયા પાછળ નીકળી પડ્યા. ઘોડેસવાર, ઊંટસવાર ને પાયદળ પલટણો ગામડાંઓમાં ને કોતરોમાં ભટકવા લાગી.

ગામડાંઓમાં બારૈયા–પાટણવાડિયાઓને ચોરામાં બોલાવી બોલાવીને ધમકાવવા માંડ્યા. મારકૂટ શરૂ કરી. હાજરીમાં નાંખ્યા. પણ જેમ જેમ પોલીસનો ત્રાસ વધતો ગયો તેમ તેમ લૂંટફાટ વધવા લાગી. આજ આંકલાવ પાસે તો કાલે ડાકોર પાસે, પરમ દિવસ ઉમરેઠ પાસે – લૂગડાં, પૈસા, ઘરેણાં જે હોય તે લૂંટી થોડી દમદાટી ને ચોટટાપલી કરી છોડી મૂકે. ચોમેર ત્રાસ ફેલાઈ ગયો. જેસા જમાદારનું નામ લેતાં લોક ડરવા લાગ્યાં.

**શ્રા**વણ વદ આઠમની કાળી રાતે ધોધમાર વરસાદ પડે છે. સાથે પવન ફુંકાય છે. ગોકળિયામાં સૌ ઘર બંધ કરીને સૂઈ ગયાં છે. પંખી ઝાડ ને ભેખડોની બખોલોમાં પુરાઈ ગયાં છે. કૂતરાં ઘાસમાં લપાઈ ગયાં છે. પશુઓ છાપરીઓમાં પલળે છે. બહાર નીકળવાની કોઈની હિંમત ચાલે તેવું નથી.

એ વખતે મથુરસંગને બારણે ટકોરા પડ્યા.

'કોણ?'

જવાબમાં ફરી સાંકળ ખખડી.

મથુરે બારણું ઉઘાડ્યું. કોડિયામાં ધીમો દીવો બળતો હતો. એના આછા પ્રકાશમાં આવનારનું મોં ઓળખાઈ ગયું.

'કોણ જેહલો?'

અંદર ખેંચી લઈ ને મથુર ભેટી પડ્યો. જમના બેઠી થઈ ગઈ.

'જેહાભાઈ, તમે ક્યાંથી?'

'લે ઝટ કપડાં બદલી નાંખ. લે આ થેપાડું.'

જેસાએ કપડાં ઉતાર્યાં. કોટ, ખમીસ, માથાનું મોટું ફાળિયું જરા સાચવીને ઉતાર્યું. ખાટલે બેઠો. મથુર બાજુમાં બેઠો. જમનાએ બારણે સાંકળ દાધી ને નીચે બેઠી.

'તું ક્યાંથી અતારે?' મથુરે પૂછ્યું.

'મળવા આયો.'

'બઉ સારું કર્યું. મોટાભાઈ ને ભાભી કાલ સવારે એકઠાં થ્યાં 'તાં.'

‘ સૌ સારાં છે ને ?’

‘ હા. બાપાનું શરીર હજી બાદલું રે’ છે જરા.’

‘ બા, કાશલી ને દુલભઈ ?’

‘ એ સૌ સારાં છે. અણુદરવડ હજી દ’ાડા મોર્ય વાહણે જઈ.’

‘ ચ્યમ ?’ જેસાએ જરા નિરાશ બનતાં પૂછ્યું.

‘ સાતમ આઠમ કરવા. પાછી આવતી રે’શે થોડા દન ચેડે.’

‘ તમારાં છોકરાં ચ્યમ છે ?’

‘ સખેદખે દ’ાડા કાઢે છે, જો ને !’ નાનાં છોકરાં ઉપરથી ઓઢણી લઈને મથુર બોલ્યો.

‘ આ નાનો, નઈ ?’

‘ હા, તારા જ્યા ચેડે આયો.’

‘ દૂબળો બઉ છે.’

‘ પૂરું દૂધ નહિ આવતું તારી કાચીને.’

જેસો બીજાં ચાર બાળકો સામે જોઈ રહ્યો. ફાટલી ગોદડી પર એવી જ એક ગોદડી ઓઢીને ટૂંટિયાં વાળીને પડચાં હતાં. એકેયના શરીરમાં લોહી ન હતું. ચહેરા પર તેજ ન હતું. જેસાએ નિસાસો નાંખ્યોઃ ‘ ચેટલે દ’ાડે એકઠા થ્યા જેહલા ?’

‘ બહુ દ’ાડે. મને આશા ન’તી ફરી એકઠા થશું.’

‘ અંઈ ફોજદાર આયો ’તો. બે દન ધમપછાડા કરીને હેંડ્યો ગ્યો.’

‘ મારફૂટ કરેલી ?’

‘ ના રે.’

‘ તો ઠીક.’

‘ બાજરી–કોદરાં ચ્યમ છે ?’

'સારાં સે.'

'મારો ગોધલો?'

'આ બહાર બાંધ્યો છાપરીમેં.'

'જોઈ એ?' જેસો ઊઠયો.

'સવારે જોઈશું.'

'મારે અવણાં જ પાછા જવાનું છે.'

'એમ જવાય કાંઈ?' જમનાએ કહ્યું.

'હા હા. કોઈને ખબર પડી જાય તો જીવનો જાય.' મથુરે ગમ પાડી.

'પણ બાપા ને બાને નહિ મળવું?'

'ચ્યમ કરીને મળું?'

'ગામમેં જઈ તારે જ તો!'

'હેંડ કાકા, આપણે બેય જઈ.'

'હેંડ.'

'અને કાચી, તું રોટલા કરી રાખ. હું સવારનો ભૂખ્યો છું.'

'સારું, પણ બેય વે'લા આવતા રે'જો. કાંઈ થાય નઈ.'

'હું સાથે છું ને શું થાય? આ જોયો?' કહીને જેસાએ કોટના અંદરના ખીસામાંથી મોટો છ બારનો તમંચો બતાવ્યો.

'અરરર જેહાભઈ, તમે ગજબ કરો છો.'

'બાબરિયાને ભુલાવી દીધો.' મથુરે કહ્યું.

'બહાર અંધારું બઉ છે.' જમના બોલી. તરત જેસાએ બીજા ખીસામાં હાથ નાંખ્યો 'એનો ઉપાય પણ છે જુઓ.' મોટી બૅટરી કાઢી ને ચાંપ દબાવી. વરસાદની ધારોને વીંધીને પ્રકાશ ક્યાંય સુધી ચાલ્યો ગયો.

જેસો બાજુમાં છાપરીની અંદર ગયો. બેટરીનું અજવાળું કર્યું. બળદે સામું જોયું. ભય પામ્યો. બેટરી બંધ કરી જેસો નજીક ગયો. હાથ ફેરવ્યો અને અવાજ કર્યો, 'કેમ છે બેટા !' ગોધલો અંધારામાં જેસા સામે નીરખી રહ્યો. એના શરીર પર પુલકાવલિ ઊપડી આવી.

'લે હેંડ, પછી મોડું થશે.' મથુરે ઉતાવળ કરી. માથે થેપાડું ઓઢીને બન્ને પલળતાં પલળતાં ચાલ્યા. કાદવ ખૂંદતાં, મૂંગા મૂંગા ચાલ્યા. થોડી થોડી વારે જેસો બેટરીનો પ્રકાશ ફેંકતો જાય છે.

છીંડામાંથી બહાર નીકળીને બન્ને રસ્તે બેટરી મારી. પાછળ જોતાં પોતાનું છાપરું દેખાયું. નળિયાં ખસી ગયેલાં, ભીંતો પરથી પોડાં ઊખડી ગયેલાં–ભૂતખાના જેવું સૂનું એકલું ઊભું હતું.

જેસાના મગજમાં અનેક વિચારો ધસી આવ્યા.

'મેં જ આ દશા કરાવી. હવે ક્યારે સુધારીશ !'

'મથુરકાકા' આગળ ચાલતાં જેસાએ પૂછ્યું.

'ક્યમ ?'

'બાપાથી કામ થાય છે ?'

'નહિ થતું તો ય છેતરે જાય છે. તારી બા ને વઉ દાને તાં જાય છે.'

'કોંકને ઘેર કામે શા સારુ જાય છે ? ગુલાબ બારૈયાની વહુ ને જેહા જમાદારની મા પાટીદારનાં પાણી ભરે એ તમારાથી ક્યમ સંખાય છે ?'

'પણ કોઈ ને કોઈ રીતે પેટનો ખાડો પૂર્યા વન્યા હેંડે ?'

'બીજા હજાર ધંધા છે, હું કહી દેવાનો છું, કાલથી કામે ના જાય.'

'તું કહે છે જેહલા, પણ અઢી વીઘાંમાં પૂરું ક્યમ થાય ?'

'ભગવાન પૂરું કરશે.'

'તો નહિ જાય. અમે કંઈ કોઈ રાજી નથી.'

ગામ નજીક આવતાં બન્ને મૂંગા થઈ ગયા. ભાગોળેથી મથુર આગળ ચાલ્યો.

ગામમાં કૃષ્ણજયંતિનો ઉત્સવ ઉજવાય છે. ગામનાં સારાં પ્રતિષ્ઠિત ગણાતાં ભાવિક સ્ત્રી-પુરુષો છત્રીઓ ઓઢી ઓઢીને હવેલીમાં જાય છે. હવેલીમાં કાંસા ને કરતાલ, તબલાં ને હારમોનિયમની ધૂન મચી છે. સાંભળનારાં કરતાં ગાનાર ગાંડાતૂર બની ગયા છે. છેક વૈકુંઠમાં અવાજ પહોંચાડવા જેટલું જોર કઢાય એટલું કાઢે છે. ઝાંઝપખાજના ધમધમાટમાં ભજનનો અવાજ ડૂબી જાય છે. જન્મ થવાને હજી વાર છે.

ગુલાબસિંગ હવેલીએ જવાની તૈયારીમાં છે. એ વખતે બારણે સાંકળ ખખડી. હરખાબાઈએ બારણું ઉઘાડયું. 'કોણ છે અત્યારે?' મથુર અંદર આવ્યો. 'કેમ અત્યારે મથુરા?' ગુલાબસિંગે ફાળિયું બાંધતાં પૂછયું જવાબ મળે તે પહેલાં જેસાનું મોં દૂરથી દેખાયું. ગુલાબ પહેલી નજરે ઓળખી ન શક્યો. પણ જેસો પગ લૂછીને ઉંબરે ચડયો ત્યાં ઓળખી લીધો.

'તું ક્યાંથી?'

ફાળિયું બાંધવું પડયું મૂકીને ગુલાબ દોડયો. જેસો પગે હાથ અડાડવા ગયો. ગુલાબે બાથમાં લઈ લીધો. મથુરે બારણું બંધ કર્યું. હરખાબાઈ તો આભી જ બની ગઈ. જેસો હરખાબાઈને પગે લાગ્યો. હરખાબાઈએ દુખણાં લીધાં. ખાટલે બેસાડયો. પોતે જોડે બેઠી. જેસાએ ફાળિયું બાજુ પર મૂકયું. ભીનો કોટ કાઢવા લાગ્યો. હરખાબાઈ મોંએ ને પીઠે હાથ ફેરવવા લાગી. હૈયું ભરાઈ આવ્યું. કશું બોલી શકી નહિ.

'કાશી, દુખિયા!'

'એમને ના ઉઠાડીશ. સો કરશે અત્યારે.' ગુલાબે કહ્યું.

'શરીરે ચ્યમ છે બાપા?'

'સારું, જોને?'

'આ તારું?'

'મને શા પથરા પડવાના હતા! તને સાજો સારો દીઠો એ મા ખોડિયારનો પાડ. કરોડ વરહનો કરે મા અંબાભવાની.'

'ક્યાંથી આવ્યો અતારે?'

'ફરતો ફરતો આવ્યો. પણ બહુ રોકાવાય એમ નહિ.'

'ક્યમ, વાંહે કોઈ આવે છે?' ગુલાબ ગભરાયો.

'ના. ના. બાજુને ગામે બીજા વાટ જુએ છે.'

'હવે નહિ જવું.' હરખા બોલી.

'અહીં તો ઝલાઈજ જાઉં ને.'

'બચારી વઉ પરમ દા'ડે જ જઈ. રાતદન તારા નામની માળા ફેરવતી'તી. બઉ સારા કળની: બીજી હોય તો ચાર દા'ડા ના બેઠી રે'.'

જેસાનું અંતર વલોવાવા લાગ્યું. હૈયું કઠણ કરીને એણે વાત ફેરવી. 'લ્યો બાપા' ફાળિયાને છેડેથી નોટો કાઢી. ગુલાબ, હરખાબાઈ, મથુર જોઈ રહ્યાં.

'આ સો રૂપિયા અતારે આલી જઉં છું. આમાંથી કોઈને લેણા પેટે એક પાઈ નહિ આલવાની. કાલથી મારી બા ને વઉ ક્યાંય કામે ના જાય.'

'તને કોણે ખબેર આલ્યા?'

'ગમે તેણે આલ્યા. સાંભળીને મારું તો માથું ફાટી ગયું'તું. આમાંથી દુલાને ને કાશીબાંનને બબ્બે જોડ લૂગડાં કરાવજો. તમારી સારુ ને મારી બા સારુય બે જોડ. દુલાને નવી પાટી, નવી ચોપડીઓ, નવી ટોપી ને નવા જોડા લઈ આલજો.'

ત્રણે જણ તાકી રહ્યાં.

'અને હવેથી બા, મારા બાપાનું શરીર બાદલું છે તે કોદરાંના

રોટલા ના ખવાડીશ. બાજરી, ઘઉં ને દાળભાત ખવાડજે.'

'સારું.'

'અને આ બધું એકદમ ના કરશો...'

'પણ જેહલા, સોરીનું ધન...' ગુલાબ મૂંઝાયો.

'ચોરીનું શેણે છે ? તમારી સિત્તેર વીઘાં આંખમાં ધૂળ નાંખીને લઈ ગ્યા એમના જ છે.'

'કોના દીપલાના ?'

'દીપલો નઈ ને એનો ભઈ.'

ગુલાબને ગળે ઘૂંટડો ન ઊતર્યો. જેસો ઊભો થયો.

'ઠીક તારે બા, બાપા, હું જાશ. આમાંથી મથુરકાકાને દહ રૂપિયા આલજો. પાછો દિવાળી સોરો એકઠો થઈશ.'

જેસો ચાલ્યો.

ત્રણેનાં હૈયાં ભરાઈ આવ્યાં. મનમાં થાય છે જવા ન દઈએ. પણ રોકી રાખવાથી સૌના જાન જોખમમાં આવી પડે. હરખાબાઈ તો એકીટશે જોઈ જ રહી. દીવાના ઝાંખા પ્રકાશમાં પણ જેસાના મુખ ઉપર સંતોષ અને વિયોગદુઃખની મિશ્રિત લાગણીઓ દેખાતી હતી.

'ઊઠો મથુરકાકા.'

મથુર ઊઠ્યો. જેસો જતાં જતાં પાછો ફર્યો. કાશી તથા દુલાના ચહેરા સામે ઘડીભર નીરખી રહ્યો. બન્ને બાળકો નિર્દોષ ઊંઘ લેતાં હતાં. એમને સ્વપ્ને ય ખ્યાલ નહોતો, આજ એમનો સદાને માટે ખોવાઈ ગયેલો 'મોટોભઈ' મળવા આવવાનો છે. નહિતર એ જાગતાં જ બેઠાં રહેત. જેસાએ પરાણે નજર ફેરવી ને બારણે આવ્યો. ફરી એક વાર બાને ને બાપાને પગે લાગ્યો. હરખાબાઈની આંખો આંસુથી છલકાઈ. 'તારું શરીર...'

'કશી ફકર ના કરશો.' જેસાનું વજ્ર જેવું હૈયું માનાં આંસુથી પીગળી ગયું. એ વધારે બોલી ન શક્યો.

મથુરે બારણું ખોલ્યું. વરસાદ વરસતો હતો. બન્ને જણ બહાર નીકળીને ચાલતા થયા. ગુલાબસિંગ ને હરખાબાઈ ઝાંખી પડી જતી આંખોને અંધારામાં ફાડીને જોઈ રહ્યાં. 'ફરી ક્યારે એકઠા થશે!' હરખાબાઈએ આંસુ લૂછ્યાં. ગુલાએ બારણું બંધ કર્યું.

રસ્તે જતાં જેસાએ કહ્યું, 'કાકા, તું બે ચાર દા'ડા ચેડે વાહણે જઈને તેડી આવજે. અને કે'જે કે હું આયો તો'.

'સારું. જાશ.'

'અને કે'જે પાછો દિવાળીએ આવીશ. એને મેં વચન આલ્યું છે: શિયાળે કડું કરાવી આલીશ. તે પચ્ચા' રૂપિયા તમને આલી જઈશ. આટલો સંદેહો જરૂર કે'જે.'

'જરૂર કઈશ.'

'અને કાકા, તમારે કાંઈ જોઈ તો કઈ દ્યો.'

'મારે કશું નહિ જોઈતું. તું સાજો સારો રે' એટલે બસ છે.'

બન્ને જણ ગોકળિયે આવ્યા. જેસો કાકીના હાથના ગરમાગરમ રોટલા ખાઈને અંધારામાં અલોપ થઈ ગયો.

બીજે દિવસે સવારે દેવપરાની બજારમાં ચણપણ ચણપણ વાત ચાલી. 'જેહલો કાલ રાતે ગામમેં આઈ જ્યો. દીપાશેઠનું ડેલું તોડીને મઈ પેઠો તાં રખા જાગી જ્યા તે નાહી જ્યો.'

'એના બાપને હજાર રૂપિયા આલી જ્યો.' 'ઘાને તાં ચૂરમું ખઈ જ્યો' 'રામજીની દુકાને પાંચ હજાર આલી જવાની ચિઠ્ઠી બાંધી જ્યો છે.' 'શાહુકારોની દુકાને સવારે સુધી લાકડાંનાં તોરણ લટકતાં'તાં.'

ગામગપાટા ચાલે છે ત્યાં નજરે જોયેલ માણસ આવ્યો. 'અઢી ગાઉ દૂર હેંમતપરે બહારવટિયા આયા'તા. એ ઘેરથી દોઢેક હજારનો માલ લઈ જ્યા. દયાશંકર ફોજદાર પાછળ જ્યા છે.'

સાંભળનારે વધારીને બીજાને કરી. બીજાએ મરચામીઠા સાથે ત્રીજાને કરી. એમ ચાલ્યું.

બીજો મહિનો દોઢ મહિનો ગયો ત્યાં સરકારી પલટણો વાજ આવી ગઈ. લોકો ત્રાસ્યતોબા પોકારી ગયાં. જેસાની ટોળી વધતી જ જતી હતી.

## ૨૭

**રણુમાં** નવરાત્રિની આઠમનો મેળો ભરાયો છે. મહીસાગર પાર કરીને લોક જાય છે. ચોમાસામાં કાળી મહેનત કરીને કાયર થઈ ગયેલાં ખેડૂતો છુટ્ટીનો આનંદ ભોગવવા એકઠાં થયાં છે. ઘરમાં સારામાં સારું કપડું હોય એ અંગ ઉપર લપેટીને આવી પહોંચ્યાં છે. ઘરમાંથી જેટલી રોકડ મૂડી નીકળી તે ગાંઠે બાંધીને આવી પહોંચ્યાં છે. સારું સારું ખાવાના હરખે, નવું નવું પહેરવાના હરખે, કામ વિના ભટકવાના હરખે સૌ મસ્તાન બની ગયાં છે: સ્ત્રી, પુરુષ, નાનાં, મોટાં—સૌ એક સરખાં ગુલતાનમાં લીન છે.

હારબંધ દુકાનો લાગી ગઈ છે. નાના વેપારીઓને રળવાનું ટાણું મળ્યું છે. હોટેલોનો રાફડો ફાટ્યો છે. એક બાજુ જુગારના પાટલા નંખાઈ ગયા છે. બીજી બાજુ ચગડોળ ખોડાઈ ગયાં છે. ઘોડા—હાથીની

ચકરડીઓ ઊભી થઈ ગઈ છે. ગાનતાન ને જલસાપાણી ઊડે છે. સુખ જાણે ઢોળાઇ જાય છે.

બારૈયા જુવાનો ઠાઠ મારીને આવ્યા છે. માથે મોટાં ફાળિયાં, કાનમાં ડમરા–ગુલાબનાં ફૂલ ખોસ્યાં છે. આંખમાં કાજળ આંજ્યું છે. નવાં ડગલાં ને ખમીસ ચડાવ્યાં છે. નવાં થેપાડાંના કચ્છા માર્યા છે. પોતપોતાના ગામનાં, સરખેસરખાંની ટોળીઓ જમાવીને ફર્યા કરે છે. કોઈ હોટેલોમાં ચા પાણી પીતાં ગ્રામોફોન સાંભળે છે, કોઇ સિગારેટનો ટેસ મારે છે. કોઈ પાનપટ્ટી ચાવતાં રસ્તામાં પિચકારીઓ મારતાં જાય છે. 'બારૈયો દુઃખી છે, કરજદાર છે, ભૂખે મરે છે, ફાટયે લૂગડે ફરે છે' એમ કહેનાર ઘડીભર ભુલાવામાં પડી જાય એવો રંગ જામ્યો છે.

પાટીદાર, વાણિયા, બ્રાહ્મણ, કારીગર – દરેક વર્ણનાં લોક એકઠાં મળ્યાં છે.

રાત પડી એટલે ભવાઈ શરૂ થઈ. ભૂંગળો વાગી ને લોક ટોળે વળવા લાગ્યાં.

એક પછી એક વેશ આવવા શરૂ થયા. ગણપતિદાદાનો વેશ ગયો ને બ્રાહ્મણનો આવ્યો. ડાબાનો ગયો ને મિયાંબીબીનો આવ્યો. છત્રી લઈને મિયાં આવ્યા. જોનાર ખડખડાટ હસી પડયાં. સૌની નજર ખિલાઈ ગઈ.

આકાશમાં અજવાળી આઠમનો ચંદ્ર ખીલી રહ્યો છે. ચોમેર સળગતી વીજળીબત્તીની રોશની ચંદ્રપ્રકાશ આગળ ઝાંખી લાગે છે. ચાંદનીના અજવાળામાં થોડીક બારૈઆ સ્ત્રીઓ એક બાજુ વેરો વળીને ઊભી છે. ભવાઇ જોનાર ટોળા પાછળ મથુરશંગ ઊંચો થઈ થઈને ડોકાં કાઢે છે. એની બાજુમાં રામશંગ ને હિંમતસિંગ ઊભા છે. દુલો મથુરની આંગળીએ વળગેલો છે. દૂર ઊભેલી સ્ત્રીઓમાં અણદર ને કાશી ઊભાં છે, મેળા ઉપર નવાં કપડાં પહેરીને સૌ મોજ

ાવા આવી પહોંચ્યાં છે. દુલો કોઈ ઠાકોરના કુમાર જેવો શોભે છે. ગીન લીટીવાળું ખમીસ, માથે મોટા ભાયડા જેવું મોળિયું, નવી ાતલી, પગમાં નવી મોજડીઓ. ભવાઈનો રંગ જામતો આવે છે. ાથી દેખાતું, પૂરું નથી સંભળાતું છતાં મથુરશંગ ઊંચો થઈ થઈને તુએ છે.

એ વખતે એક લુહાણા વેપારી જેવા જુવાને એની પીઠ પર ાથ મૂક્યો. મથુરે પાછા ફરીને જોયું. જોયું ને હાથ પકડી લીધો. મયથી ચોમેર નજર કરીને ટોળામાંથી દૂર ખસ્યો.

'જેહલા, તું હદ કર છ.'

'આવા મેળામાં કોઈના ઓળખે. કોણ કોણ આયાં છે?'

'હું, રામશંગ, હિંમત, કાશી, દુલો, અણદર……'

'ક્યાં છે બધાં?'

'એ…તાં ઊભાં.'

'અંઈ બોલાવ.'

'પણ કોઈ જાણી જશે તો?'

'તું શા સારુ ગભરાય છ. બોલાવ જલદી.'

મથુર જઈને કાશી, અણદર ને દુલાને બોલાવી લાવ્યો. રામશંગ ને હિંમત ગુલાબના સગાભાઈના છોકરા છે પણ એમનો વિશ્વાસ કોઈને પડતો નથી. લપાતા છુપાતા મથુર ને દુલો આવી પહોંચ્યા.

જેસાને દૂરથી ઓળખી લીધો. સામસામાં મોં હસ્યાં.

દુલો દોડીને ભેટી પડ્યો 'મોટાભાઈ!'

જેસાએ દુલાને દબાવી લીધો. અણદર ને કાશી સામે જોઈ રહ્યાં. સૌ એક બાજુ નીચે બેસી ગયાં.

'બા ને બાપા ન આયાં?'

'એ ક્યાંથી આવે? મને ય જોરાએ મોકલી' અણુદર બોલી.

'હું ક્યઈ વેળાનો શોધતો'તો તમને.'

'હવે તમે અમારી સાથે આવશો મોટાભઈ?'

'ના' ફરીને દુલાને બથમાં ભીંસ્યો ને ટોપી સરખા કરી.

'આ લૂગડાં અમણાં કરાવ્યાં ભઈ.'

'સારું કર્યું. તમને ગમે છે ને?'

'હોવે, ક્યમ ના ગમે!'

'લૂગડાં ગમે પણ તમારા વન્યા નહિ ગમતું.' કાશી બોલી. અણુદર નીચું જોઈને બેઠી હતી. મથુરશંગ નજર રાખવા ને અણુદર શરમાય નહિ માટે દૂર ઊભો રહ્યો.

'મને ઘેર આવવું નઈ ગમતું હોય!' જેસાએ ગંભીરતાથી અણુદર સામે જોતાં કહ્યું. 'પણ લખમીચંદે દાવો કર્યો છે તે ફોજદાર ઝાલી લે ને કેદમાં જવું પડે.'

'પણ હવે એનું શું છે? ભઈ લખમીચંદ તો સાજો થઈ જયો છે. એ...રાતી રાણ જેવો ફરે.'

'તો ય કેશ ઊભો રે'.'

'શા સારુ ઊભો રે'?'

'એવો શરકારનો કાયદો, બીજું શું?'

'અમારે કડું નહિ કરાવવું' ભારે મોઢે અણુદર બોલી. 'તમે ઘેર હેંડો.'

'મેં અવણાં વાત શી કરી? ઘેર ના અવાય.'

'તો અમે તમારી સાથે આવશું.'

'હા મોટાભાઈ' દુલાએ ટેકો આપ્યો.

જેસો જમીન ખોતરતો બેસી રહ્યો.

'આ બચારી ચેટલી વલોપાત કરે છે!' કાશી બોલી 'તમે યાદ આવો છો તારે પૂરું ખાતી ચે નહિ.'

જેસાનું ગળું રૂંધાયું. આંસુ ગળે આવીને પાછાં વળ્યાં. એમ ને એમ સૂનમૂન બેસી રહ્યો.

ચોમેર હજારો માણસો આનંદમાં મસ્ત છે દુનિયામાં જાણે દુઃખ જેવી વસ્તુ જ ન હોય એમ લહેર ઉડાવે છે.

કોઈ ને કશાની પરવા નથી. રોશનીના ચળકાટમાં ચંદ્રપ્રકાશ સામે જોતાં નથી.

'તમે કામે જાઓ છો કે ના?'

'નહિ જતાં.'

'ઠીક તારે કાકા, હું જાશ હવે.'

'ચ્યમ?'

'વળી કોઈ ને વે'મ પડે ને આમ તો બેશી જ રચે એવું થાય છે.'

'તો પછી બેસો ને મોટાભાઈ!'

'ના બેસાય બાન.' અણુદરે કહ્યું.

'ઠીક દુલભાઈ' દુલાની પીઠે હાથ મૂકીને જેસો બોલ્યો.

'આવજે સૌ.'

'તમે જાઓ છો ભઈ?' કાશી ગળગળી થઈ.

'હા બાન, છૂટકો છે કંઈ?' જેસો ઊભો થયો.

ત્રણ જણ ભારે હૈયે જોઈ રહ્યાં. 'આવજો ભઈ.'

'આવીશ કોઈ વાર.'

જેસાએ એકદમ પીઠ ફેરવી. ઉતાવળો ચાલીને લોકોના ટોળામાં ભળી ગયો.

મૂઢની માફક ચારે જણ જેસાને જતો જોઈ રહ્યાં. મનમાં અનેક ભાવો આવીને પાછા વળી ગયા. અસહ્ય વેદના અસહાય બનીને વેઠી રહ્યાં. પોતાના વહાલા ભાઈને, વહાલા ભત્રીજાને કે વહાલા પતિને પોતાની જોડે રાખવાની શક્તિ કે સમજણ એકેયમાં ન હતી.

'હેંડો પેલી મેર જોવા.' મથુરે કહ્યું.

'નહિ જોવું અમારે, તમે જાઓ.' કાશી ત્યાં જ બેઠી. અણદરે ય બેઠી. દુલાને લઈને મથુર ગયો. કાશી ને અણદર જેસાની વાતો કરતાં બેસી રહ્યાં.

આ બાજુ જેસો ટોળામાં થઈને પસાર થઈ ગયો. રાતોરાત પાંચ છ ગાઉનો પંથ ખેંચીને મહીસાગરને પેલે પાર એને પહોંચવાનું હતું. જેસો રસ્તે પડ્યો. અનેક વિચારો ઊલટાસૂલટી એને મૂંઝવી રહ્યા હતા. માબાપને મળીને ચાલ્યો ગયેલો ત્યારે આટલું નહોતું લાગ્યું. બારૈયાકોમને પૈસાદાર ને જમીનદાર કરવાની તમન્ના અને વહાલાંસગાંના વિયોગ વચ્ચે કારમી સાઠમારી શરૂ થઈ. પગ ઉત્તરમાં ચાલતા હતા મન દક્ષિણમાં વળગી રહ્યું હતું.

'આમ ક્યારે પાર આવશે?' મનમાં પ્રશ્ન ઊઠ્યો 'હજી પૂરા પાંત્રી' ભાયડા એકઠા થ્યા નહિ. અને એમાંય કેટલાક તો નકામા એકઠા થ્યા છે. આમ ઢીલું ઢીલું હેંડે તો તો સો વરહેય આરો ના આવે. આટલા બધા શાહુકાર, આટલી પલટણો,—સૌની સામે ઝૂકીને પાર નેકરવું સહેલું નહિ. આજ તો સૌને શોધી વાત કરી નાંખું. પાણી માપી લઉં. ઈસપાર કે ઉસપાર. કાં તો વરહે બે વરહે મોટું જુદ્ધ જામે છ. કાં તો બધા ભયા ફાંશીએ લટકી જઈ છીએ.'

જેસો વિચારના જોસમાં ઉતાવળો આગળ વધી રહ્યો હતો. કુટુંબજીવનની મીઠાશ માણવાની અધીરાઈમાં એ ઝનૂને ભરાયો હતો.

શરદઋતુનું સ્વચ્છ આકાશ: અજવાળી આઠમની પૂરબહારમાં ખીલેલી ચાંદની: ઊજળા દિવસ જેવી રાતને પોતાની ભયંકરતાનો ખ્યાલ આપતાં મહીસાગરનાં વિકરાળ કોતર: પાંચ પાંચ માથોડાં ઊંચી ભેખડો: આડાઅવળા, વાંકાચૂંકા માર્ગો જાણીતા મુસાફરોને પણ ભૂલા પાડે છે.

એવા માર્ગોમાં એકલે પંડે જેસો ચાલ્યો જાય છે. પાછલી રાતની ઠંડીની ચમકારી સહેજ લાગે છે. થોડી વારે જેસો એક લીલૂડી ટેકરી પર ચડ્યો. એવા ભેંકાર નિર્જન સ્થળમાં ગળતી રાતે પંદર વીશ જણા અર્ધ જાગતા બેઠા છે. ફરતું ગાઉ ગાઉમાં ક્યાંય ગામ નથી. જેસાને ઉપર આવતો જોઈને એક જણ ઊભો થઈ ગયો. 'લ્યો, આ જેહાભઈ આઈ ગ્યા.'

'ચ્યમ બઉ વાર લાગી ભઈ?' સોમાએ પૂછ્યું.

'મહીશાગરમેં પાણી બઉ હતું.'

'તરીને આયો?'

'ના, શરકારે હોડી રખાવી'તી.' જેસો હસ્યો.

એક પછી એક સૌ જાગ્યા. આળસ મરડતાં બેઠા થયા.

જેસો જરા ઉદાસ હતો. ચહેરા પર હમેશ કરતાં વધારે ગંભીરતા હતી. સોમાએ પૂછ્યું, 'ચ્યમ જેહલા, એકઠાં થ્યાં કોઈ?'

'હોવે, સૌ થ્યાં.'

'તો પછી આમ ઢીલો ચ્યમ થઈ ગ્યો છું?'

'ઉજાગરો ને થાક.'

'જુઠ્ઠું ના બોલીશ. જેહલા જમાદારને ઉજાગરો ચેવો અને ભયાઓની જમીં પાછી અલાવ્યા વન્યા થાક ચેવો?'

જેસાની આંખ ગર્વથી ચમકી. ભિખાજીએ ધીરે રહીને કહ્યું, 'હશે હવે. રાજી કરાજીનું શું કામ છે? આપણે મૂળ મુદ્દાની વાત કરો ને.'

જેસો બેઠો. ફાળિયું ને કોટ-ખમીસ ઉતાર્યાં; ઉઘાડે શરીરે અમૃતસ્નાન કરતો, સૌની સામે નજર ફેરવતો બેઠો. ફરતાં સૌ ગોઠવાઈ ગયા. જેસાએ સહેજ ટટાર થઈ કહ્યું, 'જુઓ ભયા, સોમભાઈ કહે છે એ વાત ખોટી નહિ. મારું દિલ આજ જરાક ઉદાશ થઈ ગયું'તું. પણ તમને જોયા ને પાછો રાજીપો થઈ આવ્યો છે. તો ય મારા મનની વાત કરી નાંખવી જોઈ એટલા સારુ કઉં છું. મન એમ વચાર આયો કે આજકાલ કરતાં આપણા બા'રવટાને ત્રણ ત્રણ મહિના થઈ ગ્યા. કેટલા ય જણને લૂંટ્યા. લૂગડાં, પૈસા, ઘરેણાં-જે હાથ પડ્યું તે આંચકી લીધું-પણ તો ય આપણે એવા ને એવા રયા. સૌનાં ઘરમાં એટલી ને એટલી ભૂખ રઈ. આમ હોય તો પછી નકામા શા સારુ ભટકવું? બે માણસ પાહે આવી વાત કરતા એ ય દશ્મન થયા. આપણે આટલા એકઠા થ્યા છીએ એમાં એકરાગ નહિ. આમ ને આમ કો'ક દા'ડો પલટણના હાથમાં આઈ ગ્યા તો રામ બોલો ભાઈ રામ. આના કરતાં ઘેર બેઠાં છતી કરવી શું ખોટી? બચારાં ઘરનાં માણહાં તો રાજી રે'.'

'પણ જેહલા, તું વચાર તો કર.' સોમાએ કહ્યું. 'આપણે પાંચ પાંચ, દહ દહ રૂપિયાનો માલ લૂંટીએ એમાં શો દા'ડો વળે? તે દા'ડે હેંમતપરે ગ્યા તો ત્યાં ના ફાવ્યા ને પાછા વળ્યા. એ તો મોટી મોટી હવેલીઓ ફાડીને ધન ઉપાડીએ તો બારૈયાનાં ઝૂંપડાં પથ્થર-ચૂનાનાં થાય, તો બારૈયાનાં છોકરાં દાળભાત દેખે કેમ ભિખાજી

બોલતા નહિ? આ તો ભઈ જઈ ને મા બાંન ને બૈરીને મળી આયા તે ‘કે’ સે હવે સૌ વેરાઈ જાઓ.’ સોમો જરા તપી ગયો. ‘તો પે'લેથી ન'તું નેહરવું.’

‘તો પછી હું કઉં એ પરમાણે વરતવાની હેંમત જોશે.’

‘પણ એ દ'ાડે તારું કયું ના કર્યું ભઈ?’ સોમો ચિડાયો.

‘તો પછી થઈ જાઓ તૈયાર.’ કહેતાં જેસાએ પગ ઊંધા નાંખ્યા. એની આંખમાંથી અંગાર ખર્યા. ચળકતા કપાળમાંથી તેજનાં કિરણ ફૂટયાં. પહોળી છાતી વધારે પહોળી થઈ. મજબૂત હાથની મૂઠી વાળીને એ બોલ્યો. બોલતાં ફરતા બેઠેલા ભાઈબંધો ઉપર નજર નાંખી લીધી.

‘એક વાતની મનમાં ગાંઠ વાળી લ્યો કે આપણે ચોર–લુંટારા નથી. આપણે આ જમીનના માલિક છીએ. આપણે પાઈ પૈસો કે ઘરેણાંગાંઠાં માટે બહારવટે નહિ ચડયા, પણ જમીનનો એકેએક ટુકડો મેળવવા બહાર પડયા છીએ. ચણામમરા વેચીને પેટ ભરનારા અક્કલ હોશિયારી વાપરીને આજ લાખ્ખોની ઈસકામત જમાવી બેઠા છે, પણ એમ બેટા મારા જોઈ લે કે હરામનું ચ્યમ ખવાય છે! એવો ખુમારો બોલાવી દઈએ કે પહેર્યે લૂગડે ગામ મૂકીને નાહી જાય. વચ્ચે આ કાસુબાં કે સરકારી માણહાં આવે તો એનેય પાધરાં દોર કરી આલવાં. અને પછી બાંયા બાપદાદાની જમીં ખેડે ને લહેર કરે.’ જેસો શ્વાસ ખાવા અટક્યો. બોલ તો ધીમે ધીમે બહાર પડયા, પણ બોલે બોલે સાંભળનારનાં હૈયાં કંપી ઊઠયાં.

‘પણ જેહાભઈ’ ધરમસંગ ધીમેથી બોલ્યો.

‘ચ્યમ?’

જેસો ધરમસંગ તરફ ફર્યો. ‘આપણે આટલા જણ શું કરી શકશું?’

‘આટલા તે ચ્યમ રે'શું. પેલા હું ને સોમભાઈ બે હતા ને?

પણ બેના બાવીશ ને બાવીશના બેંતાલીશ થયા ને ? એમ જૂથ જામતું જશે. તમે જુઓ તો ખરા, આખી બારૈયા ને પાટણવાડિયા વસ્તીને એકચકવે કરવી છે.'

'પણ બધાને ખવરાવીશ શું ?'

'એનો બંદોબસ્ત કરી લેશું. આ ગામેગામ ઊંચી હવલીઓ દેખાય છે એમાં ધન ભર્યું છે એ કોનું છે ? પાંચ વરહમાં આટલાં પાંચસો ગામમાં—પછી ચાહ્ય અંગરેજી હોય, ગાયકવાડી હોય કે ગરાસિયો હોય—એક વાર તો બૂમ બોલાવી દેવી છે.'

'શાબાશ.' સોમો ટટાર થયો. સૌ એકચિત્ત થઈ ગયા છે.

'પણ ભયાઓ, એક વાત ધ્યાનમાં રાખજો. નાનું હૈયું—છોકરું બૈરાં, બુઢ્ઢાં કે અપંગ ઉપર હાથ ના ઉપાડશો. મા ખોડિયાર આપણા સાથમાં છ. લ્યો હેંડો, ઊઠો.'

જેસાએ પગ સરખા કરી માથે ફાળિયું વીંટયું. વીંટતાં વીંટતાં બોલ્યો, 'આજ સામા ભાઠામાં રાત ગાળીને કાલ સાંજ સુધીમાં રામપરાની તયારી કરવાની છે.'

'કશી ફકર નઇ.'

પટોપટ હથિયાર લઈ, કપડાં ઝાટકી સૌ ઊભા થયા. ત્રણ ભરેલી બંદૂકો, બે ભાલાં, એક તમંચો અને દરેકના હાથમાં અકેકેક ધારિયું.

ટેકરી પરથી ઊતરીને બહારવટિયા ઊંડાં કોતરોમાં ગુમ થઈ ગયા.

**મહીસાગરની** ગોદમાં એક ટેકરા ઉપર, બે અઢી હજારની વસ્તીવાળું રામપરા વસેલું હતું. ફરતી ત્રણ ત્રણ ગાઉ ઉપરથી રામપરાની હવેલી દેખાતી હતી. વિલાયતી નળિયાં, રંગીન ઝરૂખા, બબ્બે ત્રણ ત્રણ માળનાં મોટાં મકાન નાનકડા ગામની સંપત્તિનો ખ્યાલ આપતાં હતાં. વાણિયા, પાટીદાર અને બારૈયાની મુખ્ય વસ્તી હતી. માછી, મોચી, દરજી, સુથાર, વણકર, ભંગી વગેરેનાં સાતસો ઘરનું ગામ આજુબાજુમાં તરતું ગણાતું હતું.

મહીસાગરના ભાઠાની કસદાર જમીન. તમાકુ, દીવેલાં ને ઝાલરથી આખી સીમ લીલી કુંજાર દેખાતી હતી. કોઈ નાનકડા બગીચાની માફક ઠંડા પવનમાં દીવેલાં-તમાકુ લહેરું લઈ રહ્યાં હતાં. પાકમાં, પૈસા ટકામાં અને વેપાર-વણજમાં એક નંબરનું રામપરા હમણાં કેટલાક દિવસથી સમીસાંજમાં સૂનકાર બની જતું હતું. સૂરજનારાયણ આથમતાં આથમતાં તો તળાવના આરા સૂના પડી જતા હતા. સીમમાંથી ઉતાવળે આવી ભાણુ ખૂડતાં લોક ગામમાં પહોંચી જતાં હતાં. અને આરતી-પૂજાનો સમય વહેલો કરીને દેવ-સ્થાનોના દેવો પણ સમીસાંજમાં જ પોઢી જતા હતા.

સાત આઠ વાગતાં બજારમાં ચકલું ફરકતું નથી. છોકરાંછૈયાં ધડકતે હૈયે, બંધબારણે માને પૂછે છે: 'હેં બા, આજે બ'રવટિયા આવવાના છે?'

બીતી બીતી મા જવાબ વાળે છે: 'રોજ એમ લાગે છે કે આવશે, પણ આવતા નથી.'

સૌથી વધારે ડર શાહુકારોના લત્તામાં છે. શાહુકારોનાં ઘર બેવડે બારણે પટારાની માફક બંધ થઈ જાય છે. શાહુકારોને બારણે રખા બેઠા રખેવાળી કરે છે, તો ય અંદર રહ્યાં બૈરાં — છોકરાં ને શાહુકાર ફફડી મરે છે. આખી રાત લોહી પીનારા માંકડ, માણસ પથારીમાં બેઠો થાય કે તરત નાસીને સંતાઈ જાય તેમ શાહુકારો, જાગી ગયેલા બારૈયા જુવાનોની બીકે સૌ પહેલાં ઘરમાં ભરાઈ બેસે છે.

સાંજ પડ્યા પછી ગામતરે જવાનું બંધ થયું છે. નછૂટકે જનાર ઉતાવળો ઘેર આવી જાય છે.

નોમની સાંજે રામપરાની સીમમાંથી ખેડૂતો માથે ચારના ભારા લઈને ઢોર હાંકતા ઘર તરફ વળ્યાં. સ્ત્રીઓ, પુરુષો અને બાળકો ગામ તરફ ઉતાવળાં ચાલ્યાં આવે છે. લાખા બારૈયાની વહુ ગંગા માથે ચારનો મોટો ભારો લઈને ભેંસ હાંકતી આવે છે. કાખમાં નાની છોકરી છે. પાછળ ચાર વરસનો નાગોડિયો છોકરો દોડ્યો આવે છે. એ વખતે સામેથી નિર્ભયરામ મહારાજ આવતા જણાયા. જોતાંવેંત ઊભી રહી ગઈ. ગામ ખેતરવા દૂર હતું.

નિર્ભયરામ મહારાજ હમેશની રીતે લાંબી ફાળે ચાલ્યા જાય છે. મોટા પહોળા પંજાદાર ઉઘાડા પગ, છ ફીટ ઊંચું કસાયેલું શરીર, ઊંચી દીવાલવાળી ગાંધીટોપી, કસવાળી બંડી, ગોઠણથી સહેજ નીચું પંચિયું, વળદાર એકધારાં સૂતરનાં કપડાં શરીર જેટલાં જ મજબૂત અને નિમકહલાલ હતાં: ઊંચું ઓજસ્વી કપાળ, હસતો ચહેરો, ઊંડી છતાં તેજસ્વી આંખો વૃદ્ધાવસ્થાને અટકાવી રહી હતી. આછી અર્ધ કાળી—ધોળી મૂછો મહારાજે વનમાં પ્રવેશ કર્યાની સાક્ષી પૂરતી હતી. પચાસ વર્ષ પૂરાં થયાં છતાં મહારાજની ચાલમાં કશી ખચૂર પડતી નથી. ગંગા માર્ગમાં આડી ઊભી રહી. 'અતારે ક્યાં હેંડ્યા ?'

'હેમતપુરે જઉં છું.'

'અતારે નહિ જવું મહરાજ, ઘેર હેંડો. ક્યાંથી આયા અતારે ?'

'આંકલાવની પેલીમેરથી આવું છું.'

'તો થાચ્યા પાચ્યા અંઈ સૂઈ રો, પરોઢિયે જજો.'

'પણ હવે ગઉ દોઢ ગઉ રયું છે. હમણાં પહોંચી જઈશ.'

મહારાજ આગ્રહનું કારણ સમજ્યા નહિ. થાકીને ગંગા ગામ તરફ ગઈ. મહારાજ આગળ વધ્યા.

થોડે જતાં બીજી બે બાઈઓ મારગ રોકી ઊભી રહી: 'અતારે ચ્યાં જાઓ છો મહરાજ? વળો પાછા.' દબાતે સાદે બન્ને બાઈઓ આગ્રહ કરવા લાગી.

મહારાજને વહેમ પડ્યો. નક્કી કંઈક ભય છે, એટલે તો ખાસ જવાનો આગ્રહ રાખ્યો. પ્રેમભરી અનેક વિનવણીઓને ગણકાર્યા વિના આગળ ચાલ્યા.

ગામ પોણોક માઈલ દૂર ગયું ત્યાં લાખો બારૈયો પોતે સામે મળ્યો. રસ્તો ઊંડા નળનો હતો. બન્ને બાજુ થોરિયાની વાડ હતી. વચ્ચે વચ્ચે ખેતરોમાં જવાનાં છીંડાં હતાં. લાખો તો નિર્ભયરામ મહારાજનો ખાસ ભક્ત: એણે હાથને ઇશારે, મોંના ભાવથી પાછા ફરવાનું કહી વાડ તરફ નિશાની કરી. મહારાજ સમજી ગયા.

સ્વાભાવિક અવાજે બોલ્યા, 'કેમ, શું છે?'

લાખો મહારાજના કાન પાસે મોં લઈ જઈને બોલ્યો.

'નકામા માણહ બેઠા છે, પાછા હેંડો.'

'શા માટે? મારે એ લોકોને મળવું છે.'

'નહિ જવા દઉં મહરાજ.' લાખો આડો ઊભો રહ્યો.

'હું જવાનો છું એ નક્કી છે લાખા, ખસી જા બાજુ પર.'

મહારાજનો મક્કમ અવાજ નળમાં ગાજી ઊઠ્યો. ક્ષણમાં વિચાર કરીને લાખો બોલ્યો, 'હું આવું તમારી સાથે. પણ પાછળથી રામપરામેં કંઇક થાય ને હું ગામમેં ના હઉં તો ખોટું આળ ચડે.'

'તારે સાથે આવવાની જરૂર નથી.' કહીને મહારાજ આગળ વધ્યા. મગજમાં ઝપાટાબંધ વિચારો આવ્યે જતા હતા. 'શું કરશે બહારવટિયા? બહુ તો ગોળીએ વીંધશે. એનો ડર નથી. પણ આ શરીરનો ભોગ અહીં આપવા કરતાં દેશની મોટી લડાઈ શરૂ થવાની છે ત્યાં આપવો એ વધારે સારું નહિ?' પળવારમાં ઊલટાસૂલટી અનેક વિચાર પસાર થઈ ગયા. એ જ ક્ષણે નિર્ણય થયો, 'બસ બહારવટિયાને મળવાની મારી ફરજ છે. એમ કરતાં મોત આવે તો લેખે છે.'

નિર્ણય થતાં જાણે કોઈ અગમ્ય શક્તિ દોરતી હોય તેમ મહારાજ લાખાએ બતાવેલા ખેતરમાં છીંડેથી ઉપર ચડ્યા. જે છીંડે ચડ્યા તે ઠેકાણે જ આવતા જતા વટેમાર્ગુને ડરાવવા લાંબી કાળી નાળવાળી બંદૂક ધરીને એક બુકાનીદાર બેઠો હતો.

મહારાજને ચડતા જોઈને એણે છાતી ઉપર બંદૂક ધરી.

'કોણ છો?'

'બહારવટિયો' મહારાજના મુખમાંથી સ્વાભાવિક ઉદ્ગાર નીકળી ગયો અને બંદૂકની દરકાર ન કરતાં આગળ વધ્યા. બીજા બે બંદૂકદારો બાજુમાં ચોકી કરતા હતા તે નજીક દોડ્યા આવ્યા. બીજા સાત આઠ જણ ટોળું વળીને પચાસેક હાથ દૂર ખેતર વચ્ચે બેઠા હતા. તેમની પાછળ દૂર એક ઘોડેસવાર પહેરો દઈ રહ્યો હતો.

મહારાજે બાજુમાં ધસી આવનારને ન દીઠા. એ તો સીધા ટોળે વળીને બેઠેલા તરફ ચાલ્યા.

બાજુમાંથી દોડ્યા આવનાર ગોળી છોડવાને બદલે અંગરક્ષક હોય તેમ બે પડખે બે ચાલ્યા. છીંડે બેઠેલો પાછળ ચાલ્યો. વચ્ચે બેઠેલું ટોળું ઊભું થઈ ગયું. એમાંથી એક જણ આગળ આવ્યો. અજવાળી ઝોકાર રાતે કોઈ ફિરસ્તા જેવા નિર્ભયરામ મહારાજ સામે બંદૂક ધરીને બોલ્યો, 'ખબરદાર, ત્યાં જ ઊભો રહેજે.'

મહારાજ ઊભા રહ્યા. પેલો બંદૂક લઈને આગળ આવ્યો.

'કોણ છો તું?'

'બહારવટિયો.'

'શા માટે અહીં આવ્યો છો?'

'તમને મળવા.' ગેબી અવાજ ગાજ્યો. બહારવટિયા એક બીજા સામે જોવા લાગ્યા.

'શા સારુ મળવા?'

'બેસો નીચે, કહું.'

સૌ બેઠા. મહારાજ પણ સામે બેઠા. બાજુમાં ને પાછળ આવનાર બંદૂકદારો ચોકી કરતા ઊભા રહ્યા. એમના કાન આ બાજુ ઢળેલા હતા. થોડે દૂર જેસો ઘોડા પર ફરતો હતો. એ વારંવાર આ તરફ નજર કર્યા કરતો હતો. વાત સાંભળી શકાય પણ મોં દેખાય નહિ એટલો નજીક આવીને એ ફરવા લાગ્યો.

'તમે કોના બ'રવટિયા છો?' સોમાએ રોફથી પૂછ્યું.

'સરકારનો.'

'શા માટે બ'રવટે ચડ્યા છો?'

'રૈયતને સુખી કરવા.'

'વસ્તી તો દુઃખી છ.'

'સરકાર જશે એટલે સુખી થશે.'

'બંદૂક વના બ'રવટિયો ના કે'વાય. બંદૂક વના સરકાર જવાની નહિ.'

'ખરા બ'રવટિયા બંદૂક ના રાખે. બીકણ હોય તે બંદૂક રાખે.'

'તમે સરકાર સામે કઈ રીતે લડો છો?'

'વગર હથિયારે. ઘેર બેઠાં. અમારી લડાઈ થોડા વખતમાં શરૂ થવાની છે. એમાં બહાદુર હશે તે બહારવટે ચડશે. નાના ત્રણ વરસના બાળકથી માંડીને સો વરસના ડોસા સુધી સૌ એ લડાઈમાં ઊતરી શકશે. સરકારનો હુકમ ના માનવો ને એને કર ના ભરવો, એ જ વાત. એના અન્યાયી કાયદાનો છડેચોક ભંગ કરવો, માર ખાઈ લેવો પણ કોઈની સામે આંગળી ઉઠાવવી નહિ. એમાં પણ બહારવટે નીકળનારને માર ખાવો પડશે, જેલ જવું પડશે, ખેતરપાદર–ઘરબાર લૂંટાવવાં પડશે, ફાંસીએ લટકવું પડશે ને ગોળીએ વીંધાવું પડશે. છતાં ખરા લોકો પોતાનું ધાર્યું કરશે. ગોળીએ વીંધાશે પણ લીધી વાત નહિ મૂકે. ફના થઈ જશે પણ સાચને નહિ છોડે.'

'સરકાર જશે પછી કોનું રાજ્ય થશે?'

'રૈયતનું.'

'રૈયતનું રાજ્ય?'

'હા. રૈયતના રાજ્યમાં રૈયતને સુખ થાય એવા કાયદા થશે. વેઠ–બેગાર બંધ થશે. જુલમી અમલદાર ઘેર બેસશે. ખોટાં દેવાં રદ્દ જશે. હરામનાં વ્યાજ ખાનાર કેદમાં જશે. ખેડૂત જમીનનો માલિક બનશે. બેઠો બેઠો કોઈ નહિ ખાય. મહેનત કરશે એને જ ખાવા મળશે. સૌને સારાં ઘરબાર, અને પહેરવા પૂરતાં કપડાં મળશે.'

'આ બ'ારવટું ખરું!' સોમાથી બોલાઈ ગયું. સૌ એક ચિત્તે સાંભળતા હતા ને ચાંદનીમાં ચમકતી મહારાજની આંખો સામે એકી ટશે જોઈ રહ્યા હતા. મહારાજ ઉતાવળે બોલ્યે જતા હતા: 'પણ અમારું બહારવટું એકલી સરકાર સામે જ નથી. વહુને લાજ કઢાવવા સામે ય અમારું બહારવટું છે. લગન–મરણના ખોટા ખરચા સામે ય બહારવટું, લાંબી ચાંચવાળાં ફાળિયાં સામે ય બહારવટું, દારૂ, તાડી ને અફીણ સામે ય બહારવટું, નાનાં છોકરાંને મારવા સામે ય બહારવટું,.. ઢેઢભંગીને ન અડવા સામે ય બહારવટું, અભણ રહેવા

સામે ય બહારવટું, ચોરી–છિનાળી સામે ય બહારવટું, બીક સામે ય બહારવટું–આવું અમારું બહારવટું છે. આ બધાં બહારવટાં પાર પડે તો બધી રૈયત સુખી થઈ ને રૈયતનું સાચું રાજ કે'વાય. હું 'મહરાજ' મટીને બહારવટિયો થયો છું તો તમે ય ધારાળા મટીને સાચના બહારવટિયા થાઓ એટલું કહેવા આવ્યો'તો. લ્યો બેસો.'

મહારાજ ઊભા થયા.

'રૂપલા.' સોમાનો હુકમ છૂટયો. 'મૂકી આવ મહરાજને.'

'મારે કોઈની જરૂર નથી, પણ સાંભળો. હવે હું સામે ગામ જઈને ખબર આલવાનો છું કે તમે અહીં પડયા છો. મારે લોકને ચેતવવા જોઈશું.'

'ખુશીથી ચેતવજો. પણ ઊભા રો' મહરાજ. તમારી કને કાગળનો કકડો ને શીશાપેન છે?'

'હોવે.' મહારાજે બંડીના ખીસામાં હાથ ઘાલ્યો. 'આ લો.'

સોમાએ હાથ ધર્યો.

'શા સારુ જોઈએ છે?'

'શાહુકાર ઉપર ચિઠ્ઠી લખી આલીએ. પૈશા અંઈ આલી જાય.'

મહારાજે કાગળ પાછો મૂકયો. 'તો તો નહિ આલું.' કહીને ચાલ્યા.

જેસો ને એના સાથીદારો જોઈ રહ્યા. જે છીંડેથી ઊતર્યા હતા તે જ છીંડેથી ઊતરીને મહારાજ હેંમતપરાને રસ્તે ચાલ્યા.

થોડી વારમાં ભડાકા શરૂ થયા. બહારવટિયાઓએ વેશપલટો કર્યો. જેસાનું મગજ વિચારોમાં ગૂંથાયું હતું.

'આ મહરાજ લાખલાને તાં આવેલા એ જ. તે દા'ડે ખબેર નઈ, આવા હશે. ગાંધી આતમાનાં મનખ બ'દુર તો ખરાં. અને

અમારા કરતાં એવાં એ સરકારના મોટાં બ'ારવટિયાં. એ ય સાચું. એનાથી સરકાર વધારે ડરે છે. માળો ખરો પણ મરદનો બેટો.'

'હેંડ જેઠાભાઈ.' સોમાનો અવાજ આવ્યો. જેસો વિચાર-નિદ્રામાંથી જાગીને ચાલ્યો.

## ૩૦

**નવરાત્રિના** દિવસોમાં જે ચોકમાં દર વરસે અર્ધું ગામ એકઠું થઈને કિલ્લોલ કરતું, જે સ્થાને દસે દિવસ ગરબી અને રાસની ધમાચકડી બોલતી એ ઠેકાણું આજ સૂનકાર છે. જે જગ્યાએ ગરબી-માતાની દીપમાળા ઝળહળી રહેતી તે જગ્યાએ લીમડાની ઘટામાં કાળો અંધકાર લોકોની બીકના પડછાયાની પેઠે પથરાઈ રહ્યો છે.

ગામમાં ચકલું યે ફરકતું નથી. ઝાલર આરતી કશું સંભળાતું નથી. વહેલાં વહેલાં ઘેર આવી ગયેલાં લોક ખાઈપીને ઘર બંધ કરવા લાગ્યાં છે.

કોઈ એકલદોકલ આદમી બજારમાં ચાલ્યો જાય છે. કોઈ એકલદોકલ દુકાનદાર દુકાન બંધ કરે છે. એ વખતે એકાએક દૂરથી આવતા બંદૂકોના અવાજ સંભળાવા લાગ્યા.

'હેંમતપરે બ'ારવટિયા આવ્યા લાગે છે.' દીપાશેઠે લેખણ મૂકીને ઝટપટ ચોપડો બંધ કર્યો. પેટીમાં મૂકીને તાળું માર્યું. તિજોરીનું તાળું ખેંચી જોયું. કાપડ, ગોળ, ઘી તપાસી લીધાં. અંદરની બન્ને સાંકળો અને તાળાં ખેંચી જોયાં. દીવો ઠારીને બહાર નીકળ્યા. બારણું બંધ કર્યું. ઉપર નીચે બે તાળાં માર્યાં. રખાઓને ભલામણ કરીને

પગથિયાં ઊતરે છે ત્યાં સરસરાટ દસબાર સિપાઈ ગામમાં નીકળ્યા. દૂરથી દીપાશેઠે જોયા, મનમાં બબડ્યા, 'ફોજદારશા'બ આવ્યા લાગે છે.'

સિપાઈઓને મોખરે જમાદાર હતો. વાંકડી મૂછ, ફાંકડો જમાદાર. એક હાથમાં બૅટરી ને બીજામાં તમંચો રાખીને ચાલ્યો આવે છે.

રખાઓએ ચહેરો ને વેશ પરખ્યા. ઊઠીને બીજી બાજુ સરકી ગયા. દીપોશેઠ રખાઓને નાસતા જોઈ સમજી ગયો. ઘર દસ ડગલાં જ દૂર હતું. દોડીને ઘેર પહોંચ્યો. આગળો ઉઘાડી બારણામાં પેસવા જાય છે ત્યાં જમાદારે દોટ મૂકી. પેસતાં ઝાલ્યો. શેઠની રાડ ફાટી ગઈ.

બંદૂકોના ધડાકા ચાલુ થયા. લોકો સમજી ગયા. બારીબારણાં બંધ કરી દીધાં. 'પોલીસને વેશે બ'હારવટિયા આવ્યા છે.' ગામમાં વાત પસરી ગઈ. માયાવાળાનાં બૈરાંછોકરાંની છાતી બમણા જોરથી ધડકવા લાગી. કોઈ કોઈ હિંમતવાળા બારીની તિરાડમાંથી જોવા લાગ્યાં. નાકે નાકે, છીંડે છીંડે, ત્રણે ભાગોળે પહેરા ગોઠવેલા છે અને બંદૂકોના બાર થઈ રહ્યા છે. ગોળીઓ સનસનાટી કરતી છાપરાં પરથી પસાર થઈ રહી છે. ગામમાં ત્રાસનું સામ્રાજ્ય ફેલાઈ ગયું. બરાબર ધાક બેસાડી દીધી.

'દીપલા.' જમાદારનો પહાડી અવાજ ઠંડી રાતમાં ગાજી ઊઠ્યો. 'હજાર રૂપિયા લાવ.'

સાંભળનાર પાડોશીઓનાં મનમાં ફાળ પડી. 'આ તો આપણો જેહલો. મારી નાંખશે દીપાશેઠને.'

'જેહલા!' દીપચંદ ડોસો કરગર્યા 'આડસો લઈ જા.'

'નહિ. બારસો લાવ.'

'હજારેથી બારસોએ આવ્યો? જા નહિ મળે પાઈએ.' મક્કમ

જવાબ આપી ડોસે બારણું ધંકેલ્યું. બારણું અંદરથી બંધ થઈ ગયું હતું. ઝોંટ મારીને જેસાએ દીપચંદને પગથિયા નીચે ખેંચી લીધો, ' લઈ જાઓ તળાવની પાળે. '

બે જણા ડોસાને ધક્કા ને કુંદા મારતા ઘસડી ગયા.

જેસાએ બીજે ઘેર જઈ બારણામાં બંદૂક મારી. ' ઉઘાડ પમલા. '

પ્રેમચંદ શેઠ જાગતા પડ્યા હતા. ઉપરની બારી સહેજ ઉઘાડીને પૂછ્યું. ' શું જોઈએ જેહલા ? '

' રૂપિયા સાતસો આલી દે. '

' એટલા બધા તો નથી. ' કહીને પ્રેમચંદે બારી બંધ કરી.

જેસાનો મિજાજ ગયો. નીચે બારણા પર ધડાધડ પાટુઓ મારીને ત્રાડ પાડી. ' તોડી નાંખીશ પમલા, મરી ગયો સમજજે. '

અંદર છોકરાં બૂમાબૂમ કરવા લાગ્યાં. શેઠાણીએ રડતે સાદે શેઠને પિગળાવ્યા. પ્રેમચંદે પટારો ઉઘાડ્યો. મન મજબૂત કરીને સાતસોની નોટો કાઢી. ' લે જેહલા. ' ઉપરથી નીચે નાંખી.

જેસાએ લઈ લીધા. એ જ રીતે દેવચંદ ને હેમચંદ, તળશીભાઈ ને શનાભાઈ, નાગરભાઈ ને પશાભાઈ–એમ પાંચ સાત ઘેરથી એક હજાર રોકડા ને દોઢેક હજારના જામીન લઈને જેસો તળાવે આવ્યો.

બજારનાં નાકાં ને ગામની ભાગોળે ઊભેલા ભાઈબંધોને તળાવે આવી પહોંચવા કહેવરાવી દીધું.

દીપચંદે જેસાને આવતો જોયો. દૂરથી બૂમ પાડી ઊઠ્યો, ' જેહલા, મારી નાંખીશ તો ય રૂપિયા નહિ મળે. '

' નઈ મળે ? ' જેસાએ આવતાંવેંત કાંડે ઝાલ્યો. બંદૂકનો કુંદો વાંસામાં મારીને ત્રાડ નાંખી, ' રૂપલા, ધારિયું લાવ. '

રૂપશંગે ચમકતું ધારિયું આપ્યું.

'બોલ દીપાકાકા, શો વચાર છે?' જેસાએ ધારિયું ઉગામ્યું. એ વખતે દૂરથી અવાજ સંભળાયો. 'ક્યા મારતો ના મારા બાપાને, રૂપિયા લાવ્યો છું જેસાભાઈ,' લખમીચંદ દોડતો આવ્યો. જે હાથે ઘા પડ્યો હતો એ જ હાથમાં કોથળી પકડી હતી, એ જ હાથ આગળ લંબાવ્યો. 'લે જેસાભાઈ, આ હજાર રોકડા ને બસેં આઠ દા'ડા ચેડે લઈ જજે, અત્યારે નથી.'

'નહીં. હવે બીજા પાંચસો લઈશ.' જેસાએ ધારિયું તોળી રાખ્યું ને દીપચંદનું કાંડું બમણા જોરથી પકડ્યું.

'ઠીક ભાઈ, પાંચસો લઈ જજે, પણ મારા બાપાને મૂકી દે.'

'અરે છોકરા, પંદરસેં રૂપિયા કેમ થાય છે? ભલે મને મારી નાંખે.' દીપચંદ કકળી ઊઠ્યો.

પણ લખમીચંદે કાલાંવાલાં કરી જેસાને સમજાવી દીધો.

જેસાએ રૂપિયા લઈ લીધા. દીપાશેઠનું કાંડું છોડી દીધું. લખમીચંદને કહ્યું, 'જો આઠ દા'ડા ચેડે પૈશા નહિ આલ્યા તો જાનનો જઈશ. યાદ રાખજે.'

'ચોક્કસ આલી જઈશ ભઈશા'બ.'

બાપદીકરો પાછા ફર્યા. દીપચંદે છૂટી ગયેલી પાઘડી સરખી કરી. કાછડીનો છેડો ખોસતાં બીકથી હાંફતો બોલ્યો: 'શા સારુ પાછળ આવ્યો? મને કંઈ ના થાત.'

'અરે બાપા, તમને શી ખબર પડે. એ તો રાક્ષસ છે. અને હવે દીકરો મારો ક્યાં જવાનો છે? એનો બાપ, માં, વહુ–બધાં આપણા હાથમાં છે ને.'

લખમીચંદે પાછું વાળીને જોયું ને બન્ને ઉતાવળા ગામ તરફ ચાલ્યા.

આ બાજુ જેસો અને તેના સાથીઓ બંદૂકોના ભડાકા કરતા, પોતપોતાનાં પરાક્રમોની વાતોથી આનંદ અને મસ્તીમાં ડોલતા, કોતરોમાં ભરાઈ ગયા.

જેસાનું મન બોલી ઊઠયું: 'હવે બરાબર રંગ જામશે. એકેએક ગામના એકેએક શાહુકારોને લૂંટીને સાફ કરી નાંખવા છે.'

## ૩૧

**બહારવટિયાની** બંદૂકોના ભડાકા સાંભળીને બે ગાઉ દૂર હેમતપરામાં પડેલા ફોજદારે આખી રાત ખાટલામાં પડખાં ફેરવ્યાં કર્યાં. ચોમેર ચોકી–પહેરા ગોઠવ્યાં છે છતાં એની આંખ મળી નહિ. જરા જરા અજવાળું થતાં ઊઠી ગયો. જમાદારને બોલાવ્યો :

'જમાદાર ?'

'જી સા'બ.'

'રાતમાં કંઈ અવાજ સાંભળ્યા તમે ?'

'જી હા સા'બ. રામપરા તરફથી આવતા હતા.'

'તો પછી મને કેમ નહિ જગાડયો ?'

'સા'બ, આપ ભરઊંઘમાં હતા.'

'પણ મને જગાડવો જોઈએ કે નહિ ? ચાલો, અત્યારે ને અત્યારે સૌ તૈયાર થાઓ. જલદી કરો.'

પચીસ ત્રીસ પોલીસની પલટણ લઈને ફોજદાર ઉતાવળો રામપરાને માર્ગે પડયો.

આ બાજુ રામપરામાં તો બાળબુઢ્ઢાં જાગીને ઘરમાં છાની છાની વાતો કરે છે.

'દીપાશેઠને બહુ માર્યો.'

'ફોજદારને રસ્તામાંથી બાંધીને લઈ ગયો.'

'રખાના મુખીને મારી નાંખ્યો.'

'પ્રેમચંદના છોકરાને બાંધીને લઈ ગયો.'

ગામમાં સૂર્યોદય પછી પગરવ સંભળાવા લાગ્યો. બારૈયાવગાના માણસો તો બિચારાં વહેલાં ઊઠીને ખેતરે જવા લાગ્યાં છે.

ફોજદાર આવી પહોંચ્યો. ચોરા પાસે ઘોડેથી ઊતરતાં જ બૂમ મારીઃ 'બોલાઓ ચોકિયાતને, બોલાઓ રખાને, બોલાઓ મુખીને.'

હાકોટા કરવા લાગ્યો. જેનું નામ આવ્યું તે ઘરમાં ભરાવા લાગ્યા. એ ત્રણ તેડે ડરતા ડરતા હાજર થયા.

ચોગાનમાં ખુરશી નાંખીને ફોજદાર બેઠો છે. માથે હેટ, એવાં જ ખાખી કોટ ને ચડ્ડી. કથ્થાઈ બૂટ–મોજાં. દાઢીમૂછ સાફ કરીને બેડોળ ચહેરાને ભયંકર બનાવ્યો હતો. બન્ને બાજુ હથિયારબંધ પોલીસ ઊભા રહ્યા. ચોગાનમાં એક બાજુ ઘોડાં છોડયાં છે ને સાંઢણીઓ ઝોકારી છે. નાના ગામના નાના ચોરામાં કોઈ લશ્કરી છાવણી જેવો દેખાવ થઈ ગયો.

જેમ જેમ રખા, ચોકિયાત, મુખી આવતા ગયા તેમ તેમ સામે નીચે બેસતા ગયા. ફોજદારની આંખમાંથી આગ ઝરે છે. ધમણ ધમાતી હોય તેમ હાંફી રહ્યો છે, જાણે હમણાં કોઈને મારી પાડશે. મુખીને આવતા દીઠા ને બરાડો પાડયો, 'ક્યાં મરી ગ્યા'તા તમે?'

મુખી જવાબ આપ્યા વિના નીચું જોઈ ગયા.

'કોનો કોનો માલ લૂંટી ગયા?'

'સા'બ, ખાસ કોઈને નથી લૂંટયા. મારપીટ તો મુદ્દલ નથી કરી.' મુખી બોલ્યા.

'બસ કરો. કોણ જેસલો હતો ?'

'જી હા સા'બ.'

'કોના કોના ઘરમાં ધાડ પાડી?'

'પ્રેમચંદ શેઠ, દીપચંદ શેઠ ...'

'દીપોશેઠ ઝપટમાં આવી ગયા ?'

'એમને તો સા'બ બાંધીને તળાવે લઈ ગયેલા.'

'બોલાવો એને.'

તરત જ હાંફળોફાંફળો દીપચંદ આવ્યો. દૂરથી સલામ કરતો છીંડામાં પેઠો. માથે પાઘડી, પહેરણ ઉપર કબજો, લફડફફડ ધોતિયું, ફાંદ ઉપર કંદોરો : શેઠને જોઈને ફોજદારે ચોકિયાતને હુકમ કર્યો, 'અલ્યા, શેઠ માટે ખુરશી મૂક.'

ખુરશી આવી, શેઠ આવ્યા.

'આવો, પધારો દીપાશેઠ.'

દીપચંદ મુખી પાસે નીચે બેસી ગયો.

'ઉપર આવો શેઠ.' ફોજદારે આગ્રહ કર્યો.

'ના, અહીં ઠીક છે.'

'કાલ રાતે તમે લાગમાં આવી ગયા ?'

'હોય એ તો. ભગવાનની કૃપાથી જીવતા રહ્યો એમ કહો ને!'

'કોણ કોણ હતા ?'

'આપણને શી માલમ શા'બ ? એ વખતે તો મને આંખે અંધારાં વળી ગયેલાં ને એવા એ બધા બોકાનીઓ બાંધીને આવેલા.'

'જેહલો હતો એ તો નક્કી ને ?'

'હા, કહે છે જેહલો હતો.'

'તમે ન ઓળખ્યો ?'

'મેં તમને કહ્યું ને શા'બ. મારા તો હોશકોશ ઊડી ગયેલા. અર્ધો બેભાન જેવો થઈ ગયેલો. એ તો લખમીચંદ આવ્યો તે છોડાવી ગયો.'

'લખમીચંદ તળાવે ગયેલો ?'

'હા શા'બ.' મુખી બોલ્યા.

'બોલાઓ લખમીચંદને.'

'અરે સા'બ એનું શું કામ છે? કંઈ કામ નથી. રહેવા દે ભઈ. એને રાતનો ઉજાગરો છે તે હજી સૂતો હશે.'

'નહિ. મારે પૂછપરછ કરવી છે. જા ચોકિયાત, બોલાવી લાવ.' ચોકિયાત ગયો. ફોજદારે મુખીને કહ્યું:

'જેટલા જેટલા માણસોએ બહારવટિયાને દીઠા હોય એ સૌને હાજર કરો. જેહલાનો બાપ ક્યાં છે?'

'અહીં ગામમાં છે.'

'બોલાઓ એને. હરામખોરનો એનો આમાં હાથ છે. એના હાથમાં કડી પડ્યા વગર જેહલો ઝબ્બે નહિ થાય. એનાં ખેતરપાદર, ઘરબાર બધું આંચકી લ્યો સાલાનું.'

'એને હવે ખેતર ક્યાં છે?' મુખી બોલ્યા.

'ત્યારે? ક્યાં ગયાં બધાં?'

'શેઠનું દાણે ખેડે છે.'

'હેં શેઠ?'

'હવે નથી ખેડતો.'

વાત ચાલે છે ત્યાં લખમીચંદ આવ્યો. ઊજળાં કપડાં, લાલ

કિનારનું ઝીણું ધોતિયું, ગંજીફરાક, ઉપર બાંડિયું, તેની ઉપર ઝીણું ખમીસ, માથે ગોળ કાળી ટોપી, પગમાં ચળકતા કાળા સ્લીપર–પાન ચાવતો લખમીચંદ આવ્યો, જાણે કશું જ ન બન્યું હોય તેમ અંદર આવ્યો. ફોજદારને સલામ ભરી. ફોજદારે સલામ ઝીલી ખુરશી બતાવી. 'આવો, પધારો.' લખમીચંદ ખુરશી પર બેઠો.

'કાલે તમારા બાપુને બહુ હેરાન કર્યા.'

'તમારા રાજમાં કેવું અંધેર ચાલે છે એનો એ નમૂનો છે. અમે તો તમારે આધારે નિરાંતે સૂતેલા. પણ હશે હવે જે થયું તે.'

'કહે છે કોઈને ખાસ મારપીટ થઈ નથી.' ફોજદારે બચાવ કર્યો.

'મારપીટ થઈ હોય તો સારું. આ તો મારા બાપા જેવા આબરૂદાર માણસને છેક તળાવ સુધી એ બે દોકડાના માણસો ઘસડી ગયા ને ફાવે તેમ ગાળો દીધી. અપમાન કર્યું. રૂપિયા પંદરસો આપ્યા, નહિતર જીવના જાત.'

'આટલી બધી મને ખબર જ નહિ. મુખી, તમે કેમ કશું કહેતા નથી? કોણ હતો આગેવાન?'

'જેહલો.' લખમીચંદ મુખીને બદલે બોલી ઊઠ્યો. દીપચંદે આંખને ઇશારે વાર્યો પણ એ ન રહ્યો.

'તમે નજરે જોયો? ખાતરીથી કહો છો?'

'હા, ખાતરીથી. એક ગામમાં વરસો સુધી સાથે રહ્યા ને હું ના ઓળખું?'

'બસ ત્યારે, જુઓ શેઠ, હું દીપાકાકાને કહેતો હતો હવે કાં જેહલો નહિ ને કાં હું નહિ.'

'બરાબર છે. આમાં તો તમારી આબરૂનો પણ સવાલ છે.'

'જરૂર. તમે જુઓ હવે, બે મહિનામાં પકડી લઉં. પાતાળમાંથી શોધી કાઢું.'

'અને અમારે તો બહારવટિયાને ધરવવા કરતાં તમને કોથળી આપવી વધારે પોસાય, સમજ્યાને શા'બ! ગામ આખાને સુખ થઈ જાય.'

'એક નહિ, અનેક ગામને.' દીપાશેઠે ટેકો આપ્યો.

'અરે અમને સરકાર કયાં પગાર નથી આપતી? બસ હમણાં એનો બાપ આવે એટલે પત્તો મેળવી લઉં છું.'

'હા. એનો બાપ જાણતો હોવો જોઈએ, કેમ પટેલ?'

'કદાચ જાણતા હોય.'

'તમે કેમ ઢીલું બોલો છો મુખી, કે તમેય આમાં ભળેલા છો?'

'ના સા'બ. આ આવ્યો જેહલાનો બાપ.'

બેસી ગયેલા ગાલ, ઊંડી કોતરી ગયેલી આંખો, ધોળા વાળ, આછી મૂછો, કાળો પડી ગયેલો ચહેરો, જૂના ફાટલા જોડા, મેલું પંચિયું, મેલું ડગલું ને માથે મેલું ફાળિયું. લાકડીને ટેકે સહેજ વાંકો વળીને ચાલતો ગુલાબસિંગ આવ્યો. વારંવાર ઉધરસ ખાતાં અટકીને બે ઘડી ઊભો રહે છે. ચોકિયાત ઉતાવળ કરાવે છે. 'ચાલો ઝટ કાકા, સા'બ સામે ખિજાયલા બેઠા છે.'

ગુલાબસિંગ ચોરામાં આવ્યો. સલામ કરીને બેસવા જાય છે ત્યાં ફોજદાર તાડૂક્યો. 'ગુલાબ, અંદર આવ.'

રીસભર્યો ઊઠયો. ચાર અલમસ્ત પોલીસને આંખને ઇશારે ફોજદારે અંદર બોલાવ્યા. દીપચંદ ને લખમીચંદ સમજી ગયા. ઊભા થયા, 'ઠીક તારે સા'બ, અમે રજા લેશું.'

'હાં, આવજો. હવે તમે મુદ્દલ ચિંતા ન કરતા.'

'આપના રાજ્યમાં ચિંતા શાની?' લખમીચંદ બોલ્યો. 'સા'બ' ચાપાણી આપણે ત્યાં છે.'

'સારું, જોઈશ.'

બાપદીકરો ઘેર ગયા.

ગુલાબસિંગ આંગણામાં ઊભો રહી ગયો. એની આંખમાં ભયના ઓળા પડચા. ચોકિયાત અને મુખી કરુણાભરી નજરે ગુલાબસિંગ સામે જોઈ રહ્યા.

ફોજદારે પાછા ફરીને ફરીથી બૂમ મારી, 'ગુલાબ, ઉપર આવ.'

ગુલાબ લથડતે પગે ગયો. હજી પગથિયાં ચડે છે ત્યાં એક જાડો પોલીસ પડખે ચડ્યો અને પાછળથી ધક્કો માર્યો. 'ચાલ જલદી. સા'બ કે' છે સાંભળતો નથી?' તાજભાઈ જમાદાર આડું જોઈ ગયો.

ગુલાબને ધકેલીને ઓરડીમાં ઘાલ્યો. ડોસાની આંખો ચકળવકળ થવા લાગી. ફોજદારે અંદર આવી બારણું બંધ કર્યું.

'નિકાલો કપડાં!'

'પણ મને વાત તો કરો?'

'ચૂપ કરો.'

એક પોલીસે બથમાં લઈને ગુલાબને પકડી રાખ્યો. બીજાએ કપડાં કાઢચાં. ફેંટો, કડિયું અને પંચિયું સુદ્ધાં કાઢી નાંખ્યું. ડોસાની આંખે તમ્મર આવ્યાં.

'ચલાઓ, ઉપર દોરડું બાંધો!'

ઉપર કડા સાથે દોરડું બાંધ્યું, બીજો છેડો ગુલાબના પગ સાથે બાંધ્યો. જમીનથી એક હાથ ઊંચે લટકાવ્યો. શીશાના ગઠ્ઠાવાળી લાકડીને પાતળા છેડાથી પકડીને બે પોલીસ ગુલાબસિંગના ઉઘાડા શરીર પર સડાસડ ફટકારવા લાગ્યા.

'વોય વોય, મરી ગયો!' ગુલાબસિંગના મોંમાંથી એકાએક રાડ નીકળી ગઈ. ફોજદારના મોંમાંથી કાનના કીડા ખરે એવી ગાળો નીકળવા લાગી. બહાર સાંભળનારા ત્રાસી ઊઠચા. ગામમાં ત્રાસની એક ધ્રુજારી ફેલાઈ ગઈ.

'બોલ, ક્યાં છે જેહલો?'

'મને ખબર નથી ભઈશા'બ.'

'લગાઓ સાલાને. મારી નાખો જાનથી.'

બમણા જોરથી ગડ્ડાના ઘા પડવા લાગ્યા. આખા શરીરે લીલાં ચકામાં ઊપડી આવ્યાં. પીડા અસહ્ય થતાં ડોસાએ છેલ્લી બૂમ નાંખી. 'અરેરે, મરી ગયો, મરી ગયો.'

'ચાલો, બસ કરો હમણાં.'

ફોજદાર બહાર નીકળ્યો. જમાદારને હુકમ કર્યો. 'જાઓ, જેહલાની માને, ભાઈ, બેન, બૈરી જે હોય એને પકડી લાવો. ઘરને કડી લગાઓ. ઢોરઢાંખર જે હોય એ ચોરામાં લઈ આવો.'

સાંભળીને ગુલાબસિંગ શરીરની વેદના ભૂલી ગયો. એની નજર સામે વૃદ્ધ હરખા, યુવાન અણદર, ગભરુ કાશી ને નાનકડો દુલો તરવા લાગ્યાં. પગ બાંધેલા હતા, ઊંધે માથે લટકતો હતો. એણે ઓરડી બહાર નજર કરી, પણ ભય, ખુશામત અને સ્વાર્થથી ઘેરાયલા વાતાવરણમાં એને કોઈ સહાયક ન દેખાયું. ઊંડી વ્યથાનો કારમો નિસાસો નાંખીને એ આંખ મીચી ગયો.

## ૩૨

**ગુલાબસિંગને** પકડીને ચોરામાં લઈ ગયા ત્યારે હરખાબાઈ અણદર, કાશી, દુલો—સૌ આંગણામાં ઊભાં થઈ રહ્યાં. આખું ફળિયું એકઠું થઈ ગયું. ઘેર હતાં એટલાં બૈરાં, છોકરાં, મોટાં આવીને અંદર અંદર પૂછપરછ કરવા લાગ્યાં:

ચંદાની માએ ધીરે સાદે કહ્યું, 'મૂઓ ફોજદાર બહુ ખરાબ છે. ક્યાંક મારકૂટ કરશે તો સંતાપ થશે.'

હરખાબાઈ ને કાશી ધ્રૂજવા લાગ્યાં. દુલાનું મોં રડવા જેવું થઈ ગયું.

'જેહલે જ ભૂલ કરી છે.' ધનીમા બોલ્યાં. 'બીજાં ગામ ક્યાં થોડાં હતાં. અહીં આઈને ઘરડાં માબાપને દુખી કર્યાં.'

'હું તો ખરી વાત કઈશ ધનિમા,' રઘલાની કાકી બોલી. 'મારો છોકરો એક પેન ચોરીને નેહારેથી લાવે તો ય હું ના સંઘરું. મારીને પાછો કાઢું. આ તો દીકરાને લૂંટવા મોકલ્યો ને પોતે કામકાજ મૂકીને બેઠાં બેઠાં ખાવા લાગ્યાં.'

'એવું ના બોલીએ કાચી, કોઈને ખોટું લાગે.'

કોઈ આશ્વાસન આપે છે તો કોઈ ટીકા કરે છે. કોઈ કટાક્ષમાં બોલે છે તો કોઈ દયા ખાય છે. જેસાને, ફોજદારને, વેપારીને, સરકારને—એમ વારાફરતી ગાળો દેતાં સૌ કામ પડચાં મૂકીને ઊભાં છે.

થોડી વાર થઈ ત્યાં પોલીસો આવતા દેખાયા. જૂના જમાનાના માસ્તરને જોઈને નિશાળિયા નાસી જાય, મોટેરાંને જોઈ જુનવાણી વહુવારુ નાસી જાય તેમ સૌ નાસી ગયાં. પોતપોતાનાં ઘરમાં પેસીને બારણાં બંધ કર્યાં. હરખાબાઈએ ઘરમાં જઈને બૂમ પાડી, 'દુલિયા, કાશી, ઘરમાં આવતાં રહો.'

તાજભાઈ જમાદાર નાકે ઊભો રહ્યો. દૂરથી ઘર બતાવી દીધું. અજાણ્યા જંગલી સિપાઈ, શિકાર પકડવા આવે તેટલા વેગથી ને ઝનૂનથી, જેસાને બારણે આવી ઊભા. 'યે ઘર જેસલા કા.'

દુલો ઘરમાં ભરાઈ ગયો. અંદરથી કાશી સાંકળ મારે છે ત્યાં બહારથી પોલીસોએ ધક્કો મારીને ઉઘાડી નાંખ્યું. ધાડપાડુની માફક એકસામટા ઘરમાં પેઠા. હરખાબાઈને કાંડે ઝાલીને બહાર કાઢી. દુલિયાને બાવડે પકડયો. ખેંચીને આંગણામાં લઈ ગયા. રાંધણિયામાં

લપાઈ ગયેલી અણદર ને કાશીને ઝાલી. ‘ ચલાઓ, બહાર નીકલો. ’ પાછળથી ધક્કો માર્યો. કાશીએ ખિજાઈને ગાળ દીધી. ‘ મૂઆ, હાથ ઉપાડે છે તારી મા ઉપર ? ’ બીજા પોલીસે બીજો ધક્કો મારીને કાશીને બહાર કાઢી.

અણદર ઉતાવળી બહાર નીકળી ગઈ. બહાર ઊભી હરખાબાઈ ગાળો ભાંડે છે ને રડે છે.

પોલીસોએ બહાર નીકળીને બારણે કડી ચડાવી.

‘ ચલાઓ, ભેંસ લે લો. ’

હરખાબાઈ દોડીને ખીલે ઊભા રહી. ‘ નઈ લેવા દઉં. ’

‘ ચલઓ ! ’ એક ભૈયાએ હરખાબાઈને બાજુ પર ધકેલી દીધી. પડતી પડતી રહી ગઈ. ગાળો દેતી જાય છે ને રડતી જાય છે. પાડોશીઓ બારણામાંથી જુએ છે પણ બહાર નીકળતાં નથી.

‘ ચલો સબ ચોરા મેં. ’

હરખાબાઈનો જીવ કળીએ કળીએ કપાતો હતો.

ભરબજારમાં સૌને ચોરે લઈ ચાલ્યા. ગામલોક ભય પામીને જોઈ રહ્યાં. ખૂણે સંતાઈને વાતો કરવા લાગ્યાં. ‘ આ બહારવટિયાની મા ને વહુ, એની બેન ને ભઈ, સૌને કેદમાં પૂરશે. ’

‘ ના પૂરે ? કોઈકના પૈસા લઈ જાય, માર મારે, ધાડ પાડે, પછી લઈ જ જાય ને ! ’

‘ પણ જોહલો ધાડ પાડે એમાં આ બચારાંને શા માટે લઈ જતા હશે ? ’ એક ડાહી છોકરી બોલી.

‘ કેમ, આમને હેરાન કરે એટલે જોહલો દુઃખી થઈ ને પકડાઈ જાય. ’

પરબડી પાસેથી નીકળ્યાં ત્યારે દૂર ખડકીને ઓટલે બેઠેલા ઘાની નજર પડી. એમણે આસપાસ જોયું. બે ચાર જુવાનિયા

ખડકીમાંથી નીકળ્યા. ઓડ પર ઢળકતા વાળ, ઊજળા લેંઘા અને સફેદ શર્ટ પહેરીને ચંપલ પટપટાવતા નીકળ્યા. દાએ ધીમે રહીને બૂમ મારી, ' જશભઈ ! '

' કેમ દા ? ' એક ઊજળોસરખો પાટીદાર યુવાન ઊભો રહ્યો.

' આ જરાક ચોરામાં તપાસ કર જોઈએ, આ લોકને પોલીસ શા સારુ લઈ જાય છે ? જા જોઈએ મારો ભઈ, ઝટ ખબર લાવ. '

જશભાઈ ચોરા તરફ ચાલ્યો.

કામનાં બહાનાં કાઢીને લોક ભાગોળે જાય છે. ચોરા તરફ નજર રાખીને સીધાં ચાલ્યાં જાય છે. અંદરઅંદર દબાતે સાદે વાતો કરે છે: ' જોહલે ગામ આખાને દુ:ખી કર્યું. પોતે સુખી થવા દુનિયાને ખુવાર મેળવી. '

' અને આવા પૈશા વના શું ના હેંડે ? ભૂખ્યે મરી ના જવાય. એ વીઘાં ભોંય ભગવાને આલી હોય એ ઘેડી ખાઈં. '

' એ તો ઠીક, આ બચારા ગુલાબશંગને ચેટલું વેઠવું પડયું ! આબરૂદાર બારૈયો. ઓરડીમાં ઘાલીને માર્યો. '

' આબરૂદાર શાનો હવે ? આબરૂનું પોટલું બાંધીને જોહલો જોડે લઈ જ્યો છે. પણ કે' છે ડોસાને માર બઉ માર્યો છે. '

' ના મારે ? ' એક વાણિયણ ઉતાવળી બોલી, ' લોકનાં ઘર ફાડે પછી ? '

' મારે બેટે જુક્તિ ચેવી કરી ! પોલીસનો વેશ કાઢીને આયા. ખરો મરદનો દીચરો. '

' હવે મરદનું પાણી ફોજદારશા'બ ઉતારે છે. એવું તો અમને બઉએ આવડે છ ભયા, પણ આગળ પાછળનો વચાર રાખવો જોઈં. '

' લ્યો, આ એની બા ને વઉને લઈ આયા. '

એકદમ સૌ પાછળ ફરીને જોઈ રહ્યાં.

ફોજદારે હરખાબાઈ વગેરેને આવતાં જોયાં. ઊભો થયો.

'ચલાઓ, પૂરો એ હરામજાદાંઓને બીજી કોટડીમાં. હરામનો માલ ખાઈખાઈ ને ફાટી ગ્યાં છે.'

ગુલાબસિંગ શારીરિક ને માનસિક પીડા ભોગવી રહ્યો છે. 'મને છોડો, ભઈશા'બ છોડો' એવી બૂમો પાડી રહ્યો છે. એમાં ફોજદારનો અવાજ સાંભળ્યો. હતું એટલું જોસ કરીને બૂમ પાડી.

'મને મારવો હોય એટલો મારો ભઈશા'બ, પણ મારી વઉ ને અણદર ને કાશલીને ના મારશો.'

ગુલાબસિંગના શબ્દો હવામાં ઊડી ગયા.

ફોજદારે હુકમ કર્યો: 'ચલાઓ, એકએકને વારાફરતી કોટડીમાં પૂરો.'

ફોજદારનો રાક્ષસી ચહેરો ને કફભરી આંખો જોતાં જ હરખાબાઈ કંપવા લાગી. અણદર ને કાશી તો ચોરામાં પેસતાં ડઘાઈ જ ગયાં છે. દુલો સિવાઈ ગયો છે. જોયો ન જાય એવો કરુણ દેખાવ લોકો ત્રાંસી નજરે જોતાં જાય છે. ચોરાથી દસ હાથ દૂર ચાલે છે. લોકોનાં મન ઉપર આસુરી વાતાવરણની કારમી ધાક બેસી ગઈ છે.

જશભાઈ ચોરે આવીને દૂર ઊભો રહ્યો. અંદર નજર કરી. ફોજદારના હુકમ મુજબ પોલીસોએ હરખાબાઈને ઓરડીમાં પૂરવા ઝાલી. હરખાબાઈથી ચીસ પડાઈ ગઈ. અણદર ને કાશી ભયભીત નજરે જોઈ રહ્યાં. ત્યાં ફોજદારનો બીજો હુકમ છૂટ્યો:

'બુઢ્ઢી કો છોડ દો. પહલી ઈસકો ઉડાઓ.'

પોલીસોએ હરખાબાઈને મૂકીને અણદરને પકડી.

બારૈયા ચોકિયાતો આડું જોઈ ગયા. મુખીએ નીચું જોયું. જમાદાર ભીંત તરફ મોં ફેરવી ગયા. હરખાબાઈ છાતી કૂટીને રડવા લાગી. 'મૂઆ મારી વઉને...'

હરખાબાઈનો અવાજ સાંભળીને ગુલાબસિંગે ફરી દુઃખની આહ નાંખી : ' એ ફોજદાર શા'બ, ભઈશા'બ ' અણદર નીચે બેસી ગઈ. હતું તેટલું જોર કરીને પોતાનો હાથ છોડાવી નાખ્યો એટલે પાછળથી બીજા બે પોલીસોએ આવીને બથાવી.

જોઈને જશભાઈ તરત જ પાછો ફર્યો.

અણદર લાતો ને હાથ મારવા લાગી. હરખા ને કાશી ગાળો દે છે. અંદર ડોસો કણસાય છે. બે મિનિટમાં અણદરને બે ચાર જણે થઈને ઓરડીમાં ધકેલી દીધી. ફોજદાર હાથમાં લાકડી લઈને અંદર પેઠો.

ફોજદારને જોતાં અણદરના હોશકોશ ઊડી ગયા.

બારણું બંધ કરીને ફોજદારે હુકમ કર્યો, ' ચલાઓ, નિકાલો કપડાં. '

વાટ જોઈ રહેલા એક પોલીસે ઓઢણું ખેંચી કાઢ્યું. અણદર બેસી ગઈ. ફોજદાર આગળ આવ્યો. ' હટ જાઓ. ' અણદરે મરણ-ચૂડની માફક ગોઠણે હાથ ભેરવ્યા. ફોજદારે અણદરને પગની લાત મારીને પાડી દીધી અને કેડ પર પગ મૂકીને એક હાથ ખેંચ્યો.

' ઓ બા રે ! ' અણદરથી ચીસ પડાઈ.

એ વખતે બહારથી જમાદારનો અવાજ આવ્યો, ' ફોજદારસા'બ ! '

ફોજદારે કાન માંડ્યા. ફરી અવાજ આવ્યો, ' સા'બ ઉઘાડો, દા આવે છે. '

ફોજદારના શરીર પર રૂંવાં ખડાં થઈ ગયાં. એકદમ પગ ઉપાડી લીધો. મન સ્થિર રાખવા પ્રયત્ન કરતાં બારણું ખોલ્યું. અધું ઉઘાડીને બહાર નીકળ્યો. પોલીસોને બહાર નીકળી જવા ઇશારત કરી.

અણદરે છુટકારાનો દમ ખેંચ્યો.

હાથમાં પાતળી લાકડી, પાતળા પગ બને તેટલી ઝડપથી

ઉપાડતા દ્યા ચોરામાં આવ્યા. ચોકિયાત, મુખી, જમાદાર દરેકના ચહેરા પર તેજ આવ્યું. જમાદારે ખુરશી આગળ મૂકી. ફોજદારને ખૂસ મારીને પોતે પગથિયાં નીચે સામો લેવા આવ્યો.

ફોજદાર બહાર નીકળ્યા તે વખતે દ્યા છીંડામાં પેઠા. ફોજદારનો વિકરાળ મદમસ્ત ચહેરો ઢીલો પડી ગયો. ભયત્રસ્ત મનને શાંત કરવા લાગ્યો. હરખાબાઈએ દ્યાને જોયા. એના જીવમાં જીવ આવ્યો. વાતાવરણમાંથી ભય જાણે ઘડીભરને માટે અદૃશ્ય થયો.

'પધારો દ્યા.' ફોજદારે આવકાર આપ્યો.

દ્યાએ એક નજર એની સામે કરી. વૃદ્ધાવસ્થાને લીધે ઝાંખી પડતી જતી આંખોમાં નવું તેજ આવ્યું. ચહેરો ઉગ્ર હતો. અંતર પરિતાપથી વલોવાઈ જતું હતું.

ફોજદારે ખુરશી આગળ લીધી. 'બેસો દ્યા.'

દ્યા લાકડીને ટેકે ઓસરીની કોર પર ઊભા રહ્યા. હરખાબાઈ સામે હાથ કરીને બોલ્યાં : 'આવાં આ શા સારુ અહીં આવ્યાં છે? જાઓ, નાશી જાઓ ઘેર, અહીં ચોરામાં બૈરાંનું શું કામ?'

હરખાબાઈએ ફોજદાર સામે જોયું. ફોજદાર દ્યાના ચહેરા સામે જોઈ રહ્યા છે.

'જાઓ, ચ્યમ ઊભાં છો હજી?'

હરખાબાઈ કાશી દુલાને લઈ ચાલી. જતાં જતાં ઓરડી તરફ નજર કરી. દ્યા સમજ્યા. ઓરડી ભણી ગયા. અંદર જોયું, લૂગડાં સરખાં કરીને અણદર આડું જોઈને ઊભી હતી. દ્યાને જોઈને લાજ કાઢી.

'કોણ છે મહીં?'

'જેહલાની વહુ.' જમાદારે ડરતાં ડરતાં કહ્યું.

'અહીં ચ્યમ આવી છે? જાઓ, ઘેર જાઓ વહુ.'

અણુદર બહાર નીકળીને ચાલી ગઈ.

'ગુલાબશંગ ક્યાં છે?' ફોજદાર સામે જોઈને ઘાએ પૂછ્યું.

ફોજદાર સ્વસ્થ બન્યો હતો. એણે હતી તેટલી હિંમત એકઠી કરીને સામો સવાલ કર્યો.

'આપને એનું શું કામ છે?'

ઘાએ કશો ઉત્તર ન આપતાં માત્ર સામે જોયું. એ દૃષ્ટિમાં ઠપકો અને સત્તા બન્ને હતાં. પોલીસો બાજુ પર લપાઈ ગયા હતા. ચોકિયાત મુખી વગેરે ફોજદારના વારંવાર બદલાતા ચહેરા સામે જોયા કરતા હતા.

'એ...મરી ગયો, મને કોઈ છોડાવો!' ભાનમાં આવતાં ગુલાબે હાય નાંખી. ઘાને કાને અવાજ સંભળાયો.

ઘા એક શબ્દ બોલ્યા વિના ઓરડી તરફ ફર્યા. ખાલી વાસેલું બારણું ખોલી નાંખ્યું. ઉઘાડે શરીરે ગુલાબને ઊંધે માથે લટકતો જોઈને ઘાને કમકમાં આવ્યાં.

'આ શું?' ફોજદાર સામે જોઈને ઘા બોલ્યા.

ફોજદાર રીસમાં ઊઠ્યો, 'મારા સરકારી કામમાં તમારે વચ્ચે આવવાની જરૂર નથી.'

'જા હવે સરકારી કામવાળી! જમાદાર, છોડ આને.'

ફોજદાર કશું બોલે તે પહેલાં જમાદાર અંદર પેઠો. ફોજદાર સમસમી રહ્યો. મનમાં થયું ઘાને જ પકડીને બહાર કાઢું, પણ એના મોંમાંથી એક શબ્દ સરખો બહાર નીકળી શક્યો નહિ.

'અલ્યા એક બે જણુ એને મદદ કરો, ઊભા શું રહ્યા છો?' ચોકિયાતોને ઘાએ કહ્યું. ચોકિયાત ફોજદાર સામે જોયા વિના ઓરડીમાં ગયા. ફોજદાર ગભરાયેલી આંખે ખુરશીમાં બેસી રહ્યા.

બહારથી લોક નજીક આવ્યાં. કેટલાંક અંદર ચોગાનમાં આવ્યાં.

ગુલાબસિંગે જમાદારની મદદથી કપડાં પહેર્યાં. આખું શરીર વેદનાથી તૂટી પડતું હતું. આખા અંગ ઉપર લીલાં ચકામાં ઊઠી આવ્યાં હતાં. બે જણને ટેકે બહાર નીકળ્યો. દાદા તરફ આભારભરી નજરે જોઈ રહ્યો.

'જાઓ, એને ઘેર પહોંચાડો.' દાદાએ ફરી એક વાર ચોમેર નજર ફેંકી. પછી ધીરે રહીને લાકડીને ટેકે પગથિયાં ઊતર્યા.

જાણે કશું બન્યું ન હોય એટલી સ્વસ્થતાથી ખડકીએ આવ્યા. આવીને 'હે રામ' કહીને તકિયે અઢેલીને બેઠા.

થોડી વાર થઈ ત્યાં ચંદો દોડતો આવ્યો.

'દાદા, ગુલાબકાકાને ઘેર કડી છે. ક્યાં સુવાડવા?'

'તારે ઘેર સુવાડ. એમાં પૂછવા શું આવ્યો?'

'પણ દાદા મારે ઘેર... ..'

'અરે એમાં આટલી બીક શાની રાખ છ. હું બેઠો છું ને? જા.'

ચંદાએ જઈને ઘરમાં ખાટલો ઢાળ્યો. ગુલાબસિંગને સુવાડ્યો. હરખાબાઈ વગેરેને પોતાને ઘેર લઈ આવ્યો.

ગોકળિયે જાણ થતાં ત્યાંથી સૌ દોડ્યાં આવ્યાં.

ફોજદાર રસાલા સાથે તે જ દિવસે બહારવટિયાની શોધમાં ઊપડી ગયો.

જતાં જતાં બોલતો ગયો, 'આ જ માણસ ઉપર રહીને ધાડો પડાવે છે.'

❦

ઠાંસરા તાલુકામાં જેસો ઘૂમી રહ્યો છે. ગામ ઉપર ગામ ભાંગે છે. હાથ આવતો નથી. જેસાને નામે બીજી અનેક ટોળીઓ નીકળી છે. છુટ્ટી છુટ્ટી પાંચ પાંચ, સાત સાત જણની ટુકડીઓ બંધાઈને લાગ ફાવે ત્યાં લૂંટફાટ કરે છે. જેસો મનમાં ફુલાઈ રહ્યો છે. 'બસ હવે આખી ગુજરાત સળગી જઈ છે. એક ચાર છ મહિના આવું ને આવું જોર ટકી રહે તો સરકાર સામી આવીને પગે પડે. પછી પેલા મહારાજને કાન ઝલાવું કે ચિયો બ'ારવટિયો ખરો ?'

અંગ્રેજી, અરે ગાયકવાડી ફોજદારો આભપાતાળ એક કરે છે પણ કારી ફાવતી નથી. પોલીસ-કમિશ્નરો શહેરોમાં બેઠા કડક હુકમો મોકલ્યા કરે છે પણ કશું વળતું નથી.

એક વખત જેસો પોતાના આઠ દસ સાથીઓ સાથે એક કોતરમાં આરામ લે છે, ત્યાં રૂપો સમાચાર લાવ્યો.

'જેહાભાઈ, તમારાં બાને વઉને, બાંનને ને બધાંને ચોરામાં ઘાલીને માર્યાં.'

'હા, ગુલાબશંગ કાકાને ઉઘાડા કરીને માર્યા.'

'કોણે કહ્યું તને ?'

'કાલ રામપરાનો લાખલો ઓરસદ એકઠો થ્યો'તો.'

જેસાનાં રૂંવાડાં ઊભાં થયાં. આંખમાંથી તણખા ખર્યા. મારું કે મરું. ઊંડા શ્વાસ લેવા લાગ્યો 'કોણ હતો ફોજદાર ?'

'એવો એ નવો, દયાશંકર.'

'અત્યારે ક્યાં હશે ?'

'આપણને શોધવા ફરે છે.'

જેસો ઊભો થયો. ફાળિયું બાંધ્યું. ઉપર બોકાનું વીંટતાં બોલ્યો, 'સોમાભાઈ, તમે આટલામાં જ રે'જો. હું બે ચાર દ'ાડામાં પાછો આવતો રઈશ.'

'ક્યાં જાય છે ?'

'ફોજદારની ખબર લેવા.' જેસો ચાલ્યો.

'હું સાથે આવું ભાઈ ?' રૂપાએ પૂછ્યું.

'કોઈની જરૂર નથી.'

સોમાએ કહ્યું, 'સાચવીને જજે. વે'લો આવતો રે'જે.' બીજા ભાઈબંધો સમજીને બેસી રહ્યા.

જેસાએ ખીસામાં તમંચો સંભાળ્યો. બીજા ખીસામાં બેટરીને બદલે શીશી હતી. હાથ અડતાં બોલ્યો, 'સાંજે કંડીમાં કામ લાગશે.'

ઉતાવળો બોરસદને માર્ગે ચાલી નીકળ્યો.

સાંજ સુધીમાં પંદર વીશ માઈલ આવ્યો ગયો. અંધારું થતાં થાક ખાવા એક ખેતરમાં પેઠો. તમાકુનાં મોટાં પાન આખા ખેતરને આવરી રહ્યાં હતાં.

માંડવામાં એક વૃદ્ધ બારૈયો બેઠો હતો. જેસાને જોઈ બહાર આવ્યો: 'ક્યમ ભાઈ ?'

'થોડું પાણી પાશો ?'

'હા લ્યો ને ભાઈ !' ડોસાએ પાણી પાયું.

'કંઈ ખાધાનું હશે ?'

ડોસો જોઈ રહ્યો, 'ચેવા છો ?'

'બારિયો છું.'

'ક્યાં જાવ છો?'

'બહુ દૂર જવું છે ને ભૂખ લાગી છે.' કહીને જેસાએ ડોસાના પગ આગળ બે રૂપિયા મૂક્યા.

'તમારું નામ?' ડોસાએ સામું જોઈને પૂછ્યું.

'જેહલો.'

ડોસાની આંખો ચકળવકળ થઈ ગઈ. 'ભઈશા'બ હું ગરીબ માર્યો જઈશ. મારે રૂપિયા નહિ જોઈતા.'

'કોની બીક લાગે છે ડોસા?'

'ફોજદાર અહીં સામો ધનાપરામાં આયો છે.'

જેસો એકદમ ઊભો થયો. રૂપિયા ત્યાં જ પડ્યા રહ્યા ને ખાવાનું પૂછ્યા વિના ચાલતો થયો: ડોસાના મનમાં થયું 'કઉં કે ખાતો જા.' પણ હિંમત ન ચાલી. એની નજર સામે દયાશંકર ફોજદારનો ક્રૂર ચહેરો તરવા લાગ્યો.

જેસો ધનાપરા તરફ ચાલ્યો. અંધારું વધતું જતું હતું. ઠંડીની ચમકારી લાગવા માંડી હતી. જેસાએ ખીસામાંથી શીશી કાઢી. અર્ધી પીધી. બૂચ મારીને શીશી પાછી ખીસામાં મૂકી અને આગળ ચાલ્યો. મનમાં એક જ વિચાર રમે છે, 'કાં તો આજ એ નઈં ને કાં હું નઈં.'

દયાશંકર ફોજદાર ઝનૂને ચડ્યો હતો. પલટણ સાથે કોતરોમાં ને જંગલોમાં ફરતો હતો. ધનાપરામાં દસબાર ગાઉનો પંથ કરીને એ પોતાની પાર્ટી સાથે છેક સાંજ પડ્યે આવ્યો. પોલીસો થાક્યા–પાક્યા ચોરામાં આરામ લેવા બેઠા.

દયાશંકર પોતે ઘોડે ચડીને માંડવાઓમાં તપાસ કરવા નીકળ્યો. માંડવે માંડવે બારૈયા ખેડૂતોને ધમકાવવા લાગ્યો. કોઈને ગાળો તો કોઈને માર. કલાક બે કલાકે ગાઉ દોઢ ગાઉ ફરીને પાછો ફર્યો.

ખેતરોમાંથી મુખ્ય રસ્તે નળમાં ઊતર્યો. ગામ તરફ જતાં પાછળ નજર કરી તો સામેથી બુકાનેદારને આવતો દીઠો. દૂરથી ઓળખાયો નહિ. ફોજદારે ઘોડાનું મોં ફેરવ્યું અને તમંચો તૈયાર રાખ્યો. નજીક આવતાં અટકળે ઓળખ્યો. 'કોઈ લુંટારો છ' મનમાં બબડ્યો.

જેસાએ ફોજદારને કદી જોયેલ નથી. પોશાક પરથી અનુમાન કર્યું, 'કોઈ પોલીસ–અમલદાર છ.'

ફોજદારના હાથમાં તમંચો તૈયાર હતો. અંગૂઠો ચાંપે એટલી જ વાર હતી. પણ મનમાં થયું, 'આની પાસેથી જેહાની બાતમી મળશે.' જીવતો ઝાલવા બૂમ મારી.

'કોણ છે ? ખડે રહો.'

'કોણ છો તું ?' જેસાએ ખીસામાં હાથ નાંખ્યો.

'હું દયાશંકર ફોજદાર.' કહીને તમંચો તાક્યો. 'ત્યાં જ ઊભો રે'જે નહિતર વીંધાઈ જઈશ.'

એક અક્ષર બોલ્યા વિના, જેસો પાછો હઠતો હોય તેમ ડગલું ખસ્યો અને અર્ધો વાંકો વળીને ઝપટથી ઘોડાની બાજુમાં આવી ગયો અને ફોજદારને સાથળમાંથી ઝાલીને હેઠે નાંખી દીધો. ફોજદારનો તમંચાવાળો હાથ દબાઈ ગયો. કાઢવા જાય તે પહેલાં જેસો ઉપર ચડી બેઠો અને તમંચો કાઢીને માથામાં બાર કર્યાં. જેટલા હતા એટલા બાર ખાલી કર્યા. એક પળ વારમાં ખેલ ખતમ થયો.

જેસો ઊઠ્યો. ઘડીભર એકીટશે જોઈ રહ્યો. લોહીલોહાણ ચહેરો બિહામણો લાગતો હતો. મનમાં થયું, 'બ્રાહ્મણના દીકરાને માર્યો ! આજ સુધી ચોખ્ખો હતો. આજ હાથ કાળા કર્યા.' ઘડી વાર મૂંઝાઈને કરુણાભરી નજરે જોઈ રહ્યો. મહરાજ કેતા'તા માણહને માર્યે માણહ સુખી ના થાય, પણ આ તો એના પાપે જ મર્યો છે.' બબડીને જેસો ચાલ્યો. જતાં જતાં ફોજદારનો તમંચો ઉપાડી લીધો. ધનાપરાની વિરુદ્ધ દિશામાં ખેતરોમાં થતો ચાલ્યો ગયો.

ફોજદારની લાશ ઉપર દયામણી નજર રાખીને ઘોડો ક્યાંય સુધી ઊભો રહ્યો. રાત પડી છતાં સાહેબ આવ્યા નહિ, એની ચિંતામાં બેઠેલા જમાદારને કાને અવાજ સંભળાયા. બે પોલીસને બેટરીઓ સાથે તપાસમાં મોકલ્યા.

ગામ બહાર રસ્તા પર અંધારું થતાં માણસ ફરકતું નથી. ખેતરોમાં છુટ્ટા છુટ્ટા માંડવાઓમાં દીવા બળે છે. દર સાલ કરતાં માંડવા ય ઓછા પડ્યા છે. બહારવટિયા કરતાં લોકોને પોલીસની બીક વધારે છે. રાત–મધરાત પોલીસો તપાસને બહાને આવીને ખાવા માગે, ઘાસચારો માગે, સૂવા માગે અને કોઈ વાર બૈરાંછોકરાંની છેડતી કરી જાય.

પોલીસો પૂછતા પૂછતા ચાલ્યા. કોઈ પૂરો જવાબ દેતા નથી. ગાઉ ગાઉ સુધી ખેતરોમાં ફરીને છેક મધરાતે મુખ્ય રસ્તે ઊતરીને પાછા ફર્યા.

થોડું ચાલ્યા ત્યાં બેટરીનું અજવાળું દેખીને ઘોડો હણહણ્યો. ઉતાવળા નજીક આવ્યા. જુએ તો ભયાનક દેખાવ! થોડી વાર તો ફાટી આંખે ધડકતે હૈયે જોઈ જ રહ્યા.

પછી બે જણે ઉપાડીને લાશ ઝોળીમાં નાંખી. ગામમાં આવ્યા. ચોરામાં જતાં જમાદાર, મુખી, ચોકિયાત સૌ ટોળે વળ્યા.

'જેહલાનાં કામ.' એક જણ બોલી ઊઠ્યો.

'બીજો કોણ હોય?'

મુખી–જમાદારે તૂટતે સાદે કહ્યું, 'બેચાર જણને ગામમાંથી બોલાવો.'

વાયુવેગે ગામમાં ખબર પડી ગઈ. ચોરા પાસે લોક એકઠું થઈ ગયું. ભયભીત બનીને લોકો અનેક અટકળો કરવા લાગ્યાં.

મારતે ઘોડે બોરસદ ખબર મોકલ્યા. ડેપ્યુટી પોલીસ સુપરિન્ટેન્ડન્ટ તાબડતોબ મોટરમાં આવી પહોંચ્યા. પંચક્યાસ કરી લાશને રાતોરાત લઈ ગયા.

જેસો બીજે જ દિવસે સાંજે સોમાને જઈ મળ્યો. સોમાએ શાબાશી આપી. સાથીઓ રાજી થયા.

પણ ફોજદાર મરાયાથી વિશેષ ભય પામીને સરકારે બમણા વેગથી બહારવટિયાની શોધમાં પડી. બમણા ત્રમણા માણસો કોતરે કોતરે અને ગામડે ગામડે નીકળી પડ્યા. નામીચાં ઠેકાણાં ઘેરી લીધાં. કોઈ પણ રીતે જેસાને કબજે કરવા છંછેડાયલી નાગણોની માફક સરકાર ફૂંફાડા મારતી પાછળ પડી.

છૂટાછવાયા એક બે એક બે લૂંટારા પકડાવા લાગ્યા. એમના ઉપર મારની ઝડી વરસી. લોકો એવડા મારથી ત્રાહિનોબા પોકારી ગયા.

આઠ પંદર દિવસમાં કોઈ સ્થળ સલામત રહ્યું નહિ. મોટી ટુકડીને એકઠા રહેવું ભારે થઈ પડ્યું. નછૂટકે જેસાએ ભાગલા પાડ્યા. સોમો અમદાવાદની પેલીમેર ચૂંવાળ–પંથકમાં, બાલુ પંચમહાલમાં, અને પોતે ફક્ત પાંચ સાથી લઈને જંબુસર તરફ નીકળી ગયો.

છૂટા પડતાં સાથીઓને કહી દીધું: ' આપણી ટેક યાદ રાખજો. રણછોડરાય કરશે તો વે'લા ભેગા થશું. એક પણ પૈસાદારને કે જુલમી અમલદારને નિરાંતે ઊંઘવા ના દેશો. લૂંટનું ધન પાસે ના રાખશો. ગરીબ ભયાઓને વે'ચી આલજો. બસ રામ રામ. '

ભારે હૈયે સૌ છૂટા પડ્યા.

## ૩૪

**ખંભાતના** અખાતને કાંઠે, એક કસ્બા જેવા ગામમાં, મોતીભાઈ પટેલની હવેલી સૌથી ઊંચી હતી. લાખેક રૂપિયાનો જીવ હતો અને પાંચસો વીઘાં જમીન હતી. યુવાન મોતીભાઈ બાપદાદાની કમાઈ ખાતો હતો અને એમાં વધારો કરી રહ્યો હતો.

એક દિવસ પડતી રાતે એ પોતાના રૂપાળા ડમણિયામાં, ઘૂઘરિયાળા બળદ દોટાવતો ઘેર આવ્યો ત્યારે એક મોંઘેરા મહેમાનને સાથે લઈ આવ્યો. મહેમાન મોભાદાર બારૈયો હતો. એનો પહેરવેશ કોઈ રજવાડાના ઠાકોર જેવો હતો. એનો ચહેરો વનરાજ ચાવડા જેવો શામળો અને પ્રભાવશાળી હતો.

ઉપલે માળે રંગીન ઢોલિયા ઉપર રેશમી તળાઈઓ બિછાવાઈ. દૂધના ફીણ જેવા ઓછાડ ઓછાડ્યા. ઘરમાં કહેવરાવ્યું 'લાપસી કરજો.'

રૂપેરી હુક્કાને લોખંડી તિરપાઇ ઉપર બાજુમાં ગોઠવ્યો. માથેથી મોળિયું ઉતારી ઠાકોર બેઠા. સામે મોતીભાઈ મોટી આરામખુરશી પર બેઠો. બે ઘૂંટ લઈ હુક્કો ઠાકોરને આપતાં કહ્યું, 'કેમ લાગે છે ઘર?'

'જેવું જોઈ એવું.'

'તમારે પાંચ વરહ રો' તોય પત્તો ના લાગે.'

'આમાં ચ્યાંથી લાગે?'

કલાકમાં રસોઈ તૈયાર થઈ. જમી–પરવારીને બેઠા. મેડી પર માત્ર બે જ જણ બેઠા છે. મોતીભાઈએ ધીરે રહીને કહ્યું, 'હવે જેસાભાઈ, તમારે જે કહેવું એ કહો.'

જેસો આંખ મીંચીને મનમાં ગોઠવણ કરતો હતો. થોડી વારે બોલ્યો, 'જુઓ મોતીભાઈ, હું બા'રવટે નેહર્યો છું એ ગરીબ બારૈયાઓને સુખી કરવા.'

'એ તો હું ક્યાં નથી જાણતો? બીજા બા'રવટિયા તો સાળા ખૂની અને તમારી તો વાત જ જુદી છે.'

'આજ મેં તમને હજાર રૂપિયા આપ્યા છે એમાંથી દસ દસ રૂપિયા સૌ બારયાને વેંચી આલવાના છે.'

'બહુ સારું.'

'પણ એવાને આલવા જેને રે'વા ઘર ના હોય, પેરવા લૂગડાં ના હોય, ખાવા દાણા ના હોય, ઓરવા બી ના હોય; બળદ, ભેંસ કાંઈ ઢોર લેવું હોય, સમજ્યા ?'

'બરાબર સમજી ગયો. તમારા પૈશામાં ઉમેરો થાશે. મારે ક્યાં ઓછું છે? અને આ આખા તાલુકામાં બારૈયા માત્ર મારા ઓળખીતા છે, એટલે કોણ કેવી સ્થિતિનો છે એ ય મારી જાણમાં છે.'

જેસાને જોઈતી હતી એવી કાયમી ઓથ મળતાં આનંદ થયો. એક મહિનામાં એણે આખા કિનારા ઉપર હાક બોલાવી દીધી હતી. રોજ રાતે મનમાં હિસાબ ગણે છે, આજ સુધીમાં કેટલા બારૈયાને વહેંચ્યા. કેટલા શાહુકારોને ખાલી કર્યા. અને આંકડો વધતો જતો જોઈને મનમાં રાજી થાય છે.

'આજ પરમાણે સોમો, બાલુ અને એના સાથીદારો લૂંટતા હશે. જો આમ ને આમ પાંચ વરસ ચાલે તો વાણિયા પાટીદાર ખાલી થઈ જાય ને બારૈયાનાં ઘર ભરાઈ જાય. રણછોડરાયની મે'રબાની છે. નઈતર આવો મોટો પાટીદાર ક્યાંથી ભઈબંધી કરે ?

'બે ચાર મહિના પછી અણદરને અહીં બોલાવી લઉં. અહીં બધું ઘર જેવું જ છે. કશી હરકત આવે એમ નહિ. અને હમણાં બાપાને પૈસા મોકલ્યા નથી તે થોડા મોકલાવું.'

આઠ દસ દિવસ ફેરો મારીને પાછો જેસો મોતીભાઈને ત્યાં આવી જાય છે. ગામમાં છાની છાની વાત ચાલે છે 'મોતીભઈને તાં જેહલો જમાદાર આવે છે.'

એમ કરતાં મહિનો બે મહિના ને ત્રણ મહિના વીત્યા. એક વાર જેસો પોતાના પાંચ સાત સાથીદારો સાથે ખંભાતથી પેટલાદ તરફ ચાલ્યો જાય છે. રસ્તામાં એક ખેતરમાં મુકામ કર્યો છે. પાછળથી

એક બારૈયો બુકાની બાંધીને આવતો જણાયો. જેસાએ તમંચો કાઢ્યો, 'રૂપલા, કોણ છે?' નજીક આવ્યો ત્યાં રૂપાએ ઓળખ્યો; 'આ તો બીમશંગ. તમે ક્યાંથી?'

જેસો ઊભો થયો, 'તું ક્યાંથી ભીમા?'

'હું આયો ખોળતો ખોળતો.'

'સોમાભાઈ ક્યાં છે?'

'ઝલાઈ ગ્યા.'

'હેં?'

'હા. મેસાણેથી હારીજ જતાં મારગમાં ગાયકવાડી પલટણે ઝાલી લીધા ને વડોદરે લઈ ગ્યા છે. હું ચેતવવા આયો તમને.'

'ફાંસીએ દેશે.' જેસો દુઃખપૂર્વક બોલ્યો, 'બાલુના કાંઈ ખબર?'

'ના, પણ દેવાંણના બારિયાવગામાં સમાચાર સાંભળ્યા છે, સાચા ખોટા રામ જાણે......'

'શું?'

'કે ગુલાબશંગ કાકાનો દેય છૂટી ગ્યો.'

જેસો ફાટી આંખે જોઈ રહ્યો, 'કોણે કયું તને? ઉદેશંગ એકઠા થ્યા'તા?'

'ના, ઊડતી વાત સાંભળી છે.'

જેસો જમીન સામે જોઈ રહ્યો. આસપાસ સૌ ઉદાસ ચહેરે જેસા સામે જોઈ રહ્યા. થોડી વારમાં જેસો ઊભો થયો.

'ભયા રૂપશંગ, તમે બધા કાંઠે કાંઠે મહીસાગર પાર કરી એટલામાં રે'જો. આઠ દા'ડા ચેડે મને તું એકલો મોતીભાઈને ત્યાં એકઠો થજે. હું બાપાની ભાળ કાઢી આવું.'

'એકલા જશો ભાઈ?'

'કશી ફિકર ના કરો, એકલા તાં કોણ મારી નાંખે છે?'

'અમે અંઈથી પેલા ચ્યાં જંઈ મોટાભઈ?'

'હેંડો, હું તમને સામે પાર મેલી જાઉં. તાંથી રતનપરાના આરા સુધી હેંડચો જંઈશ ને ફરી પાર કરીશ.'

સૌ ઊઠ્યા અને પેટલાદનો રસ્તો મૂકીને મહીસાગરનો રસ્તો પકડયો.

ગુલાબશંગના મરણ કરતાં સોમો પકડાયાના ખબરથી બધા વધારે ચિંતાતુર બન્યા હતા.

## ૩૫

સૂર્ય પોતાના ઘરભણી જવા અસ્તાચળની સીડી ઊતરવા લાગ્યો. પંખીઓ પોતાના માળા તરફ રવાના થયાં. ગાય ભેંસો પોતાનાં ભૂખ્યાં બચડાંઓને મળવા ઉતાવળે ગામ તરફ વળી. થાકયાપાકયા ખેડૂતો ઘર તરફ પાછા ફર્યા. સંધ્યાએ પોતાની બહુરંગી ઓઢણીનો પાલવ ઝળકાવીને સૂર્યદેવને અર્ઘ્ય આપ્યો. આકાશનો અંધકાર મૃત્યુલોકમાં આવવા નીકળી ચૂકયો.

એ વખતે મહીસાગરને તીરે રતનપુરના આરામાં ઊંચા વડલા નીચે આવીને જેસો ઊભો રહ્યો. હોડી સામે પાર હતી. ઝાર* આવવાની તૈયારી હતી. સામે પાર જવાની ઉતાવળ હતી છતાં પાર બેઠેલા હોડીવાળા ચાલ્યા જાય અને સહેજ વધારે અંધારું થાય એની રાહ જોતો જેસો ઊભો રહ્યો.

* ઝાર = જુવાળ, વાયુ

મનમાં અનેક વિચારો આવીને ફિકર કરાવતા હતા. સોમો શાથી પકડાઈ ગયો હશે? કોઈ ફૂટયો હશે? ભીમશંગ તો નઈ ફૂટયો હોય? તો તો મારા સમાચારે ય પોકાડશે. બાપાની વાત બનાવટી તો નહિ હોય? એમ સાજા સારા ક્યાંથી મરે? કાંઈક ગોટાળો લાગે છે.

મૂંઝવણમાં ઊભો છે ત્યાં પાછળના ખેતરમાંથી બે જણ ઉપર ચડયાં. આગળ ચીંથરેહાલ ભંગી માથે ભારો લઈને દોડયો આવતો હતો. પાછળ કાખમાં નાનું બાળક તેડેલું ને માથે ભારાવાળી જુવાન બાઈ દોડી આવતી હતી. બન્ને જણાં ઉતાવળાં જઈ ને નદીમાં ઊતર્યાં.

પાછળ ધીમે રહીને જેસો ઊતર્યો. ખોકાનું કાઢી નાંખ્યું. ધોતિયાનો કચ્છ માર્યો. અંધારું વધતું જતું હતું. આગળ જનાર પાછળ જોયા વિના ચાલ્યાં જતાં હતાં. જેસો પાણીમાં ઊતર્યો. થોડી વારમાં પાણી સાથળ સુધી આવ્યું. કાદવ પુષ્કળ હતો. ચોટણ પણ થોડું થોડું હતું. પગ ગરકતો જતો હતો. બાઈથી પૂરું ચલાતું ન હતું. માંડ થોડું ચાલી હશે ત્યાં જેસો બાજુમાં થઈને આગળ નીકળ્યો. ભંગી ભારાવાળો ભારાને ટેકે પગ ખેંચતો આગળ વધી રહ્યો હતો.

થોડી વારમાં બાઈ થાકી. પગ વધારે ખૂંચવા લાગ્યા. જોર કરે તેમ વધારે ઊંડી જવા લાગી, એણે તાણીને બૂમ મારી, 'ઓ બા!' બન્નેએ બૂમ સાંભળી, પણ ભંગીએ ઝારની બીકે સાંભળી ન સાંભળી કરી. જેસાએ પાછું વાળીને જોયું. પાછું જોતાં એનાં કપડાં પલળ્યાં. મનમાં થયું, 'બાઈ અટકી', પણ તરત વિચાર આવ્યો, 'કોઈક ઓળખી જશે તો પંચાત થશે. દયાભાવને દબાવીને આગળ વધ્યો. મનમાં બબડયો, 'આવશે ધીરે ધીરે.'

ભારાને ટેકે ભંગી પાર ઊતર્યો. એની પાછળ તુરત જેસો બહાર નીકળ્યો અને પાસે બેઠેલો માછી ન દેખે તેમ બાજુએ થઈને કિનારે ચડી ગયો. ધારિયું નીચે મૂકીને કપડાં નિચોવે છે ત્યાં પાછળ બૂમ સંભળાઈ. ભંગીની જુવાન છોકરી ત્યાં ને ત્યાં ખૂંચી હતી. ઊભી ઉભી બૂમ પાડતી હતી ને હાથની નિશાનીએ મદદ માગતી હતી.

ઝાર આવવાનો વખત ભરાઈ ગયો હતો. ભંગીએ માછીને કહ્યું, 'બે આના આલીશ તને ભઈ, મારી છોડીને કાઢી આવ ને?'

'હમણાં ઝાર આવશે. બે આના સારુ મરવું નહિ. છૈયાં નાનાં-બાળ છે.'

ભંગી સાજોતાજો મજબૂત બાંધાનો હતો, પણ એની હિંમત ચાલતી ન હતી. કાંઠે ઊભો જેસો ઘાસમાં પગ લૂછતો બાઈ સામે જોઈ રહ્યો હતો. માછીના શબ્દો સાંભળીને એણે નિશ્ચય કરી લીધો, 'ઝાર સામેય બહારવટું.' નિર્ભયરામ મહારાજના શબ્દો દિવેલાંનાં પાદડાંમાં-થી જાણે સંભળાયા. પળનો પણ વિચાર કર્યા વિના એ પાછો નદીમાં ઊતર્યો. માછી ને ભંગી જોઈ રહ્યા.

ઠંડી વધતી જતી હતી. બાઈની ગભરામણ વધતી જતી હતી. જેમ જેમ વખત જતો હતો તેમ તેમ ઝાર આવવાની ઘડીઓ ગણાતી હતી. જેસો બનતી ઉતાવળે આગળ વધ્યો. મનમાં, ઝાર આવે તો કેમ પહોંચી વળવું એની ગણતરી કરવા લાગ્યો.

માછી બબડ્યો, 'કોઈ જબરો માણસ લાગે છે!'

'ખરો છાતીવાળો!' ભંગી બોલ્યો. 'ભગવાન એનું સારું કરશે.'

જેસો નજીક પહોંચ્યો. બાઈને લાગ્યું, આખરે ઉગારનાર આવ્યો. પણ એણે કાખમાંથી નાની છોડીને આગળ ધરી કાલાંવાલાં કરતાં કરુણ સ્વરે કહ્યું, 'ભાઇશા'બ, આ છોડીને લઈ લ્યો. હું છો તણાઈ જઉં. આ આટલી જીવે એટલે બસ. ભગવાન તમારું ભલું કરશે.'

જેસાએ છોકરીને લઈ લીધી. બાઈનું કાંડું પકડીને ખેંચી. બાઈએ પગ ખેંચી લીધો. જેસાએ માથેથી ભારો ઉતરાવ્યો. ભારાને ટેકે બાઈ ચાલી. ચાલતાં ચાલતાં એના મોંમાં એના એ શબ્દો હતા. 'ભાઈશા'બ, મારી છોડીને સમી ઝાલજો.'

એક ફર્લાંગ ઉપરથી ઝારનો ઘુઘવાટ સંભળાયો ત્યારે કાંઠો

ફક્ત ચાર ડગલાં દૂર હતો. ઉતાવળાં પગલાં ઉપાડીને બન્ને બહાર નીકળી ગયાં.

બાઈએ છોડીને તેડી લેતાં જેસા તરફ આભારભરી નજર નાંખી. જેસો આડું જોઈને કિનારા પર ચડી ગયો. પૂઠેથી ભંગી નીરખીને જોઈ રહ્યો. માછી સામે જોઈને બોલ્યો, 'જેસો તો નહિ?' સાંભળતાં ત્રણેનાં શરીરમાંથી કંપારી છૂટી ગઈ. ઝટપટ ભારા ઉપાડી ગામને રસ્તે પડ્યાં.

એ વખતે કાળની નોબત માફક ગાજતો ત્યાર એક હાથ ઊંચા ધીણુના ફગર વાળતો પસાર થઈ ગયો. માથેથી મોટી ઘાત ગઈ. બાઈ બડબડી 'મહીમાતાએ ખમૈયા કરી. મારી મા સાચી છે.' અને જેહલા જમાદારની બીકે દિવેલાં તરફ એક ભયભરી નજર કરીને બાપની ઓથે રસ્તે પડી!

## ૩૬

**રાતના** નવ દસને સુમારે જેસો રામપરાની સીમમાં આવી પહોંચ્યો. નદીકાંઠે ચાલતો ભાઠામાં નીકળ્યો. રસ્તામાં પોતે ખેડેલાં ખેતર આવ્યાં. ખેતરો જોઈને ધીમો પડ્યો. નજર ફેરવી મનમાં બોલ્યોઃ

'કેવી સરસ પાપડીઓ થઈ છે! કેવી મજાની તુવેરો છે! અને તમાકુ ય ભારે થઈ છે! દિવેલાંનું છત્તર તો દોઢ દોઢ માથોડું ઊંચું થયું છે. મહુડો એવો ને એવો ઊભો છે. પહેલી વાર અણદર ભાત દેવા આવી તારે આ મહુડા નીચે બેઠાં'તાં. એના હાથના ઘડેલા રોટલા ને કેરીઓ હતી. શું કરતી હશે? સૂતી હશે બચારી થાચી પાચી. હવે તો પાછી કામે ય જતી હશે. પૈસા નહિ મોકલાણા ચેટલા ય

દાંડાથી. બા શું કરતી હશે? બાપાની વાત સાચી હશે? હોય તો નઈ. સોમલો પકડાઈ જ્યો એટલી વાત સાચી પડી.'

વિચાર કરતો એકલો ચાલ્યો જાય છે. ચાર ચાર માસથી કશા સમાચાર મળ્યા નથી. ખેતરો જોતો જાય છે ને મનમાં ગણગણતો જાય છે. આકાશ હીરે મઢાયું છે. તારામંડળ પૂરબહારમાં પ્રકાશી રહ્યાં છે. જોતાં ધરાય નહિ એવો આકાશી ચંદરવો ખીલી ઊઠ્યો છે. કાંઠાના ભાઠામાં ટાઢની ચમકારી લાગે છે. જેસાએ કેડેથી ધોતિયું કાઢી ઓઢ્યું. ભૂખ કકડીને લાગી હતી. કૂણી કૂણી તુવેરો ચૂંટીને ખાવા લાગ્યો. કેવી અદ્‌ભુત મીઠાશ! મથુરકાકા ને એનાં છોકરાં ખાતાં હશે? ભલો હશે તો દીપોશેઠ કે એવો જ કોઈ હરામખાઉ ઉપાડી ગ્યો હશે.'

જેસાએ દાંત ભીંસ્યા. 'ચાર પણ પુષ્કળ થશે.' ગોધલો ચરીને રાતોમાતો થઈ ગ્યો હશે. ભેંસ પણ હવે વિયાની થઈ હશે. મજાની પાડી આવશે. અને......' જેસો અટક્યો. મનમાં વિચાર આવતાં એકલો એકલો શરમાઈ ગયો. દિલના ઊંડા ભાગમાં ધીમો અવાજ થયો. 'આઠમો મહિનો જતો હશે. હવે બા એને કામે નઈ મોકલતી હોય. કાં તો વાહણે જઈ હશે. દીચરો આવશે!' જેસાનું મોં મરક્યું પણ અંધારા જંગલમાં માત્ર તારાઓ અને દિવેલાં સિવાય કોઈ માનવી જોનાર ન હતું. પણ છેલ્લા આઠ આઠ માસથી એ જ એનાં સાચાં સંગાથી બન્યાં હતાં. કૂડાં કપટી માનવી કરતાં નિર્દોષ હસમુખાં દિવેલાં એના મનને વિશેષ આનંદ અને આરામ આપતાં હતાં. જેસાનું મન મરક્યું. એની સાથે જ પવનની હળવી લહરીમાં એ ખડખડ હસી પડ્યાં.

જેસો ખેતરમાંથી નીકળીને રસ્તે ચડ્યો. ગામ નજીક આવતાં મોટો રસ્તો છોડી આડે માર્ગે ચડ્યો. ટેકરે ચડીને બારૈયાવગામાં પેઠો. કૂતરાં ભસવા લાગ્યાં. ઘડીક પછીતે લપાઈ ગયો. વગામાં નજર

કરી તો મોટા ભાગનાં ઘર બંધ હતાં. લોક ખેતરોમાં માંડવે જતાં રહ્યાં હતાં. ધીમે રહીને ઓસરીઓમાં થતો પોતાને ઘેર આવ્યો.

જુએ તો ઘરને કડી ! ઉપર સરકારી સીલ. જેસો તાજુબ બનીને જોઈ રહ્યો.

'આ શું ? ઘરનાં સૌ ક્યાં ગયાં ?'

ચોતરફ જોયું. બે ત્રણ ઘર અંદરથી બંધ હતાં. 'ચંદાને ઘેર જાઉં ?'

'ના ના, એ દીપાનો મળતિયો છે.'

'ઘાને મળું ? પણ ખડકી સુધી જવું કેમ કરીને ?'

'ગોકળિયે જઉં, કદાચ તાં પાછાં ગયાં હોય.'

જેસો નિસાસો નાંખીને પાછો ફર્યો. એનું ઉમંગથી ઊછળતું દિલ ભાંગી ગયું. ધીમે પગલે એ ગોકળિયા તરફ ચાલ્યો. ટાઢ વધતી જતી હતી. શરીરમાં ગરમી લાવવા ઉતાવળે ચાલ્યો. અનેક શંકા–કુશંકા કરતો ચાલ્યો જાય છે.

ગોકળિયે પહોંચ્યો ત્યારે મધરાત નમી ગઈ હતી. છીંડું ઉઘાડીને અંદર પેઠો. ધૂણી પાસે કૂંડાળું વળીને પડેલાં કૂતરાં ઊઠીને ભસવા લાગ્યાં. જેસો પહેલો પોતાને ઘેર ગયો. છાપરું તદ્દન વીંખાઈ ગયું હતું. કેટલાંય નળિયાં ઊડી ગયાં હતાં. ખપાટો ખવાઈને તૂટી ગઈ હતી. અંદર કોઠીઓ ભાંગીને કટકા થઈ ગઈ હતી. અંધારે વિકરાળ ડાકણો જેવી ખાવા ધાતી હતી. જે કોઠીઓ અનેક જીવોને ખાવા આપતી તે સામી ખાવા ધાતી હતી. ચૂલામાં કૂતરાંએ બખોલો કરી હતી. ઓસરી ને ઘર ધોવાઈ ગયાં હતાં.

કોઈ સમૃદ્ધ અને સંસ્કારી રાષ્ટ્ર આસુરી હુમલાથી નષ્ટપ્રાય બન્યું હોય તેનો હૂબહૂ નમૂનો ગુલાબસિંગ બારૈયાનું ખંડેર પૂરો પાડતું હતું.

જેસાની આંખે તમ્મર આવ્યાં. એને વળી પાછાં બા અને વહુ યાદ આવ્યાં 'એવાં એ ક્યાં હશે ?'

મથુરશંગના ઘર તરફ ચાલ્યો. બીજી ટેકરી પર છૂટાં છૂટાં પાંચ ઘર હતાં. તેમાં પહેલું મથુરનું હતું. રસ્તામાં ઘઉંની વાડી આવી. અતિશય મીઠી ને પોષક ઠંડકમાં ઘઉં લહેરો લઈ રહ્યા હતા. જેસો ઘડીભર ઊભો રહ્યો.

'આ જ છેતરમાં મેં ગઈ શાલ ઘઉં વાવ્યા'તા. આ શાલ કોણે કર્યા હશે ?'

કૂવા પર ગયો. બધું યાદ આવ્યું. 'મથુરકાકા બળદ હાંકતા, બાપા કોશ ઠાલવતા, હું પાણી વાળતો. બા ને બાંન ચાર વાઢતાં. ઘેર અણદર રોટલા ઘડતી અને દુલો આ કૂંડીમાં પગ રાખીને ગાતો:

'રે ખેડૂત તું ખરે જગતનો તાત ગણાયો...'

કેવા કિલ્લોલ કરતાં ! 'દીપલે આઈને રંગમેં ભંગ પડાયો. એને આંગણે ચડવા ના દીધો હત...પણ નશીબમાં માંડ્યું હોય તે...'

કૂવેથી ઊતરીને મથુરને ઘેર ગયો. જુએ તો ત્યાં પણ તાળું ! જેસો તો ઊભો જ રહી ગયો. 'આ શું, જાં જાઉં તાં તાળાં ! મથુરકાકા ક્યાં ગયા હશે ? વાસો ગયા હશે ? તો કાચી ને છોકરાં ક્યાં જાય ?' જેસો ફરી મૂંઝાયો, આખો મહીકાંઠો ગજવનાર જેસો જીવનમાં પહેલી વાર આટલું મૂંઝાયો. 'સરકારે ગોકળિયું ખાલી કરાવ્યું હશે ? બધાંને કેદ નાખ્યાં હશે ? અરેરેરે મારે પાપે દખી કર્યાં ? મનમાં હતું બારિયા માતરને સુખી કરીશ. પાંચ કટમીનેય સુખે ના રે'વા દીધાં. લાવ જોઉં, રામશંગને ઘેર કોઈ છે ?'

રામશંગને આંગણે આવ્યો. બારણાં અંદરથી બંધ હતાં. જેસાને નિરાંત થઈ, સાંકળ ખખડાવી.

'કોણ છે ?' જેસાએ ફરી ખખડાવી.

રામશંગે ઊઠીને બારણું ઉઘાડ્યું. 'કોણ છે ભઈ !'

'એ તો હું' કહીને જેસો અંદર આવ્યો.

'કોણ જેહોભઈ?' રામશંગ ધ્રૂજ્યો.

'હા.' જેસો રામશંગ સામે જોઈ રહ્યો.

રામશંગને શું બોલવું ને શું કરવું તેની ગમ ના પડી.

'ક્યાંથી આવો અતારે?'

'ફરતો ફરતો. ક્યાં ગ્યા મથુરકાકા?'

'તને ખબેર નહિ?'

'મને ક્યાંથી ખબેર હોય?'

'કોણ જેહાભઈ છ?' રામશંગની વહુ સફાળી બેઠી થઈ.

'હા ભાભી. ક્યમ છ?'

'તમે બારણું તો અડકાડો.' રામશંગ ઉપર ખિજાઈને બોલી. 'નઈતર સૌના દા'ડા એ આપણા ય થશે.'

'શું થ્યું સૌનું, વાત તો કરો?' જેસાએ પૂછ્યું.

'કયી વાત. ભઈશા'બ તમને પગે લાગું, આ બે ઘરાં સાજાં રે'વા દેજો. દનિયાને શુખી કરવા નેકર્યા છો તે.' રામશંગ સામે જોઈ કહ્યું. 'આલી ઘો એમના રૂપિયા પાછા. આપણે નહિ જોતા.'

જેસો કશું સમજતો નથી. ટાઢ, થાક અને ભૂખથી શરીર ખાલી થઈ ગયું છે તો ય કોઈ બેસવાનું કહેતું નથી. કોઈ પૂરા સમાચાર આપતું નથી. રામશંગ પણ ઉત્તર આપતાં થોથરાય છે.

'મારા બાપા, બા સૌ ક્યાં ગ્યાં એ તો કહો?'

'ગ્યાં બધાં મહીમાતાએ.' રામશંગની વહુ વધુ ચિડાઈ.

પણ રામશંગે ધીરે રહીને પૂછ્યું, 'તને કશા ખબેર નહિ જેહલા?'

'નહિ ભયા. તારે જ પૂછું છું ને!'

'બાપા મહિના પે'લાં પાછા થયા.'

જેસો જડની માફક સાંભળી રહ્યો.

'ફોજદારે મારેલા તે દખમાં ને દખમાં દેય છૂટચો.'

'તારે ભીમો કે'તો 'તો એ સાચું. મને ખબેર ના મોકલ્યા?'

'તમને ચ્યાં ખબેર મોકલવા?'

'સરગમાં.' રામશંગની વહુ વચ્ચે બોલી.

'તું છાનીમાની બેસીશ? નઈતર ખઈશ અવળાં.' રામશંગ ખિજાયો. ધીરો પડી જઈને જેસાને કહેવા લાગ્યો, 'તું હેઠો બેસ. તારી દેય ધરૂજે છ.'

જેસો બેઠો. પૂછ્યું, 'બા, બાંન બધાં ચ્યાં જ્યાં?'

'પછી મથુરકાકા સૌને અઇં લઈ આયા. ઘેર તો શરકારી શીલ છે, તમારાં છેતરાં જપત કર્યાં છે. મથુરકાકે બચારે જેમ તેમ બે મહિના સાચવ્યાં'તાં એના ય દાણા ખૂટચા.'

'ચ્યમ પાચ્યું નઈ?'

'પાચ્યું તો ખરું. પણ દાણ પેટે લેણામેં લઈ જ્યા. સાસનાચે ખાવા દાણો ય ના રે'વા દીધો.' રામશંગે કહ્યું.

'કોણ લઈ જ્યું?' જેસાનો શોક ગુસ્સાના રૂપમાં પલટાયો.

'કોઈનું નામ સા સારુ આલવું?'

'પણ એ સૌ જ્યાં ચ્યાં?'

'કોણ જાણે ચ્યાં જ્યાં? કોઈ કે' છ વડદરે જ્યાં. કોઈ કે'છ નરબદાનો પલ બંધાય છ તાં જ્યાં. આપણને ખબેર નહિ.'

'તમે ભયા થઈને આટલી ખબેર નહિ રાખતા?'

'ખબેર રાખીને અમને બઉ લાભ જડે છ. તારે ઠીક બા'દુર થઈને ફર્યાં કરવું. અઈ પાછળનાને માર પડે, છેતર પાદર લૂંટાય.'

'તમને બીક લાગતી હોય તો હું આ હેંડ્યો.'

'તેં ખાધું છ જેહલા? ભૂખ્યો હો તો હેંડ.'

'મારે ખાવું નહિ.' જેસો ઊઠ્યો. 'મને રોટલા ખવરાવો ને તમને માર પડે, ઘરબાર જાય એવું શા સારુ કરવું જોઈ.' જેસો બારણું ખોલી બહાર નીકળ્યો.

'હેંમતને મળવું છે જેહા?'

'એય તારો જ ભાઈ છે ને?' જેસો ચાલી નીકળ્યો. એનું મન અશાંત બન્યું. આ લોકોની સારુ દુઃખ વેઠવું? જે આંગણે ઊભા રે'વા દેતા નહિ એની સારુ ભટકવું? પેલાએ રૂપિયા દેતાં રોટલો ન'તો આલ્યો પણ એનો શા સારુ ધોખો કરવો, સગા ભાઈએ ના પાડી ત્યાં? સૌને પચ્ચા પચ્ચા, સો સો રૂપિયા આલ્યા છ. પણ કોઈને ગણ ન લાગ્યો. ભાભી કે'છ આલી દો પાછા. અરે રામ! આમાં સૌ ભયાનો સંપ ચ્યાંથી થાય? જવાબ આલતાં ધ્રૂજતો'તો. મારી સગા ભાઈની બીક લાગતી'તી. પેલા મહરાજને લાખો ચેવો જમાડતો'તો? ઘેર ઘેરથી લોક ખાવા તેડવા આવતા'તા. ગામમેંથી મગનદા આયો'તો. લખપતિનો દીચરો ચેવો પગે પડ્યો. એવા એય શરકારના બારવટિયા છ. એની ફરતા સૌ ચેવા ફરી વળ્યા'તા? મારી સાથે તો સામે મોંએ વાત કરતા નહિ.'

થોડી વાર મૂંઝાઈ ને વળી મન ફફડવા લાગ્યું.

'સોમલો પકડાઈ જ્યો. બાલિયો ય પકડાઈ જ્યો હશે. બીજા ય સાંભળીને ધરૂજી ઊઠ્યા છ. આઠ મહિનામાં ચેકલાક પૈશાદાર સાફ થયા? આમ ચે દા'ડે પાર આવશે? વનરાજ સાવડે પેલું પંચાસર તાબે કરેલું ને પછી સૌ પૈશાદારને કબ્બે કરેલા. તાર ચેડે પાટણ-વાડિયાને સુખ થયું'તું. નરભેરામ ગોરની વાત લાગે છે તો સાચી. પેલી શરકાર જાય, રાજસત્તા હાથ આવે પછે શાહુકારોને શીધા કરાય. આમ તો રખડી રખડીને મરી જવાના. બાપા મરી જ્યા.' જેસો

બાપાની યાદે એકદમ ગળગળો થઈ ગયો. આકાશ સામે જોયું. 'મારા પાપે મર્યા. બા, બાંન, સૌ બઉ રડયાં હશે. ચ્યાં હશે સૌ? મથરકાકા સાથે છે એટલું ઠીક છે. એને બહુ માયા છે. આ તો બે ય રાંડવા છે. મૈરાં કે' એટલું જ પાણી પીએ છે. જમની કાચી બઉ સારી છે. ચ્યાં વડોદરે જ્યાં એમ કીધું. કે' છે નરબદાને પલે ય જ્યાં હોય. એક વાર સોને એકઠો થઉં.'

ઘડીભર એક પછી એક સૌ નજર સામે તરવા લાગ્યાં. 'પણ મળ્યા પછી તરત છૂટા પડવાનું. સાથે ના રહેવાય. કાળ માથે ભમે છે. પણ આમાંથી છૂટવું ચ્યમ કરીને?'

થોડી વારે અંદરથી જવાબ આવ્યો. દાના પગ પકડી લઉં. એણે ઘણાયને છોડાવ્યા છે.' ઊભો રહી ગયો. રામપરા ભણી વળવા મન કરે છે. ત્યાં બીજો વિચાર આવ્યો. ભયાના સુખ સારુ મેં બાપ ગુમાવ્યો, ખેતર પાદર ગુમાવ્યાં, બા, બાંન, વઉ, બધાથી નોખો પડયો. અને હવે ઝાલ્યું એ મૂકી દેવું? કુબેર બારૈયાનું કળ લાજે. ના, ના. પાછા ઘરમાં તો ના ભરાવું. એ પે મોત સારું. પણ ઝૂઝવું કોના જોર ઉપર? સૌ સાંઢો સાંઢો થઈ જ્યા છ.'

ઊભો ને ઊભો વિચારે ચડયો. રામપરા ને સજ્જનપરાની વચ્ચે ટેકરી આડો મારગે એકલો ઊભો છે. મન ઝોલાં ખાય છે, કશી ગમ પડતી નથી. સૂનમૂન બની ગયો.

એમાં એકાએક નજર સામે નરભેરામ મહારાજની તેજસ્વી છબી આવીને ઊભી રહી. આંખો ફાડીને જેસો જોઈ રહ્યો.

'કોણ મહરાજ!' જેસો બોલી ઊઠયો.

પણ એના શબ્દનો પડઘો પહાડીમાં થઈ પાછો પડયો. પ્રત્યુત્તર કશો મળ્યો નહિ.

આંખો ચોળીને જોતાં કશું જણાયું નહિ. પણ જેસાના અંતરમાં અજવાળું થયું. મક્કમતાથી મન બોલી ઊઠયું:

'મહરાજ મોટો બહારવટિયો છે. એ ય વસ્તીના સુખ માટે જૂધે ચડ્યો છે. એની સાથે ભળી જાઉં. એ છે સત્તાવાળો તે શરકારને હાથ નહિ લાગવા દે: અને પછી જેહલો જમાદાર મહરાજની ભેગો ભળે એટલે ચાર પલ્લા એક થઈ જાય. આખી બારૈયાવાડ એકઠી કરી દઉં. છ મહિનામેં શરકારને તોબા પોકરાવું. મહરાજે ય જાણે કે ના 'જેહલો જમાદાર ખરો.' મનમાં હાશ થયું:

'પણ એવા એ એકઠા ચ્યોં થાય? એ ય મારી પેઠ ફર્યા કરે છ. ખોળી કાઢીશ પાતાળમેંથી. પણ એકવાર બા, બાંન અને અણુદરને એકઠો થઈ આવું. પછી નિરાંતે જઈને એમની સાથે ભળી જાઉં.' રૂપલાને કહેવરાવી મોકલું તે સાથે આવી જાય. પછી સૌ એકઠા મળીને જંગ ખેલીએ. શરકાર જાય પછી તો એકલું ગોકુળિયું નંઈ પણ આખો હિંદોસ્તાન મહરાજ કહેતા'તા એમ નંદનવન થઈ જાય. વાત તો ખરી છે એવા એમની, અને એમને ય થાય કે ના, જેહલો શીધે મારગે સડ્યો ખરો. આમાં તો ન ખાધાંનાં ખાધાં ને ન પીધાનું પીધું. દેય અભડાવી. બધામાંથી સાથે લગો છૂટું.'

જેસો ઉતાવળો ચાલતો પાછલી રાતે વાસદ આગળથી મહીસાગર ઊતર્યો અને સામે કાંઠે ચડીને વડોદરાને રસ્તે પડ્યો. સૌને મળવાના હરખમાં એનો થાક, ઉજાગરો ને ભૂખ બધું ભુલાઈ ગયું છે.

## ૩૭

**ન**ર્મદા તીરે હજારો ઝૂંપડાંની કતાર લાગી ગઈ છે. સાદડાંની ભીંતો ઉપર કામચલાઉ છાપરાં: નાનકડું શહેર વસી ગયું છે. ચા અને નાસ્તાપાણીની હોટેલો, પાનબીડી અને મોદીખાનાની દુકાનો,

નાનકડું બજાર બની ગયું છે. પ્રાંતે પ્રાંતના મજૂરો આવેલા છે. પૂલ બાંધવાનું કામ બે માસથી શરૂ થઈ ચૂક્યું છે. મોટા તોતીંગ ગડરને, રાક્ષસી સાંઢણીઓ ઊંડા પાણીમાં ઊતરી રહી છે. કાદવ બહાર નીકળતો જાય છે અને ભૂંગળાં અંદર ઊતરતાં જાય છે. કાદવ કાઢવાની સાંગડીઓ જોસબંધ ફરી રહી છે. કાદવ બહાર ઠલવાતો જાય છે ને ભારખાનાં ખેંચાતાં જાય છે.

હજારો મજૂરો કામે વળગ્યા છે. કોઈ મહાન સામ્રાજ્ય હાથ કરવા આસુરી સેના ઊતરી આવી હોય એટલો ઘોંઘાટ અને ધમાલ મચ્યાં છે. ઇંજનેરો, કારીગરો ને મુકાદમોની બૂમો, મજૂરોની દોડધામ, એંજિનો, ડબ્બાઓ અને મશીનોના ઘરઘરાટ કાને પડયું સાંભળવા દેતાં નથી. સવારથી સાંજ સુધી એકસરખી ધમાલ ચાલી રહી છે. સાંજ કયાં પડી તેની ખબર પડતી નથી.

છેક અંધારું થયે મજૂરો કામેથી છૂટયા. વરસ દોઢ વરસ કામ ચાલવાની વકી છે. જિંદગીનું ખરું મૂલ્ય જેમણે કદી આંકયું નથી, જીવનની ગંભીરતા કે મસ્તીની જેમને ભાળ નથી, રોજની ગમે તે રીતે મેળવેલી કમાણીથી જેમને સંતોષ છે, એવા મજૂરો નિશ્ચિંત અને બેફિકર બનીને ઝૂંપડાનગર તરફ ચાલ્યા.

પાસે પાસે બે ઝૂંપડાંમાં મથુરશંગ ને હરખાબાઈ રહે છે. હરખાબાઈ, અણુદર, કાશી ને દુલો ચારે ય કામે જાય છે. રોજનું પેટ-પૂર ખાવાનું મળતાં આખા દિવસની ધમાલમાં ગુલાબસિંગના મૃત્યુનું દુઃખ ધીમે ધીમે ઓછું થવા લાગ્યું છે. પણ જેસો યાદ આવતાં સૌ કોઈ કોઈ વાર ઉદાસ થઈ જાય છે.

કામેથી આવીને હરખાબાઈ રાંધવા બેઠી. કાશી મથુરના નાના છોકરાને તેડીને આંગણામાં રમાડવા બેઠી. દુલો સરખે સરખા છોકરાઓ સાથે ગંજીપે રમવા બેઠો. અણુદર લાંબી થઈને સૂતી.

'કેમ વહુ, શું થાય છે? પેટમાં દુઃખે છ?'

'ના, ના' દુઃખપૂર્વક બોલીને અણદરે આળસ મરડી.

'તો પછી કાલથી કામે ના આઈશ.'

'એવું કંઈ બઉ દુઃખતું નહિ.' અણદર બેઠી થઈ, 'લાવો બા, હું રોટલા કરું.'

'ના. તમે ઘડી વાર સૂઓ.'

દુઃખ પડ્યે માનવી ચીડિયું થઈ જાય છે એ કહેવત હરખા-બાઈએ ખોટી પાડી હતી. જેસાના કશા સમાચાર ન હતા, ઘરને કડી થઈ, ખેતર જપ્ત થયાં, તો પણ અણદર ભર્યાભાદર્યા પિયરમાં ન ગઈ. નજીવી બાબતમાં કજિયા કરી, બાપને ઘેર જઈ બેસનારી, આંગળીએ છોકરાં વળગાડીને નાતરે જનારી બાઈઓના અનેક કિસ્સા હરખાબાઈ લહેકાથી, ઉમંગથી, કરુણારસ સાથે કહી સંભળાવતી અને અણદરનાં અને એનાં માબાપનાં મોટાં વખાણ કરતી.

પહેલો રોટલો ઊતરતાં હરખાબાઈએ બૂમ મારી, 'હેંડો દુલિયા, કાશી!'

'હેંડ દુલિયા, બા ખાવા બોલાવે.' કાશીએ કહ્યું.

'અમણાં નહિ આવતા, જા!'

'પણ બા બૂમ મારે છે' 'છો મારે, લે ઉપાડ, બાલિયા.' દુલાએ ટીપ મારીને બાલુ સામે ગંજીપો ધર્યો.

બાલુએ ઉપાડીને કહ્યું, 'લે વહેંચ.'

પણ દુલો સામી ઓળ તરફ ટગર ટગર જોઈ રહ્યો. એની નજર ખિલાઈ ગઈ. બાલુએ ફરી કહ્યું. 'લે વહેંચને દુલિયા.'

છતાં દુલાની નજર ન ખસી.

દૂર સામી હારમાં ઘર પૂછતો પૂછતો કોઇ મુસલમાન જુવાન ચાલ્યો આવે છે. દુલાએ બાલુને કહ્યું, 'જો પેલો કોઈ આવે છે.'

'કોણ છે?'

બાલુએ પાછળ જોયું. ત્યાં બાજુને ઘેર આવીને એણે પૂછ્યું, મથુરશંગ ક્યાં રહેતા હૈ?'

'ક્યમ તમારે શું કામ છે?' દુલો ગંજીપો ખીસામાં મૂકીને ામે આવ્યો.

પેલા જુવાને દુલાનો અવાજ પારખ્યો. ચહેરો જોઈને એ રક્યો. કશો ઉત્તર ન આપતાં એ દુલો ઊભો હતો ત્યાં ઘરમાં પેઠો. લો પાછળ ગયો.

'કોણ આયું દુલિયા?' કાશી દોડી આવી.

અણદર સૂતી હતી તે બેઠી થઈ ગઈ. હરખાબાઈએ રોટલો ોક હાથમાં રાખીને ઊંચે જોયું. દીવાના પ્રકાશમાં આવનારનો ચહેરો ાંખો ઝાંખો દેખાયો. લાંબા છોગાવાળી લાલ ફેઝ ટોપી આવનારે તારી. હરખાબાઈ રોટલો પાછો કથરોટમાં નાંખીને ઊભી થઈ ગઈ.

'કોણ, ભઈ?'

અણદરે એ પહેલાં ઓળખી લીધો હતો.

દુલો ને કાશી પાછળથી બાઝી પડયાં.

'બારણું બંધ કર કાશલી.' હરખાબાઈએ કહ્યું. 'દુલિયા, બઉ દેમો ના પાડીશ. જેહલા!' જેસો જ છે કે ભૂલ થાય છે એની ખાતરી રવા તે ધારી ધારીને જોઈ રહી.

'તને ક્યાંથી ખબેર મળ્યા?'

'મળ્યા.' 'આ ઘર ક્યાંથી જડયું?' 'શોધતાં શોધતાં. ક્યમ સૌ સારાં છો ને?' બાજુમાં ઊભેલી અણદર સામે જોઈ પૂછ્યું.

'હા, અમને શા પથરા પડવાના હતા, તારા બાપા ...'

'મને રામશંગે વાત કરી' જેસો ઊંધું ઘાલીને ગુલાબસિંગને સંભારતો ઘડીભર ઊભો રહ્યો.

'લે હેંડ ખાવા. ક્યાં ખાધું'તું?'

'ક્યાંઈ નઈ'

'હેંડ તારે, ઉતાર કોટ.'

જેસાએ કોટ ઉતાર્યો. પાટલૂન ઊંચું લઈને પગ ધોયા વિના ખાવા બેઠો: 'આવ દુલભાઈ, કાશીબાંન' બન્ને આવ્યાં. ચારે જણ જેસાની સામે જોઈ રહ્યાં છે. જોતાં ધરાતાં જ નથી. હરખાબાઈ છાયલને છેડે થાળી લૂછતાં બોલી, 'સારો છો ને, બા?'

'હા.'

'વઉ, પેલી ગોદડીમાંથી ચીંથરું તાણીને વાટ વણો ને કોડિયામાં ઘીનો દીવો કરો. મા ખોડિયારની રખ્યા છે મારા જેહલાને. એટલો દૂબળો પડી જ્યો છે!'

જેસાને બધું યાદ આવ્યું. ઊંડો ઊતરી ગયો. બાપા બહાર બેઠા હૂકો પીતા હોય, અણદર રોટલા ઘડતી હોય, હરખાબાઈ ને કાશી દળતાં હોય, પોતે ને દુલો ખાવા બેઠા હોય: એ પણ દા'ડા હતા, જેસો મનમાં બોલ્યો.

'લે ખાવા લાગ, બેઠી ચ્યમ રયો છે?'

'મથુરકાકા ક્યાં છે?'

'જોડે. જા દુલિયા, બોલાય.'

દુલાના હાથમાં બટકું હતું. જેસો ખાય એની રાહ જોતો હતો. તે એમ ને એમ દોડયો. હરખાબાઈએ કહ્યું 'અઈં આય. ધીરે રહીને કાંનમાં કે'જે કે ભઈ આયા છે.'

બે મિનિટમાં મથુરશંગ દોડયો આવ્યો. જેસો ઊઠીને ભેટી પડયો. મથુર જેસાની સામે જોઈ રહ્યો.

'આમ એકદમ ક્યાંથી?'

'સૌને મળવા આયો.'

'સારું કર્યું. તારી મા તને ઘડી વીહરતાં નહિ. વઉને ય હવે ઠીક નહિ રે'તું. સારું કર્યું આયો. તારા બાપાને તો કોઈ રીતે સારું ના થ્યું. ઘાએ બઉ ઉપાય કર્યા. પણ ના મટ્યું.'

'પરમેશરની મરજી'

'હા, બીજું શું'

વળી પાછી ગમગીની ફેલાઈ ગઈ.

તમે ય મથુરભાઈ, જેહા સાથે ખાવા બેહો.'

'મેં ખઈ લીધું, આજ ભજિયાં લાયો'તો. સા ને ભજ્યાં ખાધાં.,

'સારું, તારે જેહલા બેશ તું.'

'કાકા, હેંડો થોડું જે ભાવે એ' જેસાએ કાંડું ઝાલીને મથુરને બેસાડ્યો. બન્ને એક બીજા સામે જોતા ખાવા લાગ્યા. શી વાતો કરવી તે સૂઝતું નથી. હૈયું ભરાઈ ગયું છે.

'ચે પા, હતો જેહલા ?'

જંબુસર-ખંભાત ભણી'

'તાં ચ્યાં નેહર્યો ?'

'એક ફેરે તો અઈ ભરૂચ સુધી આઈ જ્યો તો.'

અઈ કોઈ ને ખબેર નહિ ને ?'

'ના, ના.'

'હવે આ મશલમાની ટોપું ના ઘાલીશ.'

જેસાએ હરખાબાઈની સૂચના આંખ ઢાળીને કબૂલી લીધી. પછી મથુરને પૂછ્યું' તમે તો વડદરા તરફ સાંભળ્યા'તા ને ?'

'જ્યા'તા. ઘેરથી નેહર્યા તે શીધા વડદરે જ્યા. પણ તાં આપણું કાંણ હોય ? હું, તારી કાશી, ચાર છોકરાં, તારી બા, તારી વઉ, કાશલી ને દુલિયો એ શરધશ્ઘ લઈને બે દા'ડા ભટક્યો. આખો દન

ભટકતાં ને રાતે શડક પર પડી રે'તાં, વાઘરાંની પેઠ જ તો.' કહીને મથુર હસ્યો.

'પછી અંઈ ક્યારે આયા ?'

'તાં ખબેર આયા કે પલનું કામ નેકર્યું છે. મજૂરની જરૂર છે. એટલે ગાડીએ બેસીને આઈ જ્યાં'

'ટીકટના પૈશા હતા ?'

'ટીકસ વગર. એક વાર તો વચ્ચે મીયાંગામ–કરજણે ઉતારી કાઢેલાં. ટીકસશેકરનો શા'બ આયલો. મોટા ભડથા જેવો હતો. તારી વઉને ધબ્બો માર્યો, બચારી પડતી પડતી રઈ.'

'હેંડતાં આવવું'તું ને !' જેસાનું મગજ તપી ગયું.

'તાંથી હેંડતાં આયાં.' મથુરે હરખાબાઈ સામે જોઈ આંખ મીંચી.

ત્યાં એક ધ્યાનથી સાંભળતો દુલો વચ્ચે બોલી ઊઠ્યો, 'ના કાકા, પછી એક ટેશન હેંડયાં ને પાછાં બેહી જ્યાં.'

'હા સાચે' મથુરે કબૂલ કર્યું.

જેસાના મગજમાં તો અણહરનો ધબ્બો મારતો ટીકીટચેકર દેખાઈ રહ્યો હતો. એનું ધ્યાન પાછલી વાતમાં ન હતું. મનમાં બોલ્યો, 'સાલાઓને એક વાર સીધા કરવા જોઈ. પેલા મહરાજ કેતા'તા એમ રૈયતનું રાજ્ય થાય તો એવાને તો પકડી પકડીને જેલમાં જ બેસી દઈએ.' થોડી વારે પાવર ઊતર્યો એટલે પૂછયું, 'અંઈ ચેટલી મજૂરી આલે છે ?'

'રોજની મજૂરી નઈ. આઠ દનનો પગાર સૂકવે.'

'ચેટલો પગાર ?'

'જેવું કામ. જોખમનાં કામમેં ઝાઝા આલે છે. આપણે તો સાદાં કામમાં છીએ એટલે ત્રણ રૂપિયા આલે છે. કાશી ને દુલિયાને અર્ધો.'

'એય આવે છે કે?' જેસાએ દુલા સામે જોયું. દુલો ગરવુંમોં કરીને નીચે જોઈ ગયો.

'ભણવા નહિ જતો?'

'ભણશે પછી.'

જમી ઊઠયા. મથુરે કહ્યું, 'હેંડ તારી કાચી પાહે.'

જેસાએ કોટના ખીસામાંથી હાથી છાપની સિગારેટ કાઢી. 'લ્યો કાકા!' પેટી ઉઘાડીને સામો ધરી.

'અંઈ આયા કેડે કોઈ કોઈ વાર હુંય તલપ ચડી આવે તારે ધોળી બીડી પીઉં છું' મથુરે કહ્યું.

'બા, આ કોટ તું જરા સાચવીને મૂકજે.'

'સારું, લાવ મારી પાહે.'

મથુર ને જેસો સિગાર સળગાવી બહાર નીકળ્યા.

'અંઈ તારે કોઈ રીતની બીક નહિ, જેહાભઈ, આખી ચાલીમાં આપણુ જ રાજ છે.'

'એમ?'

'હા. આમાં સૌ ટોપલિયાં રે'છે. હું એમનો મકાદમ છું.'

બંને જણ વાત કરતા મથુરની ઓરડીમાં ગયા. કાશી ને દુલો પાછળ ગયાં.

હરખાબાઈએ છેલ્લો રોટલો ઉતારી, હાથ ધોતાં કહ્યું, 'હેંડો વઉ.'

અણુદરને ભૂખ ન હતી, જેસાને જોતાં જાણે એનું પેટ ભરાઈ ગયું હતું. અનેક વિચારોથી મગજ ભરાઈ ગયું હતું. ભૂતકાળનાં કડવાં-મીઠાં સ્મરણોથી એનું દિલ ઊભરાઈ રહ્યું હતું. ભવિષ્યની અનેક કલ્પનાઓ એના હૈયાને ઉછાળી રહી હતી.

'હેંડો જોઈ.' હરખાબાઈ ભાણું પીરસતાં ફરી બોલી.

અણદર હાથનો ટેકો લઈને ઊઠી. ‘ મને ભૂખ નહિ, બા. ’

‘ જે ભાવે તે થોડું. ’

બન્ને જમ્યાં.

અણદર માટે મારવાડી પાસેથી મુંજ ભરેલો એક કુંભારિયો ખાટલો લીધો હતો. એ જેસા માટે ઓસરીમાં ઢાળ્યો. ઉપર ચીંથરાં નીકળેલી ગોદડી પાથરી. ઘરમાં જઈને અણદરે ખીંટીએથી પોટલી ઉતારી. અંદરથી ગુલાબી સાલ્લો કાઢ્યો. આગલા અઠવાડિયાના પગારમાંથી કરેલ એ પહેલી ખરીદી હતી. ગોદડી ઉપર સાલ્લો ઓછાડ્યો. ઓછાડતાં અનેક ભાવો ઊઠીને અંતરમાં પાછા વળ્યા.

ઓશીકે મૂકવા અંદરથી કોટ લઈ આવી. વજન લાગતાં ખીસામાં હાથ નાંખ્યો. અંદરના ખીસામાં તમંચો હતો. કાઢીને જોયો.

‘ હજી બારવટું કરતા હશે ? ’ અણદર બબડી. ‘ હવે તો આ પાપમાંથી છૂટે તો સારું. ’

બીજા ખીસામાં હાથ નાંખતાં અંદરથી કાગળે વીંટેલી નોટો નીકળી. ઉખેળીને ગણી, છ હતી–‘ ચેટલા ચેટલાની હશે ? ગણીને મૂકી હશે ? એક રાખી લઉં ખાનગી વાપરવા ? ના. ના. આ બધી મારી જ છે ને ? ’ નોટો પાછી સંકેલીને મૂકી દીધી. કોટ ઓશીકે મૂક્યો.

હરખાબાઈ ચૂલો ઠારીને ઊઠી. જુએ તો કોટ નહિ.

‘ વઉ, ઓ વઉ ! ’

‘ ચ્યમ ? ’

‘ કોટ ચ્યાં જ્યો ? ’

‘ અઈં ઓશીકે મેલ્યો છ. ’

‘ લાય મારી પાહે. સાચવીને મેલવાનો છે. ’ હરખાબાઈને

ખબર ન હતી કે અંદર શું છે. પણ જેસાએ કહ્યું એટલે સાચવવો જોઈએ ને. જાળવીને જૂની પતરાની પેટીમાં મૂક્યો. તાળું માર્યું.

'હવે બોલાય જેહલાને, થાક્યો પાક્યો સૂઈ જાય.'

જેસો આવ્યો, મોડી રાત સુધી સૌએ એકઠા બેસીને સુખ-દુ:ખની વાતો કર્યા કરી.

## ૩૮

ચોથે દિવસે મથુરશગે આવીને ખુશ-ખબર આપ્યા. 'જેહા, અણદર વઉને બદલે કાલથી તારે આવવાનું. મોટા મકરદમે હા પાડ્યું.'

'બઉ સારું થ્યું.' હરખાબાઈ સહર્ષ બોલી.

અણદરે સંતોષનો શ્વાસ મૂક્યો. નીચું જોઈને મોં મરકાવ્યું.

પણ જેસાના ચહેરા પરની ઉદાસીનતા ન હટી. એ ઊંડું મંથન અનુભવી રહ્યો છે: 'આઠ દા'ડામાં પાછા જવાનું એ ચ્યમ કેમ ફરે? જેહલો જમાદાર ઘરને ખૂણે કેમ ભરાઈ રહે? શરકારને ને વાણિયાને જેર કરવાના મનસુબા શું પાણીમાં જાય? રૂપલો ને બીજા સાથીદારોને પછી શું મોં દેખાડવું અને કોઈવાર પેલા નરભેરામ મહરાજ એકઠા થાય તો? બારૈયાને સુખી કર્યા વગર જેહલો ઘરમાં ના ભરાય.' વિચાર કરે છે ત્યાં સામે બેઠેલી અણદર પર નજર પડી.

મન ફર્યું. 'પછી આની બચારીની શી દશા? હવે એનાથી કામ થોડું જ થઈ શકે તેમ છ? અને ઘરડી બા કેટલુંક તાણે? વળી બાપા નહિ, ભયો હજી નાનો છે. શું કરવું?'

જેસો મૂંઝાયો. થોડી વારે વિચાર આવ્યો. ‘ચાર છ મહિના રહી જાઉં. આવાં આને ય ઠીક રહે, મારું શરીરે ય ઠીક થઈ જાય. મહરાજ ક્યાં રાહ જોઈને બેઠા છે? રૂપલાને સંદેહો કહેવરાવી દઈશ. હવે આવાં આને અદ્ધર ના લટકાવાય.’

ઊંડા વિચારમાં ડૂબેલો જોઈને જેસાને હરખાબાઈએ કહ્યું,

‘લે હવે બઉ વચાર ના કરીએ. હા પાડી દે જોઈ.’

‘કાલથી હું આવીશ કાકા.’ જેસાએ નિશ્વાસ મૂક્યો.

‘હવે ઠીક.’ મથુરશંગ રાજી થઈને પોતાને ઘેર ગયો.

હરખાબાઈ રાંધવા બેઠી.

પેટની સખત પીડાને સહન કરતી હોય તેમ અણુદર ભીંતને ટેકે બેઠી હતી. હરખાબાઈએ એની સામે જોયું. ‘કેમ વઉ, શું થાય છે?’

‘કશું નઈ.’

‘સૂઈ જવું છે? ખાટલો ઢાળી આલું?’

‘ના ના.’ કહીને અણુદર ત્યાંને ત્યાં સૂઈ ગઈ. આજનું કામ એને બહુ વસમું લાગ્યું હતું.

‘હું ન’તી કે’તી આજ ના આઈશ. પણ માને નઇ ને!’ હરખાબાઇએ કહ્યું.

જેસો દુઃખભરી નજરે જોઈ રહ્યો. ‘સૂવું હોય તો સુઈ જાઓ.’ કહીને જેસો મથુરને ઘેર ગયો.

બીજે દિવસે સવારે જેસો મજૂરીએ ગયો. ઘણા વખતથી કામે ગયેલો ન હોઇ પહેલે દિવસે જરા આકરું લાગ્યું. પણ બે ને ત્રણ દિવસ થતાં ટેવાઈ ગયો. જેસાનું કામ જોઈ મોટા મુકાદમે એને પુલ ઉપર મોકલ્યો. એ કામ પણ જેસાને બરાબર ફાવી ગયું.

ચોથે દિવસે સાંજે જેસો કામ ઉપરથી પાછો ફર્યો. હરખાબાઈ વગેરે કામ કરતાં ત્યાં અટકયો. મથુરને એકલો જોઈ પૂછયું, 'ચ્યમ સૌ ચ્યાં જ્યાં?'

'આજ વઉને ઠીક ન'તું તે વેલાં ઘેર જ્યાં.'

જેસો ઉતાવળે ઘર તરફ આવ્યો. મથુર સાથે છે એનો ખ્યાલ ન રહ્યો.

આવીને જુએ તો બારણું બંધ છે. ઓસરીમાં બેઠો. અંદર કાશીએ માને કહ્યું, 'મોટાભાઈ આયા.'

'જા ખબેર આપ.'

કાશી સહેજ બારણું ઉઘાડીને બહાર આવી. 'મોટાભાઈ,' હસીને બોલી.

'ચ્યમ?' જેસાની આંખો હસી.

'મને શું આલશો?'

'તું માગીશ એ'

'અમને એક નવી ઓઢણી લઈ આલજો.'

'સારું.'

અટકળે સમજી ગયો હતો છતાં જેસો સાંભળવા આતુર બન્યો. કાશીએ કહ્યું, 'મારી ભાભીને છોકરો આયો.' વધામણી આપીને કાશી પાછી ચાલી ગઈ.

જેસાનું અંતર નાચવા લાગ્યું. કેવો હશે છોકરો? કોના જેવો હશે? સરકારનો મોટો બારવટિયો થવાનો? અનેક મનસૂબા ઘડતો બેઠો.

મથુરે આવીને પૂછ્યું, 'કેમ શું આવ્યું?'

જેસો નીચું જોઈ ગયો. અંદરથી કાશી બોલી. 'છોકરો આયો, કાકા.'

'સારું સારું.'

બન્ને ઘરમાં આનંદ છવાઈ ગયો.

× × ×

પંદર દિવસ ખાટલે રહીને અણુદર સોળમે દિવસે કામે આવવા તૈયાર થઈ. જેસાએ કહ્યું 'હજી થોડા દા'ડા પછી કામ આવે તો'બા.'

'હું ક્યાં ના કઉં છું.'

'પણ મને સૂઈ રે'વું ગમે ના. સૂતાં સૂતાં હાડકાં ભાજી જાય, પછી શરીર ના વળે, બા.'

'તો છો આવતી.'

ચા ને ગાંઠિયાનો નાસ્તો કરી સૌ કામે ચાલ્યાં. પંદર દિવસના છોકરાને ઝોળીમાં પાછળ બાંધી લીધો. કમાણી વધવા લાગી.

પહેલાં પગાર આવે એટલે હરખાબાઈ અઠવાડિયાનો હિસાબ કરતી. વધારાના પૈસા સાચવી રાખતી. જેસાના રૂપિયા પણ સાચવી રાખ્યા છે. પણ જેસો આવ્યા પછી હિસાબ રહેતો નથી. ક્યાં વપરાય છે ને કેટલા વપરાય છે, એની કશી ગમ પડતી નથી. કોઈવાર હરખાબાઈ મનમાં ગણગણે છે 'જેસાનો હાથ બહુ છુટ્ટો છે' પણ જેસાને માઠું લાગશે એ બીકે મોંએ ચડીને કહેતી નથી.

જેસાને એકવાર વિચાર આવ્યો, આકાશમાં ખાલી વાદળાં આવે ને વહ્યાં જાય એવો ઊડતો વિચાર આવ્યો. 'રૂપલાને સંદેશો પોકડાવબો રહી ગ્યો. અને મહરાજના ખબેર કઢાવ્યા નઈ હજી. પણ રૂપલો ક્યાં હશે અતારે? ક્યાંક આડો અવળો નેકરી ગ્યો હશે. એને થયું હશે, 'જેહલો પકડાઈ ગ્યો હશે.' હવે તો ચાર છ મહિને દેશમાં જઈશું તારે ખબેર કઢાવશું ને મહરાજને ગોકળિયે તેડાવશું. તાંથી સૌ સાથે નેકરી જશું.'

અણુદર કામે ચડયા પછી પહેલો શનિવાર આવ્યો. સૌનો

પગાર લઈને ઘેર આવતાં જેસો બે ત્રણ દોસ્તો સાથે શહેર તરફ ચાલ્યો. મનમાં વિચાર કરતો જાય છે. 'આજ ચેટલે દા'ડે મળશે ? ખરો ટેશ આવે છ. બાને કશી ગમ નહિ. બૈરાંને અક્કલ હોય તો જોઈ શું ? કે છે સાએ હાડકાં ગળી જાય.'

વાતો કરતા ચાલ્યા. સીધા પીઠામાં જઈ ને બેઠા. છોકરો આવીને પ્યાલા મૂકી ગયો. એક બીજા સામે જોઈને માંડયા પીવા. સામેથી બે ચાર માણસો જોઈ રહ્યા છે. પીઠામાં પારસી દુકાનદાર ને છોકરો ઘોડા પર બાટલા ગોઠવે છે.

જેસાની ટોળીએ બે ત્રણ પ્યાલીઓ ચડાવી. પૈસા આપીને ચાલતા થયા. રસ્તામાં ટોળ કરતા, છાકટા બનીને ગામમાં ગયા. એક મોટી હોટલમાં પેઠા. 'ચલાઓ, ગ્રામોફોન લગાઓ.' એક જણ ખુરશી પર બેસતાં બોલ્યો.

'દો પાઉ સુતરફેણી આને દો.'

ખાતાં ખાતાં ટોળ ચાલુ જ રહ્યો. ખાઈપીને બહાર નીકળ્યા. જેસો આખો રૂપિયો આપીને નીચે ઊતર્યો. સીધા સીનેમા થીએટર પાસે ગયા. વખત થતાં ફર્સ્ટ કલાસની. ટીકીટો લઈ ચારે જણા અંદર પેઠા.

સીનેમામાંથી છૂટયા ત્યાં સુધીમાં થોડો નશો ઊતર્યો હતો. પાછા જતાં વિચાર આવ્યો. 'હવે પાછા આઠ દા'ડા સુધી ચ્યાં પાછા આવવું છ ?'

'નહિ યાર હવે ઊંઘ આવે છ.' એક જણે વિરોધ કર્યો.

'ચલ ચલ ઊંઘવાલી.' જેસો સૌને ફરી પીઠામાં ઘસડી ગયો.

સૌ બેઠા. એક બે પ્યાલીઓ ચડાવી. નશો તાજો થયો. મૂછે વળ દઈને જેસો બોલ્યો.

'જેહાભઈ જમાદાર, દુનિયાકા બાદશા, અંગરેજ, ગાયકવાડ,

સબ બીતા ફરે. બડા રાજા જેહલા જમાદાર.' એલફેલ બોલતા પૈસા આપી ઊઠ્યા.

ઝૂંપડાનગર તરફ ચાલ્યા.

પીઠામાં બેઠેલો એક માણસ ઊઠીને એમની પાછળ ચાલ્યો.

થોડેક સુધી પાછળ ગયો. મનમાં અનેક કલ્પનાઓ આવીને પસાર થઈ ગઈ. જ્યારે ચારે જણ ઝૂંપડાઓ તરફ વળ્યા ત્યારે 'યે તો સાલા કોઈ મવાલી મજૂર હૈ.' કહીને જાસૂસ પાછો ફર્યો.

જેસો ઘર આવતાં અટક્યો. બહાર ઓસરીમાં હમેશની માફક ખાટલો તૈયાર હતો. જેસો ઉપર ચડીને પથારીમાં પડ્યો.

મધરાત સુધી જેસાની રાહ જોઈને હરખાબાઈ સૂતી હતી. બાળક રડવા લાગ્યું એટલે જાગી ગઈ. ઊઠીને બહાર આવી. જોયું તો જેસો સૂતો છે. ઉપર છાપરા સામે એકી ટશે જોઈ રહ્યો છે. હાથના હાવભાવ કરતો હોઠ ફફડાવતો કશું લવતો જાય છે. એક પગ થોડો થોડો હલાવે છે. હરખાબાઈને ધ્રાસ્કો પડ્યો. એણે આ ચાલીમાં આવ્યા પછી ઘણાયને દારૂ પીને આવાં ગાંડાં કાઢતા જોયા હતા.

એણે નજીક આવીને કહ્યું. 'જેહલા.'

જેસો બોલ્યો નહિ. ફરી કહ્યું. 'જેહલા.'

જેસો એકદમ બેઠો થઈ ગયો. લાલઘૂમ આંખો, વીખરાયેલ વાળ, બિહામણો ચહેરો. મા સામે તાકી રહ્યો: જાણે જેસો જ નહિ.

'ક્યા હૈ? કૌન હૈ તુમ?' જોરથી જેસાએ બૂમ મારી.

અંદર અણદર જાગી ગઈ. બહાર દોડી આવી. હરખાબાઈએ બાજુમાં બેસી માથે હાથ ફેરવ્યો. હેતથી ધીમે સાદે પૂછ્યું. 'શું થયું છે જેહલા, તને.'

'કિસકો? ક્યા બાત હૈ?'

'પગારના પૈસા ક્યાં છે?' કહીને હરખાબાઈએ ખીસામાં હાથ નાંખ્યો. ત્યાં જેસાએ હરખાબાઈને તમાચો ખેંચી કાઢ્યો.

'સાલી.'

અણુદરે હાથ પકડી લીધો. કોઈ જાગી ઊઠશે એની બીકમાં એણે જેસાને ઘરમાં લઈ જવા ખેંચ્યો.

'અરેરે આ લત ક્યાંથી લાગી?' હરખાબાઈ જેસાની પીઠે હાથ પંપાળવા લાગી. 'કોક હરામનાએ મારા જેહલાને આ લતે ચડાવ્યો છે.'

અણુદરે એક હાથે જેસાને ખભામાંથી પકડ્યો. બીજા હાથે બારણું ઉઘાડવા માંડ્યું. જેસો લથડિયાં ખાતો બહાર રહેવા જોર કરતો હતો. અણુદરે વધારે જોર કર્યું. એવો જ જેસાએ એને ધક્કો માર્યો. અણુદર વચ્ચે પડી ગઈ.

'શું થયું વઉ?' હરખાબાઈ બોલી ઊઠી.

અણુદરના હોઠમાં સહેજ દાંત પેસી ગયો હતો, લોહી નીકળ્યું હતું.

'લોઈ નેકર્યું?' હરખાબાઈ રીસભરી જેસા તરફ ફરી.

'મૂઆ, ભાંન ક્યાં બરી જ્યું?' જેસાને ફરીથી પકડીને ખાટલામાં બેસાડ્યો. જેસો લવતો બબડતો સૂઈ ગયો.

અણુદર ઊઠીને હોઠ દબાવતી બેઠી હતી. હરખાબાઈએ ઘરમાં જઈને દીવો કર્યો. કાશી જાગી ગઈ. 'શું થ્યું બા?'

'કશું નઈ. સૂઈ જા.'

કાશી પથારીમાં બેસી રહી. હરખાબાઈએ ગોદડીમાંથી ચીંથરું ફાડ્યું: અણુદરનો હાથ પકડી રાખ્યો. બાળીને હોઠે ચાંપી દીધું. 'વોય વોય.' કરતી અણુદર રડી પડી.

'હ્યો ઊઠો હવે, સૂઈ જાઓ. છોકરાને ધવરાવો. સવારે પૈશાનું પૂછીશું.'

'પૂછીને શું? બધા ય વાવરી નાંખ્યા લાગે છે.'

'એવો એ ધનિયો ને પૂંજિયો લઈ જ્યા હશે. મને આ શે'ર ગમતાં જ નહિ. મૂઆ છાકટા થઈને જે આવે એ ઉડાડી દે ને ઘેર આવીને મા બાંન ભાળ્યા વન્યા ઢીમે. એના કરતાં ગોકળિયામાં ભૂછ્યાં મરતાં સારાં હતાં. તારે ને મથુરિયાને બઉ હરખ હતો. સા પીશું ને ગાંડિયા ખઈશું, તાવડી વાજું સાંભળીશું ને રેલગાડીમાં બેસીશું, બોટરમાં બેસીશું ને બંગલા જોઈશું. જુઓ બધું! ચેવો ડાયો જેહલો. કોઈ દા'ડો મારી સામે તાંણીને બોલે નઈ. તારા સસરા કંઈ કે' તો એમને સૌ ધમકાવે. આજ એમની દેય નઈ તારે જ ને! બે ડફણાં મારીને સરખો ના કરે?' હરખાબાઈની આંખમાં આંસુ આવી ગયાં.

અણુદર પરાણે બોલી. 'હશે. હવે બઉ વલોપાત ના કરશો. સવારમાં ઠીક જઈ જશે. મને કંઈ એવું વાજ્યું નહિ.'

સવાર સુધી હરખાબાઈ ને અણુદરે વલોપાત કર્યાં કર્યો.

## ૩૯

**સવારના** નવ વાગ્યા તોય જેસો સૂતો હતો. મથુરશંગ ગામમાં જવા તૈયાર થઈને નીકળ્યો. 'ચ્યમ જેહાભાઈ સૂતા છે?'

'આજ ઠીક નહિ' હરખાબાઈએ કહ્યું.

'શું થયું છે જેહલા?' મથુરે ઓઢવાનું ઊંચું કર્યું.

જેસો બેઠો થઈ ગયો. આંખ ચોળીને ચોમેર જોયું. આળસ મરડીને બગાસું ખાધું: 'આજ બઉ મોડું થઈ જ્યું.'

'લે ગામમાં આવવું છે ને? હેંડ.'

'હેંડો, આવું છું.' જેસો ઊઠીને ઘરમાં ગયો.

હરખાબાઈએ બહાર નીકળીને અણદરને કહ્યું. 'વઉ, તમે જેહાને સા ને નાસ્તો આલજો. તમારે આવવું હોય તો તમે ય એની સાથે આવજો. કાશી, દુલિયા, તમે શું કામે આવો છો ?'

'ના, અમે આઈશું.'

'હેંડો મરો. અણદરવઉ, તમે હરગોવન મોદીનું હાટ દીઠું છે ને ? તાં એકઠાં થજો. અને...' હરખાબાઈ પાસે આવી. કાનમાં કહ્યું, 'ફોસલાવીને પૈશા લઈ લેજો. સાથે લેતાં આવજો જેટલા હોય એટલા.'

હરખાબાઈ મથુર સાથે ગામમાં ચાલ્યા.

જેસાએ પાણી લાવી મોં ધોયું. અણદરે પથારી ઉપાડી. જેસો મોં લૂછી ઘરમાં આવ્યો. બેઠો. અણદરે ચા ને પાઉંના બે ટુકડા આપ્યા. જેસો મૂંગો મૂંગો કશાક વિચારમાં ખાવા લાગ્યો. અણદર સામું જોઈ રહી. રાતનો આખો પ્રસંગ એની નજર સામે તરતો હતો. 'અતારે ડાહ્યા ડમરા થઈ જ્યા છ. રાતે ચેવા થઈ જ્યાતા' મનમાં અણદર બબડી.

થોડીવારે જેસાએ અણદર સામે જોયું. અણદર નીચું જોઈ ગઈ. જેસાની નજર અણદરના હોઠ ઉપર પડી. કુટેવની કાળી નિશાની જેવું કાળું રૂ હોઠે ચોંટયું હતું. જેસાએ પૂછ્યું. 'હોઠે શું થયું ?'

'કશું નઈ. જરા વાગી જયું.'

'ચ્યમ કરતાં હોઠે વાજ્યું ?'

'ઘરનાં માણસ ગાંડાં થાય તારે હોઠે શું માથામાં ય લોઈ નેકરે.''

જેસાને કંઈક યાદ આવવા લાગ્યું. પોતે પીઠામાં ગયેલો તે યાદ આવ્યું. ચા મૂકીને ઊઠયો. કોટના ખીસામાં જોયું. ફક્ત પાંચની એક નોટ હતી.

'આમાંથી કોઈએ પૈસા લીધા છે ?'

'કોણ લે ? કાલ તમે તાં તમારા સગાઓને લઈ ને જ્યાતા ને ?' જેસો સમજી ગયો. મનમાં પસ્તાવા લાગ્યો. અણદરે પશ્ચાતાપની

રેખાઓ દીઠી. લાગ જોઈ આખી વાત આકરી ભાષામાં કહી સંભળાવી. પછી બોલી.

'મને લોઈ નેકર્યું એનું કાંઈ નઈ. પણ બાને થાપોટ મારી એ ચેવું કેવાય? તો ય બા બચારાં તમારી પીઠ પંપાંરતાં'તાં.'

જેસો વધારે પસ્તાયો. 'મનમાં હતું કે હવે છૂટી જયો છે. પણ કાલ કોણ જાણે ચ્યાંથી ચાળો ઊપડચો. એટલી વેળા મનમાં નક્કી કર્યું નઈ પીઉં, સોમલો કે'તો કોક વાર આમાં તું મરી જઈશ ને બીજાને મારીશ. એ વાત સાચી.' ચાનો પ્યાલો હાથમાં રહી ગયો. થોડી વારે વળી સાંભર્યું. 'અને પેલા નરભેરામ મહરાજ કેતા'તાઃ દારૂ સામેય બા'રવટું છેડવાનું, વઉને મારવા સામે ય છેડવાનું. શું કરું તો ફરી આ ફાંહલામાં ના પડાય? પૈસા હતા એટલે જયો. બસ. હવે બાને કહીશ તે પગાર લઈ આવશે.' મન સાથે અનેક ગાંઠો વાળતો ઊઠચો.

'લે હેંડ. તેં નાસ્તો કર્યો?'

'મારું મોં ઊઘડે તારે કરું ને? સા પીધો' વાસણ એકઠાં કરીને અણુદર ઊઠી.

જેસાએ સિગાર સળગાવી. છોકરા સામે જોઈ રહ્યો. મગની ફરેલી શીંગો જેવી હાથની આંગળીઓ ને પગુડીઓ ઉછાળતો હસે છે. જેસાએ દીવાસળી બહાર ફેંકીને છોકરાને તેડચો. 'અણુદર અશલ તારા જેવું મોં છે.'

'મારા જેવું તો કંઈ નહિ' બોલતાં એની મનની ઉદાસીનતા ચાલી ગઈ છતાં મનનો ઊભરો ઠાલવવાનો લાગ જોઈ મોં ભારે રાખીને બોલી, 'બા કેતાં'તાં કે આમ જેહલો બગડી જશે. બોર બોર જેવાં આંસવાં પાડતાં'તાં.'

'પણ હવે હું એપા' જવાનો જ નઈ ને'

'તો ઠીક છે નઈતર મારું ય મન ઊઠી જયું છે.'

'તારું મન ચેવું છે એ હું જાણું છું. જો તો ખરી આપણે એક

વરહમાં બસેં ત્રણસેં રૂપિયા એકઠા કરી લેવા છે. સૂરતમાં એક મિલ થવાની છે એમાં દાખલ થઈ જઈશું.'

'સાચું કો' છો?'

'હા હા. પૂંજિયો કે'તો 'તો'

'એ તો મૂઓ જુઠ્ઠો છે.'

'તારા સમ કે'તોતો. પણ અણદર, સાચું કે'જે. હૈયેથી. હોઠેથી નઈ. તને શે'રમાં ગમે કે ગામડામાં?'

'મને તો શે'ર ગમે છે.'

'બસ તારે આપણા બેયનો એકમત થ્યો છે.'

'હેંડો હવે નેંકરો. પછી બા વાટ જોશે.'

'હેંડો' બન્ને બારણું બંધ કરી બહાર નીકળ્યાં.

અર્ધી સિગારેટ ફેંકી દઈને જેસાએ ચલાવ્યું 'અણદર, મને ગમે તો ગામડાંમાં પણ હવે જવાય ક્યમ કરીને? જઉં તો પકડઈ જઉં. નહિ તો—લીલાં કચ છેતરાં. સારા મજાના બળદ, ભેંસનાં તાજાં ઘી દૂધ ને છાશ, પણ શે'રમાં એક સુખ બઉ. નઈ હીમની બીક, નઈ રેલની બીક, નઈ દાણની પંચાત, નઈ વાણિયાનાં વ્યાજનો ઉજાગરો. ખરી મજા છે શે'રમેં અણદર!'

'હાસ્તો, આપણને શે'રમેં ગમે.'

'તેં શાનેમા જોયો છે અણદર!'

'ના.'

'તારે તું શું શે'રમાં આઇ? હું કાલ જ્યો'તો. આપણે એક દા'ડો સાથે જઈશું.'

'મારે નહિ આવવું, તમે પાછા પીડે જાઓ.'

'તારા સમ, હવે પીઠ જાય એ બારિયાના પેટનો નઈ. મારી સાસના પેલા મળ્યા એણે ભમાયો.'

'એ તો મૂઆ છે'નારવા છે, તું ચ્યાં એને વાદે ચઢ્યો? પાડોશણો ચેવાં તારાં વખાંણ કરે છે. કાલ સવારે જ રતની 'કેતી 'તી. બઈ, તારા વર જેવું માણસ આપણે નથ દીઠું. બસ નીચી નજર કરીને જ હે'ડવું. શીધે મારગે જવું ને શીધે આવવું.'

'પણ હું તને કહું છું ને હવે એ પા' જઉં તો કે'વું.'

'બસ તો તું કઇશ તાં રેશું.'

બન્ને જણ નિરાંતે આખી જિંદગી કોઈ મોટા શહેરમાં ગાળવાના મનસૂબા કરતાં ગામમાં ચાલ્યાં.

## ૪૦

બીજો શનિવાર આવ્યો. પૂંજો કામ પૂરું કરીને જેસાની રાહ જોતો રસ્તામાં ઊભો રહ્યો. ત્યાં ધનો નીકળ્યો. એને ઊભો રાખ્યો.

જેસો બપોરથી મથામણ કરતો હતો: કામની ધમાલમાં ય એનું ચિત્ત જુદી જગ્યાએ ચોંટ્યું હતું.

'નહિ જવું. આ જ ચોક્કસ નહિ જવું. અણદરને વસન દીધું છે. ચેટલું થ્યું તે દા'ડે! પૈશા જાય, આબરૂ જાય, ફજેતી થાય ને શરીર બાદલું થાય. નહિ જવું આજ નક્કી.'

કામેથી છૂટીને ઘર તરફ ચાલ્યો. મનમાં વિચાર તો એના એ જ આવે છે. 'આજ ચ્યાંથી જવાશે? બાએ પૈશા લઈ લીધા હશે, સારું.'

દૂરથી પૂંજો ને ધનો ઊભેલા દેખાયા. 'પૂંજિયો ઊભો છે. ચોખ્ખી ના સંભળાવી દેવાનો છું. મારે એના જેવા નહિ થવું. એવાનો શંગ કરીને હલકા પડવું.' સહેજ આડો ચાલીને ઉતાવળાં પગલાં ભરવા લાગ્યો.

પૂંજો આડો ફર્યો, 'ચ્યાં ઉતાવરા હેંડ્યા જાઓ છો. ઊભા રો.'

'નહિ આવવું આજ પૂંજિયા!'

'અરે એવું તે હેંડે. એક આઠ દા'ડે આટલી લે'ર કરવાની એમાં શું? આપણે ચ્યાં શેઠિયાની જેમ નત મજા કરવાની છે?'

'પણ મારી કને પઈએ નહિ.'

'અમારી કને છે ને. હેંડ ડાહ્યો થતો. તારા વના લે'ર ના આવે.'

'પણ મેં દારૂનું નીમ લીધું છ.'

'હવે નીમવારો ના દીઠો હોય તો, હેંડ.' પૂંજાએ કાંડું પકડ્યું.

'ના ના' જેસો ના પાડતાં છતાં સાથે ચાલ્યો.

'દારૂ ના પીવો હોય તો કાંઈ નઈ. સીનેમા જોઈને આવતા રેશું.'

'હા, તો હેંડો.'

ત્રણે જણા ચાલ્યા.

સીધા જઈને સીનેમા આગળ પહોંચ્યા. હોટલમાં ચાપાણી પીને બહાર નીકળ્યા. વખત થતાં સીનેમા જોવા ગયા. સીનેમા હતો 'બહાદુર બહારવટિયો.' જેસાને બહુ લહેર પડી. એમાં ય એ બહારવટિયો દારૂ પીને બહાદુરી કરતો હતો એ વાત જેસાના ધ્યાનમાં ખાસ રહી ગઈ.

બહાર નીકળીને પૂંજાએ જેસાને બહારવટિયાની વાતે ચડાવ્યો. પીઠા બાજુ વળ્યા. હા ના કરતાં જેસો પણ ચાલ્યો. પીઠામાં બેઠા ને પ્યાલીઓ હાજર થઈ. જેસાનું મન પાછું પડ્યું.

અણુદર શું કહેશે? બા પાછી રડશે. મનમાં અમડીને કહ્યું, 'નહિ પીવો મારે પૂંજિયા' જેસાએ પ્યાલી બાજુ પર મૂકી.

'લે હવે બહુ થ્યું. ડાયલો ના દીકો હોય તો.'

'હું ખરું કહું છું. નહિ પીવો મારે' જેસો મક્કમતાથી બોલ્યો મનમાં ગણુગણ્યો 'મહરાજે કહેલું, ખરો બારવટિયો દારૂ સામે ય બારવટું છેડે, સીનેમાવાળા સાલા જુઠ્ઠા છ' જેસો ઊભો થયો. પૂંજે ને ધનિયે બાવડે ઝાલીને બેસાડ્યો, 'એક પ્યાલી પી. બસ. એક શું થઈ જવાનું છ?'

'નઈ. એક ય નઈ.'

'તારા બાપાના શોગાન.'

'બાપા પોકી જ્યા સે.'

'તારી માના સમ.'

માના સમ? કેમ ઉથાપાય: જેસો મૂંઝાયો. 'માને ન રડાવવા સારુ તો નીમ કર્યું ને એના સમ ના પાળવા? એક પ્યાલીમાં કશું નહિ થવાનું.' પ્યાલી ઉપાડી એ ગટગટાવી ગયો.

'લે હવે આ એક જ' પૂંજાએ હાથ પકડ્યો.

'બસ હવે નઈ' જેસો કાંડું છોડાવીને ઊભો થઈ ગયો. અને એકદમ મન મજબૂત કરી રસ્તે પડ્યો.

'જેહલા!' પૂંજાએ બૂમ મારી.

સામી ખુરશી પર બેઠેલો માણુસ ચમકયો. એકદમ ટટાર થઈને એણે લાકડી મજબૂત પકડી.

'જેહલા ઊભો રહે' પૂંજાએ ફરી બૂમ મારી. પરાણે ઝાલીને દારૂ પાશે એ બીકે જેસાએ દોટ મૂકી.

જાસૂસ સમજ્યો. પાસે બેઠેલા બે માણસોને ઈશારત કરીને એ જેસાની પાછળ દોડ્યો. જેસો પાછું વાળીને જોયા વિના નાઠો જાય

છે. પાછળ ત્રણ જણા એટલા જ જોસથી દોડયા જાય છે. પૂંજો ને ધનો ટેસથી પ્યાલીઓ ચડાવે છે.

ઝૂંપડાં દૂરથી દેખાયાં એટલે જેસો ધીમો પડયો. 'હવે હરકત નઈં. માંડ છૂટયો.' શ્વાસ મૂકીને પાછળ જોયું. પોલીસ જેવી નેતરની લાકડીઓ લઈને ત્રણ જણા દોડયા આવે છે. જેસો ભડકયો. વીજળીના સબાકાની માફક મગજના તાર ઝણઝણી ઊઠયા. બમણા જોસથી નાઠો. મૂઠીઓ વાળીને દોટ મૂકી. જાસૂસો શિકારીની ઝડપે પાછળ દોડયા.

જેસો ઝૂંપડાં તરફ ન જતાં નદી તરફ ફર્યો. આવે વખતે એનું મગજ અને શરીર વીજળી જેવું કામ આપતાં. જેસો કશો વિચાર કર્યા વિના સીધો જઈને નદીમાં કૂદી પડયો.

મગરની માફક શેલારા દેતો તરવા લાગ્યો. જાસૂસો પણ પાછળ પહેર્યે લૂગડે પડયા. મોટી કીર્તિ ને મોટું ઈનામ લેવા જોર પર આવી ગયા.

રાતના સાડા અગિયારનો સુમાર હતો. નર્મદાનો વિશાળ પટ, ઊંડાં જળ, શાંત પ્રવાહ, કોઈ કોઈ હોડકામાં દીવા ઝબકે છે. આગળ જેસો ને પાછળ ત્રણ જાસૂસો. બન્ને વચ્ચે થોડું અંતર હતું. પાણીમાં પડતાં જ અંતર વધવા લાગ્યું. ખારવાની માફક બન્ને હાથ ઉપાડીને જેસો તીર વેગે આગળ જઈ રહ્યો છે. જ્યાં બારે માસ મગર રહે છે એવો મહીસાગર સેંકડો વાર પાર કરેલો છે.

પણ નર્મદાનો પટ વધારે હતો. અર્ધે પૂરો પહોંચ્યો નહિ ત્યાં થાક લાગવા માંડયો. કોટ કાઢીને કેડે બાંધ્યો. મનમાં ઝપાટાબંધ વિચારો આવ્યે જતા હતા. 'પીઠે ગયો એ જ ભૂલ કરી. હાથે કરીને સપડાયો. સારું થયું એક જ પ્યાલી પીધી. બિચારી બા રાહ જોઈ રહેશે. માનશે કે પીઠે ગયો હશે, અને અણદર ? એને થશે કે ચેવો જુઠાબોલો. પાડોશણ ચેવો ધારશે? પણ આવા આ મને પકડી શકે એમ નહિ. કાલ સવારે પાછો બા કને પોકી જાઉં.'

પાછળ જોયું તો જાસૂસો ખૂબ દૂર રહી ગયા હતા. તરવાનો અવાજ પણ સંભળાતો ન હતો. જેસો ધીમો પડ્યો. 'હવે હરકત નઈ' ધીરે ધીરે આગળ વધ્યો.

'પોલીશ વાંહે પડશે તો પલનું કામ ઘેર ગ્યું. અણદરને સાથે લઈને સૂરત બાજુ નેકરી જઈશું. બા છો અઈ રહે. હું અણદર ને છોકરો જઈશું. છોકરો ચેવો મજાનો છે' વિચારમાં ધીમો પડ્યો. અર્ધો પટ હજી હવે પસાર કર્યો. છતાં જેસાનો આત્મવિશ્વાસ અદ્‌ભુત હતો. એને પાર પહોંચવાની ખાતરી હતી.

પાછળ જાસૂસો દેખાતા પણ બંધ થઈ ગયા હતા. એકસરખી ઝડપે તરતો જેસો સામે કિનારે પહોંચ્યો. રેતીમાં એ ઘડી ઊભો રહ્યો. થાક ખૂબ લાગ્યો હતો. કોટ કેડેથી છોડીને નિચોવ્યો. કોટના ખીસામાં પૈશા ન હતા. બેટરી ન હતી. તમંચો ન હતો. જેસો અફસોસ કરવા લાગ્યો.

થોડી વારે વિચાર આવ્યો. 'પલ ઉપરે થઈને ઝૂંપડે જાઉં. બાને ને સૌને એકઠો થઈને પછી નાહી જાઉં. હવે અમણાં અઈ નઈ રે'વાય. મારે બેટે કોણ જાણે ચ્યાંથી ઓળખી લીધો. પણ હજી સુધી ચ્યમ આયા નઈ?' જેસો તાકી તાકીને જોવા લાગ્યો. નદીમાં દૂર સુધી કોઈ દેખાયું નહિ. 'મારી સાસના પાછા વળી જ્યા લાગે છ. પલ પર રહીને આવવાના, તારે તો હું શીધો જ નાહી જઉં.'

જેસો કોટ હાથમાં રાખીને કાંઠે ચડ્યો. 'ચ્યાં જાઉં?' ચો તરફ નજર ફેરવવા લાગ્યો. રેલ્વે સડક તરફ ન જતાં અંકલેશ્વર જતા મોટા રસ્તા તરફ વળ્યો. થાકયો હતો છતાં ઉતાવળે ચાલ્યો. તદ્દન કિનારે રેતીમાં ન ફાવ્યું એટલે પાસેના બગીચામાં પેઠો. અને વાડ પાસે પાસે દોડતો હોય તેમ ચાલ્યો.

સામી બાજુ છીંડેથી બહાર નીકળી મોટા રસ્તા પર ઊતર્યો. 'હવે હરકત નઈ' છૂટકારાનો દમ મૂકયો. પાછલી બાજુ નજર નાંખીને પાછે દોડવા લાગ્યો. ધીમે દોડ્યો દોડ્યો જાય છે. મનમાં બોલતો

જાય છે, 'સૌનો ભગવાન છે. મારા દીચરા પકડવા આયા. પણ ખબર નહિ કે જેહલો જમાદાર એમ હાથ ના આવે.'

બે ગાઉ નીકળી ગયા પછી ધીમો પડયો. ગાઉ બીજો કાપ્યો, પછી થયું 'હવે મોટો રસ્તો મૂકી દઉં' વિચાર કરીને બાજુની વાડમાં છીંડું પાડીને પેઠો. બે ચાર ખેતર મૂકીને આગળ ગયો.

નજીકમાં એક ઝૂંપડું દીઠું. નાળિયેરીની ભીંતો ને એવું જ છાપરું બનાવ્યું હતું. ઝૂંપડામાં દીવો બળતો હતો. જેસો બાજુમાંથી પસાર થયો. મનમાં થયું 'બે ઘડી બેસું' પણ તરત વિચાર બદલ્યો.

'ના પેલા પાછળ પગલાં દાબતા આવે, છે.' જેસો સીધો ચાલ્યો. ઝૂંપડીની પાછળ થઈને આગળ નીકળ્યો ત્યાં પાછળ કૂતરું ભસવા લાગ્યું.

ઝૂંપડીમાંથી એક બાઈ બહાર આવી. ચારે કોર જોવા લાગી. જેસાને તારાના પ્રકાશમાં ચાલ્યો જતો દીઠો. એણે બૂમ મારી. 'ઓ ભાઈ, કોણ છો?'

જેસો વધારે ઉતાવળો ચાલ્યો.

બાઈએ વધારે ઊંચેથી બૂમ મારી. 'એલા ઓ ભાઈ. ભઈશાબ, આ પા' આવો ને!'

જેસો ઊભો રહી ગયો. ફરીથી અવાજ સાંભળ્યો. પાછો વળીને નજીક આવ્યો. 'ચ્યમ છે?'

'જરા અંદર આવો ને.'

જેસો ઝૂંપડાના બારણામાં ઊભો રહ્યો. દીવાના ઝાંખા પ્રકાશમાં જેસાએ જોયું તો આખું ઘર જાગતું બેઠું હતું. ખાટલામાં આધેડ ઉંમરનો આદમી પાંગતે માથું નાંખીને જેમ તેમ પડ્યો હતો. છોકરાં ઊંઘ ભરી આંખે પથારીમાં બેઠાં હતાં. જેસા સામે છોકરાંએ જોયું. વીંખરાયલા લાંબા વાળ, બિહામણી આંખો, ભીંનાં કપડાં, છોકરાંને બીક લાગી.

જેસાએ અંદર આવીને પૂછ્યું. 'શું થયું છે આમને ? દારૂ પીધો છે ?'

'ના રે ભઈ, દારૂ શું પીશે ?' બાઈએ દુ:ખી અવાજે કહ્યુ 'સાપ કરડ્યો છે.'

જેસો વધારે નજીક આવ્યો. 'ક્યારે કરડ્યો ? કેટલી વાર થઈ ?'

'બહુ વાર નથી થઈ.'

'સાપ ક્યાં ગયો ?'

'કોણ જાણે. બહાર પેશાબ કરવા ગયા 'તા, તાં કરડ્યો. દીવો લઈને જોવા ગયા તાં ક્યાંક ભરાઈ ગયો.'

'ક્યાં પગે કરડ્યો છે ?' જેસો પગ ઉપર બાંધેલા પાટા સામે જોઈ રહ્યો.

બાઈને વિશ્વાસ બેઠો, દીવો ધર્યો. આંગળીથી બતાવ્યું. 'અહીં અંગૂઠાની પાસેની આંગળીએ ડંખ માર્યો છે.'

'ઝેરી લાગે છે નઈતર આટલી વારમાં આવડો ચડે નઈ.'

માણસ લહેરું લેતો હતો, જીભ તૂટતી હતી.

'આટલામાં કોઈ રહેતા નહિ ?'

'ના કોઈ નથી. અમારે આ વાડીનું રખોપું છે તે રઈએ છીએ. ભઈશાબ, આ પાંચ જીવનો આમના ઉપર આધાર છે.'

જેસાનું મગજ ઝપાટાબંધ વિચાર કરવા લાગ્યું. 'પાછળ કોઈ આવતા હશે તો ? પણ બીક સામે ય બહારવટું છેડવાનું છે.' મહારાજનો ચહેરો સામે તરવા લાગ્યો.

'સાંભળ્યું છે. કોઈ વાર કરી નથી જોયું.' જેસો મનમાં બોલ્યો. 'જોઉં ઊતરે તો.' જેસાએ કોટ કાઢ્યો. ફાળિયું બાજુ પર મૂક્યું. બાઈને કહ્યું. 'બાંન, તમે દીવો ઝાલીને ઊભાં રહો હું એમને અંગૂઠે બચકું ભરીને ઝેર ચૂશી જોઉં.'

'તમને ચડશે નઈ?'

'ના. મેં સાંભળ્યું છે એમ ઝેર ઊતરી જાય છે.'

'કરી જુઓ. અમારાં કરમમાં હશે તો ઊતરશે.'

જેસો નીચે બેઠો. અંગૂઠા પાસેની આંગળી પકડીને મોંમાં લીધી. બચકું ભરીને લોહી કાઢ્યું. થૂંકી નાંખ્યું. ફરી મોંમાં લઈને દાંત ભરાવીને ચૂસ્યું. ફરી થૂંકી નાંખ્યું. ઘણી વાર એમ કરીને પછી કહ્યું. 'હવે ભગવાનની મરજી હશે તો ઊતરી જશે. જુઓ પહેલાં લોહી કાળું નેકરતું 'તું. હવે રાતું નેકરે છે. અહીં કંઈ બાંધશો મા. ટપકવા દેજો.' જેસો ઊઠ્યો.

'તમે ક્યાંથી આવ્યા ભાઈ?'

'ભરૂચથી.'

'અતારે ક્યાં જતા'તા આમ?'

એ વખતે મેઘલી રાતે વીજળીનો સબાકો થતાં અજવાશ થઈ જાય એમ ઝૂંપડીમાં વીજળીનો પ્રકાશ થઈને બંધ થઈ ગયો. જેસાએ બારણા તરફ જોયું, ત્યાં ફરી આંખને આંજી નાંખતો વીજળીનો કારમો પ્રકાશ એની ઉપર પડ્યો! બાઈ ને છોકરાં ગભરાઈ ગયાં.

ત્રણે પોલીસ તરતાં થાક્યા. જાણ્યું કે જેસો પાણીમાં પકડાશે નહિ. એટલે ધીમે ધીમે જેસાને આગળ જવા દીધો. પોતે પાછળ પડતા ગયા. અંતર ખૂબ વધી ગયું. ધીરે રહીને પાછા ફર્યા. કિનારે આવીને દોડતા પોલીસથાણે ગયા.

ઈન્સ્પેક્ટરને જગાડ્યા. ટૂંકમાં વાત કરી. પોલીસ ઈન્સ્પેક્ટરની ઊંઘ ઊડી ગઈ. તરતજ તૈયાર થયો. પોલીસોએ કપડાં બદલ્યાં. હથિયાર-બંધ દસ પોલીસ સાથે બહાર પડ્યો.

કિનારે જઈને ખાસ બાંધકામ માટે રાખેલી સ્ટીમલોંચ પાર

ફરી ઊતરીને પગલાં તપાસ્યાં. પુલ સુધી જોઈ લીધું. બેટરીના તીવ્ર પ્રકાશમાં બગીચા તરફ જતાં તાજાં પગલાં જણાયાં. બે પોલીસને કિનારે કિનારે આવવાનું કહી બાકીના બગીચામાં પેઠા. પગલું જોતા સામી બાજુ નીકળ્યા.

મોટા રસ્તા પર બન્ને બાજુ, વાડમાં, ચોમેર જોઈને ખાતરી કરી. 'એ જ પગલાં આ બાજુ જાય છે.' એક જાસૂસ બોલ્યો.

સૌ ઉતાવળા ચાલ્યા. વાડોમાં જોતા, પગલાં બરાબર ધ્યાનમાં રાખતા ઉતાવળા આગળ વધ્યા.

ચારેક ગાઉ કાપ્યા ને પગલાં અદૃશ્ય થયાં. અટકી ગયા. ચોમેર જોયું. છીંડામાં જઈને બંધ થયાં. 'વાડીમાં પેઠો છે એ નક્કી.'

બે પોલીસને સીધા મોટે રસ્તે મોકલી બાકીના વાડમાં પેઠા. ચારે કોર બેટરી ફેંકતા આગળ વધ્યા. આડા અવળા ફરતાં દૂરથી બેટરીના પ્રકાશમાં ઝૂંપડું દેખાયું. બેટરી બંધ કરી ઝૂંપડા નજીક આવ્યા.

ઝાંખા પ્રકાશમાં જેસાને ઊભો ઊભો વાત કરતો જોયો. જાસૂસે ઓળખાવ્યો. 'એ જ ઉઘાડે માથે ઊભો છે તે. પણ સાહેબ જોજો, બહુ જબરો છે. છ બારનો તમંચો રાખે છે.' દબાતે સાદે કહ્યું ને પોતે આગળ ચાલ્યો. 'હરકત નહિ.' પોલીસોને પાછળ રાખી ઇન્સ્પેક્ટર આગળ વધ્યો.

બારણાની બાજુમાં બન્ને બાજુ ચાલતા ધીમે ધીમે છેક ઝૂંપડા પાસે આવી ગયા. બે જણને પડખે રાખ્યા. એકને પાછળ મોકલ્યો. પોતે સામે આવીને હિંમતથી ઇન્સ્પેક્ટરે પ્રકાશ ફેંક્યો.

પ્રકાશ થયો ને બંધ થયો. ફરી જેસાની આંખોમાં પ્રકાશ પડતાં જેસો છલંગ મારીને કૂદ્યો. ઇન્સ્પેક્ટરના હાથમાંથી બેટરી પડી ગઈ ને તમંચો આડો થઈ ગયો. બન્ને જણે સામસામી બાથ ભીડી લીધી.

પણ પાછળથી ને બાજૂમાંથી વકરેલા વાઘ ઉપર શિકારીઓ

તૂટી પડે તેમ બધા પોલીસો એકસામટા તૂટી પડ્યા. ફોજદાર ને જેસો બન્ને ગબડી પડ્યા.

બાઈ તો બહાવરી જ બની ગઈ. છોકરાં રોવા જેવાં થઈ ગયાં, અણધાર્યા હુમલાથી જેસો પછડાઈ પડ્યો. સૌએ સાથે મળીને હાથ-પગ છૂટા કરીને દબાવી રાખ્યો. ફોજદારે ઊભા થઈને છાતી ઉપર પગ મૂક્યો. એને પણ પછાડ લાગી હતી. હાંફતાં હાંફતાં એક બોલ્યો. ‘ બાંધો સાલાને. મારશો નહિ, જીવતો ઝાલી લ્યો. ’

હાથે, પગે, છાતીએ ચોમેર વીંટી લીધો. પછી ઉપરથી ઊઠ્યા. જેસો ભાનમાં હતો. બે જણે ટેકો કર્યો એટલે ઊઠ્યો. ધીરે રહીને જરાય ગભરાટ વિના બોલ્યોઃ

‘ મને તો છો પકડ્યો પણ આ ગરીબ બાઈને હેરાન ના કરશો. ’

‘ કોણ છે એ ? તારાં કોઈ સાથી લાગે છે. ’

‘ ના ગરીબ ખેડૂત છે. એને સાપ કરડ્યો છે. ’

‘ સાપ ? ’

‘ હા. રણછોડરાય કરશે તો બચારો ઊગરી જશે. એને સતાવશો ના. ’

‘ ક્યાંની છો, એ બાઈ ? ’ એક પોલીસે પૂછ્યું.

‘ અહીંનાં ગણેશગઢનાં. ’

‘ આને ઓળખો છો ? ’

‘ ના ભઈશાબ... ’ બાઈ વધારે બોલતાં અચકાઈ ગઈ.

‘ એની કશી જરૂર નથી. ચાલો જલદી. ’

જેસાને મુશ્કેટાટ બાંધીને પોલીસપાર્ટી વિજયનો પરમ આનંદ અનુભવતી પાછી ફરી.

જેસો વિચારમાં ચાલ્યો જાય છે. 'આખરે ઝલાઈ જવાયું. સોમાને આમ જ ઝાલી લીધો હશે. એ સાથે હોત તો મજા પડત. એને જનમટીપ થઈ હશે. મને તો ફાંસીએ જ દેવાના. બાબરિયાને, મીરખાંને, ડાભલાને, ડાહ્યાભાઈ ફોજદારને, સૌને ફાંસી જ થયેલી ને! ખેલ ખલાસ. આ જિંદગી હવે પૂરી થઈ સમજવી. પણ એક જિંદગી બચાવતાં ઝલાયો છું, એટલી નિરાંત છે.'

વિચાર કરતાં નદી આવી.

ફોજદાર અને પોલીસપાર્ટી માટે સ્ટીમલોંચ રાહ જોઈ રહી હતી. આવ્યા કે તરત બેસી ગયા. જેસો પોતાની મેળે ચડી ગયો.

લોંચ ચાલી. ઝગમગતું આકાશ: નર્મદાનાં રમણીય નીર: બન્ને બાજુ મનોરમ કિનારા: દરિયા તરફ જતો વિશાળ પટ: બધું અદ્ભુત હતું. પણ જેસાને મન શ્મશાનવત્ હતું. એના મન આડો કાળનો પડદો પડી ચૂક્યો હતો. બહાદૂર પરગજુ બહારવટિયો મોતના પંજામાં સપડાયો હતો.

અણદર અને નાના બાળક સાથે ઘર કરીને રહેવાના, કાશીને પરણાવવાના, નાના દુલાને ભણાવવાના, એના બધા કોડ અધૂરા રહી ગયા. માતાને તથા સર્વ સ્વજનોને ફરી મળવાના એના મનોરથ જાણે કાળના વિકરાળ મુખમાં વિલિન થઈ ગયા.

એ કાળ કયા ગુના બદલ, કોનો મોકલ્યો આવ્યો હતો, એની એને ખબર ન હતી.

**પંદર** દિવસની અંદર પોલીસે જેસાની વિરુદ્ધની દરેકે દરેક ફરિયાદ પૂરાવા સહિત સરકારી વકીલના હાથમાં સૂપરત કરી. જેસો પકડાયો તેને બીજે દિવસે રાતે હરખાબાઈ તથા મથુરશંગને સહકુટુંબ પકડીને કેદમાં લઈ આવ્યા. પૂંજાને ને ધનિયાને પણ પકડી આણ્યા.

મધરાતે ધરપકડો થઈ ત્યારે આખી ચાલી જાગી ગઈ. જે પાડોશણો સૌનાં મોંફાટ વખાણ કરતી હતી તે જ બોલવા લાગી 'કોણ જાણે ચ્યાંનાં હશે. અને કોને ખબેર ચેવાં ય કાળાં ધોળાં કરીને આયાં હશે. મથુરિયો મોટો મકરદમ થઈને રોફ મારતો'તો. હવે રોફ મારે એની મા ઉપર. અને પેલી હરખાડોશી! એની વઉએ અહીં આઈને છોકરું જણ્યું. ને મહિના દિ'થી દીકરો કરીને કો'ક અજાણ્યા ભાયડાને ઘરમાં રાખેલો. એક રાતે દારૂ પીને આયલો તે સૌને મારેલાં. સારું થયું બાંન, એવાં નપાવટ ઠેકાણે પડ્યાં એ. ઊગર્યાં બઈ આપણે. વચ્ચે બચારો પૂંજિયો ને ધનિયો પકડાઈ જ્યા. સૂકા ભેગું લીલું બળે. બચારાની મા ને વઉ કાળો કકળાટ કરે છે.'

મથુરશંગનું મગજ તપી જતું હતું. હરખાબાઈથી સાંભળ્યું જતું ન હતું પણ શું કરે?

કાચી જેલમાં પોલીસે બધાંને ધમકાવ્યાં, મારપીટ કરી. પંદર દિવસ સુધીમાં બીજા અનેકને ગુનેગારો ગણીને પકડી આણ્યા. આખરે જેસાના કેસની મુદત આવી પહોંચી.

**સેસન્સ** કમીટ કરીને કેસ ઉપલી કોર્ટે આવ્યો. જિલ્લા મેજિસ્ટ્રેટની કચેરીમાં જેસાનો કેસ સાંભળવા ભીડ મચી. દૂર દૂરથી ખાસ

સાક્ષીઓ બોલાવવામાં આવ્યા હતા. બોરસદના નથુશેઠ, રામપરાના લખમીચંદ ને પ્રેમચંદ શેઠ, મુખી માધાભાઈ, ફોજદારો ને જમાદારોનો સુમાર ન હતો. વડોદરા રાજ્યના પોલીસ કમીશ્નર પોતાની થોકબંધ ફરિયાદો સાથે હાજર થયા હતા. જેસાની સાક્ષીમાં યે ઘણા હતા.

લાંબા લાંબા પંદર દિવસ ને પંદર રાતો વિચારો ને અકળામણમાં પસાર કરીને જેસો સોળમે દિવસે કચેરીમાં હાજર ગયો. લોક એને જોવા પડાપડી કરવા લાગ્યાં.

હાથમાં હાથકડી, બાવડે દોરડાં, મોટા મોટા વાળ, માથે ફાટલું ફાળિયું, શરીર પર ખમીસ ને કોટ, કચ્છો મારેલું ધોતિયું. જેસાની આંખ અને ચહેરો તેજ કરે છે. એણે એક નજર આખી કચેરી પર નાંખી.

ન્યાયાધીશ, ન્યાયાધીશના મદદનીશો, શિરસ્તેદાર, વકીલો, સાક્ષીઓ, પ્રેક્ષકો સૌ જેસા સામે ભયભરી તિરસ્કારમિશ્રિત નજરે જોઈ રહ્યાં હતાં.

અપરાધવિધિ ચાલુ થઈ. ફરિયાદી સરકાર પોતે જ હતી અને ન્યાય તોળનાર પણ પોતે જ હતી.

સામે પક્ષે ગુનેગારોમાં જેસો એકલો હતો ને સજા ભોગવનાર પણ એકલો હતો.

સજાના સમાન ભાગીદારો સજા કરવા બેઠા હતા.

સરકારી વકીલનું વિદ્વત્તાપૂર્ણ ભાષણ થયું. વકીલ સાહેબે તર્કયુક્ત દલીલો સાથે ભારપૂર્વક જણાવ્યું કે જેસા જેવા ગુજરાતપ્રસિદ્ધ બહારવટિયાને ફાંસીથી ઓછી સજા થઈ શકે જ નહિ. એના સમર્થનમાં જેસાએ પાડેલી ધાડો અને આરોપાયેલાં ખૂનોનું કમકમાટી ઉપજાવે તેવું બ્યાન એમણે રજુ કર્યું.

બીજી વિધિ થયા બાદ ફેંસલો આપવાનું કામ બીજા દિવસ ઉપર મુલતવી રાખીને કચેરી બરખાસ્ત થઈ.

જેસાને ખાતરી થઈ કે પોતાને ફાંસી મળવાની. એને પૂછવામાં આવ્યું 'તમારે કંઈ કહેવું છે?' જવાબમાં એણે ફક્ત એટલું જ જણાવ્યું.' મારી ઈચ્છા મારાં સગાં સંબંધીને મળી લેવાની છે.' જેસાની છેલ્લી વિનતિનો સ્વીકાર થયો.

બીજે દિવસે ન્યાયાધીશે ફેંસલો સંભળાવ્યો. વકીલો, સાક્ષીઓ પ્રેક્ષકો વગેરે એક કાન થઇ સાંભળી રહ્યા. વિગતવાર હકીકતોની ઊલટ-સૂલટ તપાસ કરીને છેવટ ન્યાયાધીશે કહ્યું.

'બહારવટિયા જેસા ગુલાબ સામે જે ગંભીર ફરિયાદો આવી છે, અને તેના સમર્થનમાં જે અસરકારક વ્યાખ્યાનો અને દલીલો થયાં છે, તે જોતાં એને મોતની સજાથી ઓછી સજા થઈ શકે જ નહિ.' શ્રોતાજનોએ તાળીઓના અવાજથી કચેરી ગજવી મૂકી.

જેસો એમને એમ સ્થિર ચહેરે અક્કડ બનીને ઊભો રહ્યો જાણે આ દુનિયાનો એ માનવી જ ન હોય.

'પરંતુ' શ્રોતાવર્ગના આશ્ચર્ય વચ્ચે ન્યાયાધીશે આગળ ચલાવ્યું, 'સંપૂર્ણ હકીકતો, બારીકાઈથી અને ધ્યાનપૂર્વક વારંવાર વાંચી જતાં મને એમ લાગ્યું છે કે જેસો ગુલાબ એ સ્વભાવે તોફાની માણસ નથી. એ એક શાંત, સરળ, મહેનતુ અને પ્રામાણિક ખેડૂત છે. એ પોતાના કુટુંબને મળવા આવતાં પકડાઈ જાય છે ત્યારે પણ એ કુટુંબજીવનની મીઠાશમાં જાણે પોતાની બીજી બધી પ્રવૃત્તિઓ ભૂલી જઈ શાંત મજૂરજીવન ગાળતો થઈ જાય છે. અને એને લૂંટો, ધાડો કે ખૂન યાદ પણ ન રહે એવી મનોદશા તરફ એ સ્વાભાવિક રીતે જઈ રહ્યો હતો. એક નિરાધાર- અજાણ્યા ખેડૂતને બચાવવા જતાં એ મોતના મોંમાં ઝડપાયો એ હકીકત મારી ઉપરની વાતને ખરી ઠરાવે છે. એની ઉપર ફરિયાદીઓ અને સાક્ષીઓનો વરસાદ વરસ્યો છે. આપણા વિદ્વાન વકીલે એ ફરિયાદોને કાયદેસરનો ટેકો આપ્યો છે અને મારા

જ્યુરીમિત્રોએ પણ એને એકમતે મોતની સજા કરવાનું લગભગ એકમતે ઠરાવી દીધું હતું. છતાં પણ, તમારી ને મારી સૌની સમક્ષ રજૂ થયેલી હકીકતોના તારણથી મને લાગ્યું છે અને આપ સૌ સમજી શકયા હશો કે જેસા ગુલાબના ગુના બદલ જેસા ગુલાબ જ જવાબદાર નથી.' ન્યાયાધીશ અટકયા. શ્રોતાજનો વિચારવમળમાં પડયા.

'આમ છતાં' ન્યાયાધીશે સજા ફરમાવતાં કહ્યું, 'મારા હાથ કાયદાથી બંધાયેલા છે. પોલીસ ઇન્સ્પેકટર દયાશંકરના કરપીણ ખૂનનો ગુનો સાબિત થઇ ચૂક્યો છે. જો કે ખૂન એણે શા કારણે, કેવા સંજોગો વચ્ચે કર્યું છે એ વાત આપ સૌએ ફરિયાદીઓ ને સાક્ષીઓની હકીકતોથી જાણ્યું છે, આથી કાયદાને બનાવી શકાય તેટલો હળવો બનાવીને હું જેસા ગુલાબને જન્મટીપની સજા ફરમાવું છું.'

ન્યાયાધીશ ખુરશી છોડી ચાલ્યા ગયા.

પોતાને મોતમાંથી બચાવીને જન્મટીપની હળવી સજા ફરમાવવામાં આવી છે એવી જેસાની ખબર પડે તે પહેલાં એની સામે મથુરશંગ, હરખાબાઈ, અણદર વગેરે આવીને ઊભાં રહ્યાં. જિંદગીમાં ફરી જેસાનું મુખ જોવા નહિ મળે એ વિચારે સૌની આંખમાં આંસુ હતાં, 'જેહલા' હરખાબાઈ વધારે બોલી ન શકી. જેસાને શરીરે હાથ ફેરવ્યો. પરાણે મન મજબૂત રાખી રહેલા જેસાની આંખો ભીની થઈ.

મથુરશંગની પાછળ ઊભેલાં અણદર, કાશી, જમના, ફૂલો વગેરે રડતાં હતાં.

'ફૂલાને ભણાવજો બા,' જેસાએ ખોંખારીને કહ્યું. ફૂલાનો હાથ હાથકડીવાળા હાથમાં લઈને ભીંસ્યો. 'પલનું કામ પૂરું કરી પાછાં જાઓ તારે મને કાગળ લખજો.'

'સારું. પણ જેહલા, હવે અમારું શું થશે? હરખાબાઈ વળી રડવા લાગી. 'ચલો!' પાછળથી પોલીસે ઉતાવળ કરી.

જેસાએ સૌની ઉપર ફરી નજર ફેરવી લીધી. કાશી આગળ આવી. નાના છોકરાને જેસાના હાથમાં આપ્યો. જેસાએ હાથકડી વાળા હાથમાં લઈને છાતીએ ચાંપ્યો. ઘડીભર એકીટશે છોકરા સામે જોઈ રહ્યો. વહાલી મા, અણદર, બેન, ભાઈ, કાકા, સૌ કરતાં આ નાના બાળકને છોડતાં એને વધારે દુઃખ થતું હતું. 'મેં આને રમાડયો જ નઈ. હવે રામ જાણે જીવતો આવીશ કે નઈ. હજી તો ગાયકવાડી સજા આવતે જન્મે ભોગવવાની હોય તેમ માથે ઊભી છે.' આ ફાની દુનિયા ફરી જોવાની આશા જેસાએ છોડી દીધી.

'ચલો અભી વક્ત હો ગયા.' પાછળથી જમાદાર ગર્જ્યો. જેસો એની આગળ ચાલ્યો. રડતે હૈયે સૌ ઊભાં રહ્યાં.

પાછું વાળીને જોતો જેસો મનથી દુનિયાની છેલ્લી વિદાય લઈને ધીમે પગલે, ઉદ્વેગભર્યા દિલે પોલીસટુકડી સાથે જેલ તરફ ચાલ્યો ગયો. લોકો કુતૂહલથી એની સામે નીરખી રહ્યા.

## ૪૨

**ફરતી** પાકા લાલ પથ્થરની દસ ફૂટ ઊંચી દીવાલો : મજબૂત સળિયાનો આઠ ફૂટ દરવાજો, ઉઘાડી સંગીને પહેરો ફરતા સંત્રીઓ : ગંભીર અને સોગિયાં મોં રાખીને કામ કરતા કારકુનો : ભેદી દીવાલ પાછળની કલ્પના માત્રથી ધ્રૂજી ઊઠતા કેદીઓને લઈ એક પોલીસ ટુકડી સાબરમતી સ્ટેશને ઊતરી દરવાજા પાસે આવી પહોંચી. બીજી બાજુથી એકલા જેસાને લઈને છ હથિઆરબંધ પોલીસ આવ્યા.

જેસાએ દરવાજા સામે જોયું. દીવાલો સામે જોયું. સંત્રીઓ સામે નજર કરી. એના મનમાં ન કળી શકાય તેવું તોફાન શરૂ થયું.

ભયની એક કારમી કંપારી એના શરીરમાંથી પસાર થઈ ગઈ. કેવા અસુરો આ કાળા રાક્ષસી દરવાજા પાછળ છૂપાયા હશે. કોઈ ચોમાસું ચરેલો અલમસ્ત બળદ કાળા રીંછના મોંમાં સપડાય તેમ જેસો દરવાજામાં સપડાયો. પહેલો દરવાજો ઊઘડ્યો ને બંધ થયો. બીજો એવો જ દરવાજો જેસાની નજરે પડ્યો. તે ઊઘડ્યો ને જેસો અંદર ગયો. જેસાએ પાછળ જોયું, બન્ને લોખંડી દરવાજામાં પોતે સદાને માટે સપડાયો છે એ વિચારે એનાં અંગ થથરવા લાગ્યાં. એક ભયભીત દૃષ્ટિથી એણે વાતાવરણ નીરખી લીધું.

સુશોભિત લાલ સડક અજગરની લસલસતી જીભ જેવી વિકરાળ લાગી. લીમડાની સુંદર કતાર એને જમદૂતો જેવી લાગી. ઊડીને આંખે વળગે એવી સ્વચ્છતા એને વેરાન મૃત્યુભૂમિ જેવી દેખાઈ. એ જ વખતે વાદળી ચોકડીનાં સફેદ ચડ્ડી-બાંડિયાવાળા, પગમાં બેડીઓની સાંકળ ખખડાવતા વીશેક કેદીની ટુકડી આવતી દેખાઈ. જેસો જોઈ રહ્યો. કેટલાકને આઠ આઠ દિવસની હજામત ચડી ગઈ હતી. સૌનાં મોં કાળાં પડી ગયાં હતાં. એક જણને માથે પીપ હતું. બીજાએ મોટો રોટલાનો થોકડો લૂગડામાં બાંધીને સાથે લીધો છે. પાછળ પીળી પાઘડી–આકારની ગોળ ટોપી, પીળી ચડ્ડી, ચકચકિત બટનવાળો સફેદ કોટ, ધોળાં બેંડેજ અને ભારે ચંપલ, કેડે ચામડાનો પટ્ટો, પાછળ હાથ એકનો મજબૂત કાળો દંડો લટકી રહ્યો હતો, એવો વૉર્ડર હતો. સોળ સોળ બળદ જોડેલા ગાડાને કેનિયાના પહાડોમાં કોઈ આફ્રિકન હાંકી જતો હોય તેમ એ વૉર્ડર બબ્બેની હારમાં ચાલ્યા જતા કેદીઓને હાંકી જતો હતો.

જેસાએ ત્રાંસી નજરે જોઈ લીધું. મારે પણ એક દિવસ આવું મોટું પીપ માથે મૂકીને કામે જવું પડશે.

'ક્યાં લઈ જતા હશે આ લોકોને ? ક્યારે પાછા આવતા હશે ? ક્યાં ખવરાવતા હશે ? શું ખવરાવતા હશે ?' અનેક કલ્પનાઓ

કરતો એ બેસી રહ્યો છે. ઉપર બે પોલીસો ભરી બંદૂકે ઊભા છે.

ત્યાં એક વૉર્ડર આવ્યો. 'ચલાઓ, કપડાં ઉતારો.' ઉઘાડો કરીને જડતી લીધી. જેસો શરમાઈ ગયો.

'પહેરી લો કપડાં.' હુકમ થયો.

જેસાએ કેદીવેશ ધારણ કર્યો. જૂનાં કપડાં નોંધી લઈ લઈ લીધાં. જસતનાં બે વાસણ જેસા સામે મૂક્યાં. પાલી ઘાટનું પાણી પીવાનું ટમ્લર ને તાંસળી જેવું તસલું. કાળાં કઠણ પડી ગયેલાં વાસણ જોતાં જેસાને ચીતરી ચડી. પાથરવા માટે જાડા શણની સીંદરીની સાદડી, ઓઢવા ગંધાતો કાળો કામળો. બધી વસ્તુઓ જુએ છે ત્યાં લુહાર આવ્યો. બન્ને પગમાં કડલાંની માફક મજબૂત બેડીઓ પહેરાવી દીધી. બે ય કડામાં બે ઊભા દંડા પરોવી કડું હાથમાં આપ્યું. હથોડાથી બેડીઓ ટીપતાં લુહારના ચહેરાની એક પણ રેખા પલટી નહિ, એના હૃદયનો એક પણ તાંતણો ઝણઝણ્યો નહિ. જેવો આવ્યો હતો તેવો ખંભે હથોડો મૂકીને ચાલ્યો ગયો.

'ચલો ખડે હો જાઓ' નવા વૉર્ડરે જેસાનો કબજો લીધો. એની મોટી દાઢી એના કાળા બિહામણા ચહેરાને વધારે બિહામણો બનાવતી હતી. એના હોઠ અક્કડાઈમાં બિડાયલા હતા. એની મારકણી આંખોમા ખુન્નસ ભર્યું હતું. જેસો ધીમેથી ઊઠીને એની પાછળ ચાલ્યો.

આખી જેલમાં સવાલથી વાત આવી ગઈ હતી. 'જેહલો બહારવટિયો આજ આવવાનો છે.' 'બહારવટિયો' શબ્દની સાથે જ ભયાનક મુખમુદ્રા, કદાવર બાંધો, જોરાવર ભુજાઓ, મજબૂત પિંડીઓ, ને ત્રાસજનક વ્યક્તિત્વની કલ્પનાઓ કરીને સૌ કોઈ ધુસપુસ વાતો કરી રહ્યા હતા.

જેસાને આવતો જોતાં મોં બગાડીને બોલી ઊઠ્યા:

'કુછ નહિ, મુફલિસ આદમી હૈ.'

'એક દંડાસે સીધા હો જાયગા.'

'મેરે હાથમેં દે દે, મેં સીધા કર દું.'

કચ્ચા, પક્કા, પોલીસો સૌનો હરખ ભાંગી ગયો.

સૂર્ય કે સૂર્યપ્રકાશ પહોંચી ન શકે તેટલી ઊંચાઈએ રાખેલ એ જાળિયાં, ઊંચું છાપરું, સાંકડી કોટડી, એક ખૂણામાં ઊભા ઊભા પીસવાની ચક્કીઃ આગળ નાનું ચોગાનઃ ફરતી ૭ ફૂટ ઊંચી દીવાલ; અંધારીના નામથી ઓળખાતી એકાંત કોટડીમાં જેસાને બંધ કરીને વોર્ડર ચાલ્યો ગયો.

જેસો ચારે કોર નજર કરવા લાગ્યો. ઉપર ઊંચે જોયું. 'પુનશાળી સદેહે સરગે જાય ને પાપીને જીવતાં નરક મળે એ આનું નામઃ મેં પાપ ક્યાં ઓછાં કર્યાં છે? આખી જિંદગી હવે અહીં જ કાઢવાની. 'રથ જેવડાં ભયંકર પૈડાંવાળી ચક્કી જોઈને જેસો થંભી ગયો.' મારે આ ચક્કીએ દળવું પડશે. ચેટલું રોજ દળવા આલતા હશે? આખો જનમારો અહીં શે જશે? આવતે ભવ બા'ર નેકરવાનું. હવે બહારનું કશું જોવા નઈં મળે. બા ને સૌ પાછાં કામે ચડી જ્યાં હશે. એમને બે ચાર દન તો ગમશે ય નઈં. મથુરકાકા છે એટલે હરકત તો નઇં પડે. વરહ દા'ડા પછી તો રામપરે જશે. અણદરને શે'રમાં રે'વાનું બઉ મન હતું. પણ હવે એકલી ચ્યમ કરીને રે'? મેં જ ભૂલ ખાધી. પીડે ના જ્યો હોત તો? પીધો નઈં ને નકામો ઝલાઈ જ્યો. પણ કાળ માણહને ભૂલવે છે ને? પલના કામે ના રોકાયો હત ને જઈને મહરાજ સાથે મળી જ્યો હત તો? પણ એવાં ભાગ્ય ચ્યાંથી? માણહને કાળ ભુલાવે છે! બીજું કાંઈ નઈં. પણ આટલી આટલી મે'નત કરી નકામી જઈ. કરી કમાણી ધૂળ મળી. દળી દળીને ઢાંકણીમેં. કોઈને સુખ ના કરાવ્યું. બધાંને દખી કર્યાં.'

કાચી જેલમાં આવતા એ જ વિચારો ફરી ફરીને આવવા લાગ્યા.

વોર્ડરો, પોલીસો, કેદીઓ આખી જેલ જોતાં એને ત્રાસ છૂટે છે.

'આ મારા સાળા રાખહ જેવા મારી નાંખશે. ચેવા દંડા રાખે છે? ચેવી બંદૂકની અણીઓ છે?'

'મારી સાથે આયો, તો એની આંખો ચેવી છે? બાલિયો આઈ ગ્યો છે. એક વાર. એનો બઉ મારતા. મૂઆ દૈત જેમ મારે છ.'

જેસો ગભરાવા લાગ્યો. 'ડાકોરવાળો કરે એ સાચું. સોમલા હારે પકડાયો હત તો બેય સાથે રે'ત. એક જલમ તો રમતમેં કાઢી નાંછત. હશે, રણછોડરાય બાપાની મરજી.'

એક પોલીસ ઉઘાડી સંગીને આગળ પહેરો ભરે છે. સીધો અક્કડ ચાલ્યો જાય છે. સામું જોતો નથી. એને ખબર મળી ગયા છે કે આ એક નામીચો બહારવટિયો છે. એની ઉપર કડક પહેરો રાખવાના અને કડક વર્તાવ રાખવાના હુકમ મળી ગયા છે.

થોડી વારે વોર્ડર આવ્યો. 'ચલો, નહાનાં હૈ ન?'

'હા હેંડો' જેસો તૈયાર થયો. પોલીસે તાળું ઉઘાડયું. વોર્ડર સાથે આવ્યો. લંગોટ પહેરી નહાયો. કપડાં પહેરી પાછો આવ્યો. મનને જરા શાંતિ થઈ. 'હે રામ' આંખ વીંચીને જરા બેઠો.

પોલીસે તાળું મારતાં વોર્ડરને કહ્યું, 'દિખતા હૈ ભગત જૈસા'

'કૈસા ભગત હૈ થોડા દિનમેં દિખાયગા. ' ભૈયાજી, તુમકો કયા માલુમ? બડા બદમાશ હૈ! બડા ચાલાક હૈ! કિતની લૂંટફાટ કિયા, કિતની ધાડ, કિતને કિયે, સારે ખેડે જિલ્લેમેં ખૂનકી નદી બહી થી. માલુમ હૈ?'

'ઐસા? મૂંહ પર સે તો નહીં લગતા.'

'બડા ઠગ હૈ. કિતને બડે અફસરકો સાફ કર દિયા.'

'પોલીસ અફસરકો?'

'તો ફિર? તુમ્હારા જેસા સીધા, ભલાભોલા નહીં હૈ. માલુમ હૈ? આતેહી જેલર સા'બકે સામને હો ગયા.'

'ઐસા?'

'અરે મારતા કિસી આદમી કો જો મૈં પકડ નહીં લેતા.'

વોર્ડર તાળું ખેંચીને ચાલ્યો ગયો.

પોલીસ ફરતો ફરતો નજર કરવા લાગ્યો. જેસો માથે હાથ દઈ ને કાળી કામળી પર સૂતો હતો.

'દિખતા તો નહીં કોઈ બહાદર બહારવટિયા જૈસા.'

કામેથી છૂટવાની ઘંટડી વાગી. જેસો સાંભળવા લાગ્યો.

'શાનો ઘંટ વાગ્યો હશે? અઈ નેહાર હશે?'

થોડી વારમાં ફરી વોર્ડર આવ્યો. સાથે રોટી ને દાળ ઉપાડી એક કેદી આવ્યો.

'લાઓ બરતન.'

જેસો ઊભો રહ્યો. 'બરતન શું હશે?' ચોતરફ જોવા લાગ્યો.

વોર્ડરે વધારે જોરથી બૂમ મારી. 'તેરા કોઈ નોકર નહીં ઇધર. બરતન લાઓ.'

જેસો એમ ને એમ ઊભો રહ્યો.

વોર્ડર હિંમતથી અંદર આવ્યો અને જેસાને એક થપ્પડ મારી દીધી 'સુનતા નહીં. યે બરતન ઉઠાઓ.'

વોર્ડરના હાથની નિશાનીથી જેસો સમજ્યો. વાસણ લીધું.

'સાલા, બાપકા રાજ નહીં ઇધર. ઠાકોરપના નહીં ચલેગા.' ઘૂરકતો વોર્ડર બહાર નીકળ્યો.

જેસાએ આજ સુધીમાં કદી કોઈની થપ્પડ ખાધી ન હતી.

સમસમી રહ્યો. શરીર ક્રોધથી કંપતું હતું. દાળરોટી લઈને બાજુ પર મૂક્યાં.

'ખા લે જલદી જલદી. ફિર તેરા કપડા ધો ડાલ.'

જેસાએ ખાવાનું શરૂ કર્યું.

સુક્કો ઘી, દૂધ, છાશ વિનાનો જારનો રોટલો મમળાવી મમળાવીને ખાધો. જેસાને દાળ ભાવી. ખાતાં ખાતાં અનેક વિચારો આવ્યા. બધું નજરે તરતું હતું. અર્ધું ખાઈને મૂકી દીધું. 'વાસણ ચ્યાં અજવારું ?'

'ચલ મેરી સાથ. પૂરા કયોં નહીં ખાયા ? ખા લે.'

જેસો સામું જોઈ રહ્યો.

'દેખતા હૈ કયા ?' વોર્ડર પાછો અંદર ઘૂસ્યો. 'દુસરી થપ્પડ પડેગા. સસુરાલ નહીં હૈ.'

જેસાએ બીજો અર્ધો રોટલો ખાધો. દાળ પી ગયો.

'ચલો અભી દે દો રોટી ઈસકો.'

વધેલી બીજા કેદીને આપી દીધી. વાસણ ઊટકીને આવ્યો. પાછું તાળું દેવાયું ને વોર્ડર કરડી નજર કરીને કડપ બેસાડ્યાથી હરખાતો ચાલ્યો ગયો.

જેસાને બેવડું દુઃખ ઘેરી વળ્યું હતું. વહાલાંનો વિયોગ અને જેલની શિરજોરી. 'આમાં જિંદગી શે જશે ? આ કરતાં તો ફાંસી મળી હોત તો સારું હતું. નિકાલ પતી જાત. મારી સાસને થાપટ મારી લીધી. બા'ર મળ્યું હોય તો ધારયા તળે જ કાઢી નાંખું. ઘડી વાર ન લગાડું.'

બપોરે શિરસ્તા મુજબ વજન, નામકરણ વગેરે વિધિ થઈ. ટિકિટ મળી. કામ મળ્યું. સાંજે ખાધું ન ખાધું કરીને સૂઈ ગયો.

રાત આખી ઊંઘ ન આવી. પોલીસોના ફાનસથી પણ એ ડરતો હતો. 'કોઈને અઈં આ હૈતોએ મારીને દાટી તો નઈં દીધા

હોય ?' ત્યાં તો એની નજર સામે આકારો તરવા લાગ્યા. જેસો બેઠો થઈ ગયો. રણછોડરાયના જપ જપ્યા. પાછાં સૌ યાદ આવ્યાં. આવતાં આવતાં નિર્ભયરામ યાદ આવ્યા. અદલોઅદલ જાણે સામેથી ચાલ્યા આવે છે. ટટાર ચાલે જાણે સામા આવીને કહે છે 'હું પણ બહારવટિયો છું. બીક સામે પણ મારું બહારવટું છે' જેસો થોડી વારે બબડ્યો 'હું પણ ખરો બા'રવટિયો છું. બીક સામેય બા'રવટું છ. પણ સારા દૈત જેવા મારી જ નાંખે.'

પાછલી રાતે સહેજ જંપ્યો.

પાંચ વાગે ઊઠવાનો ઘંટ વાગ્યો. જેસો જાગી ગયો. પાછલી રાતનું મીઠું સ્વપ્નું ઊડી ગયું. જાણે પુલનું કામ પૂરું કરીને સૌ સૂરત તરફ કમાવા જાય છે, પોતે છોકરાને તેડ્યો છે, પાછળ અણદર આવે છે—ઝબકીને જાગી ગયો.

વૉર્ડરે કહ્યું તે પ્રમાણે દાતણપાણી કર્યાં, કાંજી પીધી. એક કેદીએ આવીને મણ જુવાર ઘંટીની બાજુના ખાડામાં નાખી. જેસો જોઈ જ રહ્યોઃ આટલું ક્યારે દળાશે.

'ચલો લંગોટ લગાવ' વૉર્ડરનો હુકમ છૂટ્યો. જેસાએ કપડાં કાઢી લંગોટ પહેર્યો.

'દેખો, હલ્લા મચાયા હૈ તો માર ડાલેગા.' દંડો કાઢ્યો. પાછળ પોલીસ આવીને ઊભો રહ્યો. 'ચલાવ શરૂ કરો.'

જેસાએ કદી ચક્કીનો હાથો ઝાલ્યો નહોતો 'હે ભગવાન' કરીને હાથો પકડ્યો, ચલાવ્યું, ઓરણું ઓરતાં દાણા વેરાયા, ચક્કી અટકી ગઈ.'

'ચલાવ, રમત કરતા હૈ ?' વૉર્ડરે દંડો ફટકાર્યો.

આવા "ભયંકર" બા'રવટિયાને એક જ દિવસમાં ગાય જેવો કરી દીધાનો મદ એની આંખમાં જણાતો હતો. ગર્વથી એ પોલીસ સામે વારંવાર જોયા કરતો હતો.

જેસાએ એક કલાક ચક્કી ચલાવી. એનો હાથ થાકી ગયો હતો. એને થયું જાણે હમણાં પડી જવાશે. મનમાં થયું. 'બીજું કોઈ કામ આપ્યું હોત ? આ તો નહિ થાય.' મન ઢીલું પડતાં હાથ ઢીલો પડ્યો. માથા ઉપર ઊભેલા વૉર્ડરની બૂમો ચાલુ જ હતી.

મહા મુસીબતે દશ શેર દળીને એ બેસી ગયો. 'કયોં, બૈઠા કયોં ?' વૉર્ડરે દંડો ફટકાર્યો.

જેસાએ ઊંચું જોયું. એ નજરમાં કરુણા ન હતી; માણસને આંખમાંથી ઓળખનાર વૉર્ડર સમજી ગયો.

'અચ્છા, થોડા આરામ લે કર પીછે ચલાવ !' સાંજ સુધીમાં અર્ધો મણ દળ્યું. વૉર્ડર ધમકાવીને ચાલ્યો ગયો.

નાહી ધોઈ ખાઈને કોટડીમાં બંધ થઈ ગયો.

એ દિવસ સખત હાથ દુખ્યા. ધીમે ધીમે ઝડપ વધવા લાગી. વૉર્ડરનો કડપ કોઈ વાર ઉગ્ર તો કોઈ વાર નરમ પડતો હતો. જેસા ઉપર એણે પૂરો કાબૂ જમાવ્યો હતો.

એમ કરતાં લાંબો—અતિ લાંબો એક માસ વીત્યો. સુપ્રિન્ટેન્ડેન્ટ બીજી વાર તપાસે આવ્યો. કપડાં, પથારી, વાસણ, કામકાજ, વર્તન બધાંમાં જેસો પાસ થયો. વૉર્ડર, પોલીસ, જમાદાર, જેલર દરેકે સારો અભિપ્રાય આપ્યો.

જેસાને તિસરા ચકરમાં ફેરવવામાં આવ્યો હતો. તિસરા ચક્કર ગુંડા, બદમાસ, ધાડપાડુ અને હરામખોર ગણાતા "સજ્જનો" માટે ખાસ પ્રખ્યાત હતું. ત્યાં બદમાશોને ઘાણીએ જોડી નરપશુઓ બનાવવાના મહાન પ્રયોગો ચાલી રહ્યા હતા. ત્યાં ચક્કીઓ ઉપર દેખરેખ રાખનાર, અંધારીને આંટી મારે એવા વીફરેલા, તોફાની, રીઢા ગુનેગારોને મૂકેલા હતા.

જેસો તિસરામાં આવ્યો. એક કોટડીમાં પુરાયો. બહાર તાળું મરાયું. ખુલ્લી ને બંધ કોટડી એવા ઇરાદાપૂર્વક પાડેલા વિભાગથી બદમાશનું માપ કાઢવામાં આવતું હતું.

જેસાએ બહાર જોયું. મહિના દિવસે ખુલ્લી હવા ને ખુલ્લો પ્રકાશ મળતાં શરીર અને મનને જરા સારું લાગ્યું. હમેશનું ૩૫ શેર દળણું જેસો બે વાગ્યામાં પીસીને ફેંકી દેતો હતો.

જેસો આવ્યાના ખબર તિસરા ચક્કરમાં ફેલાતાં સનસનાટી મચી ગઈ. સૌ એને જોવા અધીરા બન્યા. પ્રાંત–પ્રાંતના તરેહ તરેહના આદમીઓ અહીં હતા. દરેકને નવા દોસ્તની ભાઈબંધી કરવાની ઈંતેજારી હતી. ખુલ્લી કોટડીવાળા બહાનાં બતાવી આંટા મારી જોવા લાગ્યા. બાબર દેવા, ડાહ્યાભાઈ ફોજદાર, ડાભલો, અજુ દાદા, ગગલો એવા એવા મહીકાંઠાના પ્રસિદ્ધ બહારવટિયાઓની કલ્પના કરીને જેસાને જોવા સૌ તલપાપડ થઈ રહ્યા.

પણ જેસાને જોતાં જ સૌ નિરાશ બન્યા. જેસાના ચહેરામાં, એની રીતભાતમાં, એના વર્તનમાં, એવું કશું જણાયું નહિ.

સાંજે બહાર પાર્ટીમાંથી એક કચ્ચો આવ્યો, એને આવતાં વેંત ખબર મળ્યા. ‘ જેસા જમાદાર આ ગયા હૈ. ’

‘ ક્યાં હૈ ? ’

‘ દેખ ઉધર. ’ એક મુસલમાન કેદીએ આંગળી ચીંધી.

કચ્ચો ગયો. પોલીસ બોલીસ છે કે નહિ એ જોઇ લીધું, પછી બોલ્યો. ‘ ક્યમ ભયા ? ’

જેસો ઊભો થઈ ને જાળીએ આવ્યો. આફ્રિકાના ઊંડા જંગલમાં પોતાના દેશબાંધવનો અવાજ સાંભળતાં હર્ષથી હૈયું નાચી ઊઠે તેમ જેસો કૂદીને ઊભો થયો. હસીને આંખો માંડી.

‘ ચોંના તમે ? ’ કચ્ચાએ પૂછ્યું.

'રામપરાનો. તમે ?'

'હું શીહવાનો.'

'તારે તો પાહે જ.' જેસાએ કહ્યું. દેવાણમાં અમારે ચંદાની બાંન આલી છે. તમારું નામ ભયા ?'

'હેમતો.' હિંમતે ફરી એક વાર ચોતરફ જોઈ લીધું પછી બોલ્યો.

'તમે પણ ભારે કરી.'

'ચ્યમ ?' જેસો હસ્યો. પોતે કશી બહાદુરી કરી હોય એવો એને ખ્યાલ નહોતો રહ્યો.

'સૌને સીધા કરી દીધા. અહીં કશો ફકર ના રાખશો. તમે સાવ દબઈ જ્યા સો. બા'ર તો તમારી 'ફે' ફાટતી. જેસાને પોતાનું શૂરાતન યાદ આવવા લાગ્યું.

'અમે તો સૌ રાજી થ્યા'તા તમે તિસરામાં આયા એથી.'

'ચ્યમ ?'

'ચ્યમ શું ? આપણા ભયાઓને બઉ દખ સે.'

'હોય નઈ ?' જેસો જરા ઉતાવળો બોલ્યો.

'ભઈના શોગન. આ તારી જોડે બેયા, શપાઈ, પઠાંણ સે પણ એનું કોઈ નાંમ પણ લેતું નહિ ને આપણા સાંમતાને દંડે દંડે મારે સે.'

'ચ્યોં છે સામતો ?'

'છેલ્લી કોટડીમેં. બીજા એક બે સામે છે. સક્કી વૉર્ડમેં સે પણ કોઈમાં દમ નહિ રયો અને તું ય ઢીલો પડી જ્યો.'

હિંમત ઢીલો પડી જતાં બોલ્યો.

'કોણ કહે છે ?' જેસાએ સહેજ કડક અવાજ કર્યો.

'હું કહું છું. બે બદાંમના વોડર.' જેહલા જમાદારને કંડા

મારે, પછે બચરા સાંમતા જેવાનું શું ગજું ? તું આયો તે દા'ડે તો જેલર શા'બ પણ ધ્રૂજતા'તા.'

'સાચું કહે છ ?' જેસો હર્ષમાં આવી ગયો.

'ભાઈના શમ. તારી જેવાની એક હાક વાગે તાં થથરી જાય. અને અહીં તો ફૂંફાડો રાખે એ જ મરદ. પછી એનું કોઈ નામ ના લે. અને આપણા સૌ ભયાને સુખ થઈ જાય એ વધારામાં !'

જેસો ચમકતી આંખે જોઈ રહ્યો. થોડી વારે પૂછ્યું.

'શા સારુ સામતાને મારે છે ?'

'પુરું પિસાતું નહિ. શરીર બાદલું છે બચારાનું.'

'એમ ? તારે તો કંઈક કરવું જોશે.'

'પણ હવે ઝાઝા દન જાવા ન દઈશ. એક વાર દાબ બેહાડી દે. પછી જોઈ લે મઈનામાં તો તું જેલનો રાજા બની જાશ. તેં તો મોટા મોટા મીરનાં માથાં ભાંગ્યાં છે.'

'હા. માર્યો છે તો મીર.'

'તારે એમ તું નબળાઈ બતાડેશ તો પછી ભયાએ.ની વગ કોણ કરશે ?'

'આપણા બારિયા ચેટલા હશે અઈં ?'

'બધા બઉએ છે. કોણ ગણવા ગયું છે ?'

'ઠીક તારે હેંમત ભઈ, તું બે ચાર દા'ડામાં જોઈ લેજે.'

'બસ મારો ભઈ. હવે ખરો.' હિંમત ધીમે રહીને ચાલ્યો ગયો.

થરપારકરના રણમાંથી ભર ઉનાળે સિંધમેલ પસાર થતો હોય એની માફક, છાતી સમાણી બાવન ચક્કીઓ ધમધમાટ કરતી ત્રીશ પાંત્રીશ માઈલની ઝડપે દોડી રહી છે. સફેદ રેત જેવો ગરમ લોટ શરીર પર ઉડી રહ્યો છે. પસીનાના રેલા ચાલે છે. બાવન કેદીઓ માત્ર કચ્છબેર ચક્કીઓ ચલાવી રહ્યા છે. વચ્ચે વોર્ડરો દંડા લઈને ફરે છે.

રસોડામાં મોટી ભઠ્ઠીઓ સળગે છે. મોટાં બોઇલર જેવાં પીપમાં દાળ ઉકળી રહી છે. લોખંડના ચોરસ તવાઓ ઉપર સોળ સોળ રોટલા સામટા ઉતરે છે. રોટલા કરવામાં આઠ દસ જણ રોકાઈ ગયા છે. એક જણ પગથી લોટ ગૂંદે છે. એક જણ ગોળા કરીને જોખે છે, સાત આઠ જણ ઊભા ઊભા રોટલા થાબડે છે. બે જણ ચોડવે છે. એક ગણી ગણીને થપ્પીઓ કરે છે. દરેક ભઠ્ઠે હજાર હજાર રોટલા ટિપાય છે.

બડા ચક્કરમાં, દવાખાનામાં, અંધારીમાં, લુહારખાતામાં, દરજી ખાતામાં, ધોબીખાતામાં, રંગાટમાં, સાબુ બનાવવામાં, નેતર કામમાં. સૌ કામે લાગેલા છે.

બહાર પાર્ટીવાળા શાકભાજીના ખેતરોમાં કામ કરે છે. રેલ્વે સ્ટેશન પર ગયેલા કોલસાની ભૂક્કી ઉતારે છે. મોં, હાથ, શરીર, કાળાં ભૂત જેવાં બની ગયાં છે.

તિસરા વોર્ડમાં એક બાજુ બે જણ દોડના ધાણી ફેરવી રહ્યા છે, બીજી બાજુ લોખંડી પંજાથી શેતરંજીઓ વણાઈ રહી છે, હારબંધ ખોલીઓમાં ચક્કીઓ ચાલી રહી છે.

જેસો પોતાની ઓરડીમાં ચક્કી ચલાવી રહ્યો છે. એની ઓરડીનું તાળું બે દિવસથી ખૂલી ગયું છે. સવારથી લહેરમાં છે. આસ્તે આસ્તે ચક્કી ચાલી રહી છે. મક્કમ નિર્ધાર થતાં મન કઠોર સંતોષ અનુભવતું હોય તેમ જેસો કડક હાથે ધીરી ચક્કી ચલાવી રહ્યો છે. એ વખતે મોટા ચક્કરનો ફાટેલો વોર્ડર ગુલામમહમદ આવ્યો. 'ક્યોં જેસા!'

જેસો ફર્યો. કશું ન બોલતાં ચક્કી ચલાવવા લાગ્યો. ગુલામમહમદ આગળ ચાલ્યો. જેસો ચક્કી મૂકી પાછળ ચાલ્યો. સામતની ઓલી ઠેલ્લી હતી. બીજે નજર કરતો કરતો ગુલામમહમદ ત્યાં જઈને અટક્યો. થોડીવાર જોઈ રહીને બૂમ મારી. 'એ મવાલી, સુનતે હો?'

સામતે પાછળ જોયું. ચક્કી ઊભી રહી ગઈ.

'ક્યોં કિતના પીસા?' ગુલામમહમદ અંદર ગયો. હસતાં હસતાં દંડો છોડ્યો. માત્ર મોજ ખાતર ફટકારી દીધો. 'સાલા, તેરેકુ કિતની દફે કહા? હમકો ભી જવાબ દેના પડતા હે.'

'પણ શું કરું?' સામત કરગર્યો. એના નબળા પડી ગયેલા ફીલા શરીર પર પાંસળીઓ દેખાતી હતી.

દંડાનો અવાજ થતાં જ જેસો અંદર દોડી ગયો. ગુલામમહમદે પાછળ ફરીને એની સામે આંખ કાઢી.

'તું ક્યોં આયા ઈધર?' દંડો ઉગામ્યો.

ફક્ત એક વાર ગુલામમહમદે જેસાની બદલેલી આંખ જોઈ હતી. દિવસે એ ગમ ખાઈ ગયો હતો. પણ પછી દિવસે દિવસે જેસો નરમ બનતો ગયો અને ગુલામમહમદના મનમાંથી 'બહારવટિયા'નો ભયંકર ખ્યાલ ચાલ્યો ગયો હતો.

આજે ઘણે દિવસે જેસાની આંખમાં 'ભયંકર બહારવટિયો' દીઠો. મનમાં ડર લાગતાં એણે દંડો ઝાપટ્યો.

જેસો એકદમ ગુલામમહમદના અંગ પર ધસી ગયો અને બે હાથે જોર કરીને દંડો આંચકી લીધો. ક્ષણનો વિલંબ ન કરતાં ફડાફડ

મારવા જ લાગ્યો. ગુલામમહમદે ઘા ઝીલવા ડાબો હાથ ધરીને જમણે હાથે વ્હીસલ કાઢી સીટી મારી. જેસાને પકડવા મથામણ કરવા લાગ્યો. ચક્કી મૂકી સામંત જેસાની મદદે દોડી આવ્યો. બંનેએ ગુલામમહમદને પછાડીને એના જ દંડાથી સારી પેઠે પીટ્યો.

ગુલામમહમદની બૂમો સાંભળીને બહારથી કેદીઓ, વોર્ડરો, પોલીસો દોડ્યા આવ્યા.

ગુલામમહમદને છોડાવ્યો. પછી સામતાને ને જેસાને પછાડી દંડા ફટકારવા લાગ્યા. સાત આઠ જણ ઉપર ચડી બેઠા. સામતને એક પોલીસે ખેંચી કાઢીને બાજુની કોટડીમાં બંધ કરી દીધો, જેસો પડ્યો પડ્યો લાતો અને મુક્કા માર્યા કરતો હતો. એને મહા મુસીબતે હાથકડી પહેરાવી. અધમૂઓ કરી નાંખ્યો. જમાદાર પોલીસ પાર્ટી સાથે આવી પહોંચ્યો. બડા ચક્કર, ચક્કી, રસોડું બધા દરવાજા બંધ થયા. નાનો સરખો દંગો મચી ગયો.

જમાદારે જેસાને અંધારીમાં પૂરી દીધો. હિંમત દરેક બારેયાને કહી આવેલો. 'સામતને માર પડે છે માટે જેસો દંગો મચાવશે. એલાર્મ વાગે એટલે સૌ ભયા કામ મૂકી તિસરામેં દોડ્યા જજો.' પણ એલાર્મ વાગ્યું નહિ. દરવાજા બંધ થઇ ગયા ને જેસાને માર મારીને અંધારીમાં પૂરી દીધો!

જેસાને સખત માર પડ્યો હતો. હાડકાં કળતાં હતાં. એ ખુન્નસે ભરાયો હતો. પણ બારણે તાળું હતું. એ લાચાર હતો. આગળ સંત્રી પહેરો ભરતો હતો.

હિંમતે સાંજે આવીને વાત સાંભળી. બહુ વિમાસણમાં પડ્યો 'જેહલો મારી ઉપર બળતો હશે. હવે શું થશે એનું? ખટલો થશે ને બચારો મરી જશે. પણ અમે ય કેદી એટલે શું કરીએ?'

આ બાજુ જેસાનું મગજ તપી ગયું છે. 'એક વાર તો સૌને બતાવી આલું. જેહલો જમાદાર કોણ છે? બઉ બઉ તો ફાંસીએ

લટકાવશે. તો ય શું? કોઈ મદદે ના આયા. તો ય શું? જેહલો એકલો બસ છે.'

મોડી રાત સુધી શરીરની પીડા વીસરીને જેસો વોર્ડરો, પોલીસો, જેલર, કારકુનો સૌને જાણે એક સાથે મારીને દાટી દેતો હોય એવા ખુન્નસથી મગજ ગુમાવીને વિચાર કરતો બેસી રહ્યો, મધરાત પછી સહેજ ઊંઘ્યો.

સવાર પડતાં જ સુપરિન્ટેન્ડેન્ટ, જેલર, જમાદાર, નાયક, પોલીસ, વોર્ડરો વગેરેનું મોટું ધાડિયું અંધારીમાં આવી પડ્યું. જેસો જોઈ રહ્યો.

'ખોલો દરવાજા.' જેલરે હુકમ કર્યો.

પોલીસે તાળું ખોલ્યું.

બારણું ખોલે છે ત્યાં જેસો ગોરીલાની ઝડપે બહાર ધસી આવ્યો. પોલીસને પછાડી એની સંગીનવાળી બંદૂક ઉપાડી લીધી ને જેમ આવ્યું એમ મારવા માંડ્યો.

આટલી ઝડપથી હુમલો થશે એની કોઈને કલ્પના ન હતી. જેસો ધારાળાના અસલ સ્વરૂપમાં આવી ગયો હતો. સુપરિટેન્ડેન્ટ ગભરાઈને ભીંતે ટેકો લઈ ગયો. જેલરે ખીસામાંથી તમંચો કાઢ્યો. બે પોલીસ, જમાદાર, બે વોર્ડર, પાંચે જણ એક સામટા જેસા પર તૂટી પડ્યા. ઘાયલ કરીને જેસાને પકડી લીધો. બંદૂક ખૂંચવી લીધી. સારી પેઠે માર માર્યો. બાંધીને ઓરડીમાં ઘાલ્યો. તાળું મારીને અમલદારો ઓફિસમાં ગયા. ઘાયલ થયેલા પોલીસ ને વોર્ડરો ને દવાખાને મોકલ્યા.

આખી જેલમાં સનસનાટી ફેલાઈ ગઈ. દબાતે સાદે ઠેર ઠેર વાતો થવા લાગી: 'સાલા દિખતા થા ગરીબ, લેકિન ભારી નીકલા.'

'સાલાને જેલરકો પિટા.'

'અચ્છા કિયા.' વાતો ચાલી.

આ બાજુ અમલદારોએ જેસાને 'ગરમ' કરવાની તૈયારી કરી. ફટકા મારનારને સોટીઓ તૈયાર કરવાનો હુકમ મળ્યો. ફાંસી ખોલી સામે ઘોડી ઊભી કરવામાં આવી. જેલમાં બીક પ્રસરી ગઈ.

જેસાને પકડીને ચાર પોલીસને બે વોર્ડર લઈ આવ્યા. જેસાનું મગજ ઠેકાણે ન હતું. જેમ ફાવે તેમ બોલતો હતો. જાણે ચાર દિવસ પહેલાંનો જેસો જ નહિ. રોફથી છાતી કાઢીને ચાલતો હતો.

આવ્યો તે દિવસે 'ગરીબડો' 'નમાલો' કહીને મોં બગાડનારા કચ્ચા, પક્કા વગેરે આંખો ફાડીને કાનમાં વાતો કરવા લાગ્યા.

'સાલા સચ્ચા બહારવટિયા નીકલા.'

'થોડા દિન સભી છીપ રહેતા હૈ.'

અમલદારો આવી ગયા. જેસાનાં કપડાં કાઢતાં બે પોલીસ તથા બે વોર્ડરને ઘાયલ કર્યા. જેસાને ઘોડી સાથે મુસ્કેટાટ બાંધ્યો.

જેસાનું મન ઘડીભર પાછું હઠી ગયું. 'ચેવા લાગશે ફટકા?' પણ બીજી જ પળે 'ગમે તેવા લાગે. જેહલો જમાદાર ડરવાનો નહિ. ભલેને ચામડી ઊતરડી નાંખે' ડોક ઊંચી રાખીને એ ઊભો રહ્યો.

ડાકટરે દવા ચોપડી. ફટકા મારનારે લાંબી પાતળી સોટીઓ તૈયાર કરી. બડા સાહેબનો હુકમ છૂટ્યો. જેસો તૈયાર જ હતો. 'લગાઓ.'

મારનારે સોટી પાછી ઘુમાવી દોડીને મારી. સડાક કરતી ફૂલા પર ચોંટી ગઈ. જેસો ધ્રૂજી ઊઠ્યો. પણ બીજો, ત્રીજો ને ચોથો ફટકો પડ્યો ત્યાં સ્થિર થઈ ગયો. ચામડી ફાટીને પગે લોહીના રેલા ઊતર્યા પણ જેસાએ 'વોય'કારો ન કર્યો.

વીશ ફટકા થયા એટલે સાહેબે કહ્યું: 'બસ કરો. ડોકટર, દવા લગાઓ.'

સુપરિન્ટેન્ડેન્ટ ચાલ્યો. જેસાએ ત્રાંસુ મોં કર્યું. સહેજ હસીને કહ્યું: 'ચ્યમ થાસી જઈ?' અને પછી ખડખડાટ હસી પડયો.

સુપરિન્ટેન્ડેન્ટ સાંભળ્યું ન સાંભળ્યું કરી ચાલ્યો ગયો. જેલરે કહ્યું 'છોડ ડાલો. લે ચલો અંધારીમેં.'

જેસો પહોળા પગે છાતી કાઢીને ચાલતો પાછો ફર્યો ત્યારે આખી જેલ મોંમાં આંગળાં નાખી ગઈ.

'નહીં, યે ભી સાલા જવાંમર્દ હૈ' સૌના મનની વાત ગુલામમહમદના મોંમાંથી નીકળી ગઈ. ક્રૂર મનાતો ગુલામમહમદ જેસા ઉપર ખુશ થઈ ગયો. તે દિવસથી જેસાનો એ પરમ મિત્ર બન્યો.

બીજે દિવસે જેસાની વાત વિશેષ પ્રસરી. કામ પર જતાં, કામ કરતાં, પાછાં ફરતાં, જમતાં, એક જ વાત: 'સાલાને 'જેસલા જમાદાર' નામ સચ્ચા રખા હૈ.'

પખવાડિયામાં જેસો એક પ્રસિદ્ધ ગુંડો બની ગયો. મરજી પડે તો દોઢ મણ પીસીને ફેંકી દે. મરજી ન હોય તો ચપટી પણ ન પીસે.

એકલો અંધારીમાં પડયો રહે છે. ખેતરપાદર, માબેન, અને ભગવાનનું નામ પણ વીસરી ગયો છે. જેસાના મગજમાં એક જ ધૂન ભરાઈ છે.

'બસ 'જેસા જમાદાર' કા જેલમેં રાજ હૈ.'

અને જેલના રાજાનાં એક પછી એક લક્ષણો જાનને જોખમે એ કેળવવા લાગ્યો.

કેદીઓ, કચ્ચા, પકકા, પોલીસો, એના પર આફરીન થયા. અમલદારોએ ઈરાદાપૂર્વક એના તરફ દુર્લક્ષ કર્યું.

❦

જેસો પોતાની અંધારી કોટડીમાં પડ્યો પડ્યો સિગાર પીએ છે. ૭ માસમાં એ જેલનો દાદો બની ગયો છે.

નવ વાગવા આવ્યા છતાં કામ શરૂ કર્યું નથી. આજ જરા ઘર સાંભરી આવ્યું છે. બહાર પોલીસ સાથે વાતે ચઢ્યો.

એ વખતે ગુલામમહમદ દોડતો આવ્યો.

'કિધર ગયા જમાદાર ?'

'બૈઠા હૈ' પોલીસે કહ્યું.

જેસો બેઠો થયો 'કોન હૈ ?'

'ગુલામમહમદ.'

'આઓ, વાડર શા'બ' જેસાએ કામળ લાંબી કરી.

'અરે ચલ જમાદાર, ખડા હો જા.'

'ક્યા હૈ ?' નિરાંતે પગ લાંબા કરીને જેસો બોલ્યો.

'માલુમ નહિ, લેકિન તેરેકુ સામતાને જલ્દી બુલાયા હૈ.'

'કુછ કામ હૈ ?' જેસાએ આતુરતાથી પૂછ્યું.

'હાં, બોલા કી જમાદાર સા'બકો જલદી ભેજો. ખુશ ખબર હૈ.'

જેસો ઊઠ્યો. કામળ સરખી કરી. ચક્કીમાં દાણા એમ ને એમ પડ્યા હતા. 'ગુલામમહમદ, દુપેરકો પીસ ડાલુંગા હં !'

'કુછ ફિકર નહીં, દુસરેકો પાસ પીસા દુંગા. નહીંતર ઐસા વાપસ જાયગા. ક્યા હર્જ હૈ ?'

ગુલામમહમદ સાથે જેસો તિસરા ચક્કરમાં આવ્યો. મનમાં અનેક કલ્પના કરતો જાય છે ‘ શું હશે? ઘેરથી કશા ખબર આયા હશે! મુલાકાત આઈ હશે? મુલાકાત તો બંધ છે. પેલે ફેરે બચારાં ભાડાં ખરચીને આયેલાં પાછાં જ્યાં’તાં. સામતાને એકડા થવા કોઈ આયું હશે? સોમલો આયો હશે? રૂપલો આયો હશે? અનેક ઘોડા ઘડતો સીધો સામતાની ખોલીમાં ગયો.

‘ ચ્યમ સામતા ? ’

સામત ગંભીર મોં રાખીને સામો આવ્યો. હર્ષ ન સમાતો હોય તેમ બોલ્યો: ‘ હેંડ મારી જોડે સામી બાજુએ ’ કૂદીને ઓટલેથી નીચે ઊતર્યો. પાછળ જેસો ચાલ્યો. કશી સમજણ પડતી નથી. ‘ આટલો બધો હરખ શાનો હશે? ગમે તેમ પણ કશાક આનંદના સમાચાર છે. એટલું નક્કી. ’

સામત પહેલી, બીજી ને ત્રીજી ખોલી પાસે અટક્યો. જેસાને કહ્યું ‘ જો આ કોણ છે? ’

જેસાએ જોયું ને એના હર્ષનો પાર ન રહ્યો.

છ ફૂટ ઊંચી કાયા: માત્ર લંગોટ પહેર્યો છે: માથે કાળા ધોળા વાળ: મજબૂત બાવડાં, મજબૂત પિંડીઓ: જોસબંધ ચક્કી ચાલી રહી છે મોં પર લોટ ઊડીને બધી મૂછો ધોળી થઈ ગઈ છે.

જમણો પગ આગળ રાખીને છાતી સમાણી રથ જેવી ચક્કીને નિર્ભયરામ મહારાજ રમકડા માફક ચલાવી રહ્યા છે. સામતના શબ્દો એમને કાને ન પડ્યા, પણ જેસાનો ને સામતનો ઓછાયો પડ્યો એટલે મહારાજે બારણા તરફ જોયું. જેસાને ઓળખી લીધો. ચક્કી છોડીને મીઠું હસતા સામા આવ્યા. ‘ કેમ છે જેસા? ’ કહ્યું ત્યાં જેસાએ દોડીને મહારાજના પગ પકડી લીધા.

જેસાને ઊભો કરીને મહારાજે છાતીએ ચાંપ્યો. સામત બારણામાં ઊભો એ અલૌકિક દૃશ્ય જોઈ રહ્યો!

---

## આરોગ્ય

| | |
|---|---|
| દર્દો, દવાઓ અને દાક્તરો | ૧—૪—૦ |
| અપચાના સહેલા ઉપાયો | ૦—૪—૦ |
| શરદી અને સળેખમ | ૦—૬—૦ |
| વજન શી રીતે વધારવું? | ૦—૪—૦ |
| કબજિયાત | ૦—૪—૦ |
| આંખોનું આરોગ્ય | ૦—૪—૦ |
| નિસર્ગોપચાર : વિચાર અને વ્યવહાર ભા. ૧ | ૧—૦—૦ |
| આદર્શ ખોરાક કોને કહેવો? | ૦—૪—૦ |
| નિસર્ગોપચાર અને જલોપચાર ભા. ૧ | ૦—૪—૦ |
| પહેલું સુખ | ૦—૪—૦ |
| ખોરાકની પસંદગી | ૦—૪—૦ |
| કસરત, મહેનત અને રમત | ૦—૪—૦ |
| નિસર્ગોપચાર અને જલોપચાર ભા. ૨ | ૦—૮—૦ |
| કલેજાના રોગો | ૦—૫—૦ |
| વૅક્સિનેશન કે સૅનિટેશન? | ૦—૬—૦ |
| લાંબું ચાલો અને લાંબું જીવો | ૦—૬—૦ |
| નિસર્ગોપચાર : વિચાર અને વ્યવહાર ભા. ૨ | |
| પાયોરિયા અને દાંતનાં બીજાં દર્દો | |
| મીઠું : એનો સદુપયોગ અને દુરુપયોગ | |
| હવા, પ્રકાશ અને વાતાવરણ | |

| | |
|---|---|
| ગુલામીની શૃંખલા | ૨—૮—૦ |
| લગ્ન—એક સમસ્યા | ૧—૪—૦ |
| સાહિત્યસમીક્ષા | ૨—૮—૦ |
| સત્તાવન | ૧—૮—૦ |
| પ્રગતિશીલ સાહિત્ય | ૨—૮—૦ |

| | |
|---|---|
| संजीवनी | २—०—० |
| शोभा | २—८—० |
| प्रायश्चित्त भा. १ | २—०—० |
| ,, भा. २ | २—०—० |

છૂટક કિંમતો ટપાલખર્ચ સાથેની છે. રૂબરૂ લેનારને એક રૂપિયે બે આના વળતર મળશે.

## [વિશ્વસાહિત્યમાળાનાં બે પુસ્તકો]

### [૧] પતન અને પ્રાયશ્ચિત્ત

● મહાન અમેરિકન લેખક નેથેનિયલ હૉથો
અનુપમ કૃતિ Scarlet Letterનો આ
ગુજરાતી પુસ્તકનું નામ એટલું સૂચક છે
વિશેષ ઓળખાણની જરૂર રહેતી નથી. આખ
એક પતન પામીને બેઠા થતા આત્માના
વર્ણનસમી છે. આ વાંચતાં હૃદયના તારો
રહેતા નથી.

### [૨] અહંકાર

● ફ્રાંસના વિશ્વવિખ્યાત લેખક આનાતોલ ફ્રે
કૃતિ Thaisનું ભાષાંતર આજ સુધી આપ
નથી થયું એ જ આશ્ચર્ય છે. આ નવલકથ
ચિત્રોને આંખ સામે ખડાં કરે છે. માનવીન
કેટલી સૂક્ષ્મ રીતે કામ કરે છે તે જોવ
નવલનું વાચન ઉપયોગી છે.

લાર્ડીન પ્રિન્ટરી ખાડિયા : અમદાવાદ